

# બહુરૂપી બઝાર

અથવા

# તહેરઆતી ભેદોનો ભંડાર.

ભાગ-૧

# બહુરૂપી બજાર

અથવા

# તલેસ્માતી ભેદોનો ભંડાર.

ભાગ ૧ લો.

લખનાર—મથુરાદાસ ગોકલદાસ રાજા,
તે 'જય-વિજય,' "વીણા," 'અલ-મનસુર'
'અઈયારા અમીરન' ઈત્યાદિના કર્ત્તા.



મુંબઈ:
શ્રી 'સરસ્વતિ' પ્રિંટીંગ પ્રેસ.

આવૃત્તિ બીજી.

સંવત ૧૯૭૨. ઇ. સ. ૧૯૧૬.

કિંમત રૂ. ૧-૪-૦.

પ્રીન્ટર—મગનલાલ જગજીવનદાસ
ઠેકાણું - સરસ્વતી પ્રેસ, નંબર ૩૩૨-૩૩૪ નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ.
પબ્લીશર—મથુરાદાસ ગોકલદાસ રાજા
ઠેકાણું—૨૪-૨૬ આવલવાડી, વિઠુલવાડી, મુંબઇ.

**સહજ.**

પ્રિય વાંચનાર, આ વાર્તા સંબંધી આપને વિશેષ ઓળખ શું આપવી છે? 'ભીમસેન' દ્વારા આ નવલરંગભૂમી ઉપર આપણે બહુ લાંબો પ્રવાસ કરી ગયા છીએ, અને હજી આપણી મુસાફરી ચાલુજ છે. જે ઇશ્વરેચ્છાથી આપણે પૂર્ણ કરીશું. આપણે જોયલા બનાવોનો થોડો ભાગ આ ન્હાનકડા પુસ્તકમાં છે, તેનો આપ પ્રેમસહ સ્વિકાર કરી ઉત્તેજન આપશો તો આપણે જોઇ ગયલા બાકીના બનાવો તેમજ હવે પછી જે અદ્‌ભૂત બનાવો આપણે નીરખીશું તેમનું યથાર્થ વર્ણન થોડે થોડે ભાગે એક સટના જુદા જુદા ભાગમાં બહાર પાડી આપની સેવામાં રજુ કરવાની ઉત્કંઠા છે. જો કે આ ભાગમાંથી કેટલોક ભાગ કંટાળો દૂર કરવા અને સરળતા સાચવવા માટે કાઢી નાંખી યોગ્ય સુધારો કીધો છે, છતાં રહી ગયલી ભૂલો માટે આપની ક્ષમાનો ઉત્સુક—

મુંબાપુરી, વિક્રમાર્ક ૧૯૫૯. કર્ત્તા.

---

## વિશેષ શું?

એટલુંજ કે ઈશ્વરકૃપાથી લાંબે સમયે પણ આ નવલભૂમી પર ફરીથી પ્રવાસ કરવાની સુજ્ઞ વાંચકવૃંદની ઇચ્છા પાર પાડવાની તક મળી એજ તેમનાં મનને આનંદ આપવા માટેના અમારા અલ્પ પ્રયાસ માટે ઉત્તેજીત કરવાને પૂરતું છે. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે, છતાં અમારી અનેક ખામીઓ તરફ સ્નેહભરી દૃષ્ટિ રાખી વિવેકી વાંચક તરફથી ઉદાર વૃત્તિથી જે ઉત્તેજન મળ્યું છે અને મળે છે, તે આભારસહ સ્વિકારીએ છીએ.

વસંત પંચમી,
માઘ, શુકલપક્ષ
સંવત ૧૯૭૨. કર્ત્તા.

——:o:——

# અર્પણ પત્રિકા.

**સ્વર્ગવાસી વડીલ બંધુ રણછોડદાસ,**

આ નવલપુષ્પની માળા મારે હાથે ગુંથાઇ તેની સુવાસથી જનસમૂહનાં મન પ્રફુલ્લિત થાય, એવી આપનાં અંતરની ઇચ્છા પૂર્ણ કરવાનું કામ આરંભ્યું અને પ્રથમ પુષ્પની સુગંધથી જનમન આકર્ષાય એટલામાંજ ક્રુર કાળે આપનો આ સંસારમાંથી સદાને માટે અંતર પાડી દઇ આ અભાગી ભાઇને આપની ઇચ્છા પાર પાડવાનો અવકાશ આપ્યો નહીં ! ઇશ્વરેચ્છા ! આપના વિયોગનું અસીમ દુ:ખ દૃઢતાથી સહી આરંભેલું કામ ચાલુ રાખી જન-સમૂહને તેથી રીઝવવામાં આપના આશીર્વચને ઘણે અંશે ફત્તેહ મેળવી, જેના નિશાની તરીકે પ્રગટ કરેલ આ પુસ્તક સાથે આપનો પવિત્ર આત્મા સ્વર્ગમાં શાંતિ પામે એવી ઇશ્વર પ્રાર્થના સહ આપનું પૂજ્ય નામ જોડી સંતોષ પામું છું.

લા૦ આપનો કનિષ્ઠ બંધુ,

**મથરાદાસ.**

# બહુરૂપી બજાર

અને

# તલેસ્માતી ભેદોનો ભંડાર.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

---

**કપટ રચનાની શરૂઆત.**

"બસ, ત્યારે કાન્તા, તું મારી માગણી કબુલ નહીંજ રાખે? આહાહા! રમણી, એક વાર મારૂં ચીત્ત ચોરી લીધા પછી મને આમ નીરાશજ કરીશ? બાયલા કુલીનને રાજકુમાર જાણી તું તેના ઉપર મોહી પડી છે! અરે! મારા સરખા ભોગી ભ્રમરને પસંદ ન કરી એક કરોળીયાપર તારૂં મન કેમ લલચાયું હશે? મધુરાક્ષી! તારા કોમળ ગુલાબી કપોલપરની મીઠાશની લહેજત એ શું જાણી શકશે? નહીં, નહીં! મોહીની, કુલીનને પસંદ કરવામાં તું ભૂલી છે! કાન્તા! તારી ભૂલ વધુ વાર ચાલવા દઇ તને ભવિષ્યમાં દુઃખી થવું પડે, એ મારાથી નહીં જોવાય! કપટરાય જીવતો છતાં તો એવું પરીણામ સ્વપ્ને પણ નહીં આવે! બસ કુલીન

તને મેળવવાને ભાગ્યશાળી નહીંજ થાય ! કાગડાની કોટે મોતીની માળા નહીંજ શોભે! હંસણી ને બગલાનો સબંધ કદી સંધાયજ નહીં! નહીં, નહીં! કપટ! એમ થાય તો તારે શરમાઇ નીચુંજ જોવું પડે, તારી કળાચતુરાઇને કલંગ લાગે! બચ્ચા કુલીન, આ કપટરાયની હયાતીમાં કાન્તા તરફ હવે તું નજર સરખી પણ કરી શકનાર નથી! આ કપટને તું હજી જાણતો નથી, યાદ રાખજે કે, કાન્તાને પરણવાનો સ્વપ્નમાં પણ વિચાર કરવા પહેલાં તું આ કપટની કળાનો ભોગ થઇ પડીશ!" આ પ્રમાણે વિચાર કરતો, અને પોતાનાં મનમાંજ મોતીના ચોક પૂરતો બાવીશેક વર્ષની વયનો એક યુવાન શેરગઢ નગરના એક સુંદર બાગમાં આંબાના એક ઝાડ નીચે ગોઠવેલા બાંકડા ઉપર પોતાની નાની મૂછે તાર દેતો બેઠો હતો. આ યુવાનનું નામ કપટરાય હતું, તે વાંચનારને જણાવવાની જરૂર નથી. પોતાના વિચાર દરમ્યાન તેણે યાદ કીધેલાં બીજા નામોના પાત્રો કોણ હતાં તેની આ સ્થળે વાંચનારને ઓળખ ન આપતાં હાલ તરત કપટરાયનીજ ટુંક ઓળખ આપીશું. કપટરાય શેરગઢના રાજા રામસિંહના વજીર મોહનરાયનો પુત્ર થતો હતો. જે બાગમાં તે હાલ વિચાર કરતો બેઠો હતો તે તેના પિતાનોજ બાગ હતો. કપટ કેવી ચાલચલણનો યુવાન હતો, તે તેના મનમાંથી પસાર થયલા ઉપલા વિચારોપરથી વાંચનાર કંઇક અટકળ બાંધી શકયા હશે. કપટ વિચાર કરતો મનમાં મલકાતો બેઠો હતો, એટલામાં તેના જેટલીજ વયના બે યુવાનો ત્યાં આવ્યા, ને તેને ખબર ન પડે તેમ તેની પાછળ ઉભા રહ્યા. આ બંને જણાએ મુસલમાની પોશાક પહેરેલ હતો. થોડી વાર તેની પાછળ ઉભા રહેવા પછી તેઓમાંના એકે તેના ખભા ઉપર હાથ મૂકતાં હસીને પૂછ્યું-"કેમ દોસ્ત, શું વિચારમાં બેઠા છો?" કપટ ચમકીને પાછળ ફરી જોતાં તેમને જોઇ ઉઠતાં હસીને જવાબ આપ્યો-"કંઈ નહીં યારો, તમારીજ રાહ જોતો બેઠો હતો! મીત્ર કાસમ, તારો આવોજ ભરોસો કે? ચાર વાગે આવવાનો વાયદો કીધો હતો તે હજી ચાર નહીં વાગ્યા હોય?"

"આ મહમદભાઇ આવે ત્યારે ને!" કાસમે તેની સામેની બેઠકે બેસતાં જણાવ્યું.

"જુઓ, એ મારા ઉપર વીના કારણે બોહોતાન મૂકે છે હો!" મહમદે બેસતાં કહ્યું અને ઠાવકે મુખે પૂછયું-"પણ કપટરાયજી, તમે એકલા શું વિચાર કરતા બેઠા હતા? હાથ અને આંખના ચાળા કરતા બહુ મલકાતા હતા તે એવો તે ખુશાલીનો શો ખ્યાલ આવતો હતો?"

"કંઇ નહીં દોસ્તો!" કપટે મુખ મલકાવીને જવાબ આપ્યો.

"કંઇ નહીં કેમ? અમે તમારી પાછળ ઉભા રહીને બધું જોતા હતા તો! તમે ભલે છૂપાવોને!" કાસમ બોલી ઉઠયો—"યાર! એવા એકલપેટા શું થાઓ છો? તમારી મઝામાં અમને તો થોડો હીસ્સો આપો!"

"અરે યાર, એ તો કાન્તાકુંવરીને મેળવવાના ખ્યાલમાં મશગુલ હશે તે આપણને કંઈ કહેશે!" મહમદ હસ્યો. કપટને પણ હસવું આવ્યું. કાસમ તેની જાંગપર હાથ ઠોકતો બોલ્યો-"બસ, એજ, એજ! તમારા મનની વાત જણાઇ. કપટરાયજી, તમે અમારાથી આમ છૂપાવો એ કંઇ રાસ્ત નહીં!"

"પણ મેં તમો મીત્રોથી કયાં કોઇ પણ વાત છૂપાવી છે?" કપટે જણાવ્યું-"તમો મીત્રોની તો મને એ કામમાં પૂરતી મદદ છે, અને તમારી મદદ વીના હું મારી આશા પાર પાડી શકું તેમ છેજ નહીં! યારો, બધો આધાર તો તમારા ઉપરજ છે?"

"ત્યારે પછી અમારાથી છૂપાવ્યું શું કામ? શું અમારા પર કંઇ બેવિશ્વાસ આવ્યો?" મહમદે પૂછયું.

"અરે, એ તમે શું બોલો છો?" કપટ બોલી ઉઠયો-"એ તો-જરા શરમ લાગી!" કાસમ હસ્યો અને બોલ્યો—"કાન્તાકુંવરી સંગે આમજ નેકા કરશો કે?" કપટ કંઇ બોલ્યો નહીં. થોડી વાર ત્રણે મીત્રો સહેજ મુખ મલકાવી એક બીજાની સામે જોતા મુંગાજ રહ્યા. આખરે કપટે ગંભીર અવાજે પૂછયું-"પણ ભાઇઓ, હવે એ બાબતનો શો વિચાર કર્યો?"

"પણ એમાં મ્હોટો વિચાર શો કરવો છે?" કાસમ બોલ્યો.

"તે ભાઇઓ, તમને એમ લાગતું હશે, પણ હું તો મહા મુંઝવણમાં પડયો છું!" કપટે જણાવ્યું.

"અહાહા!" મહમદ હસીને બોલ્યો-"જો ભાઇને આટ-

લામાંજ મુંઝવણુ થઇ પડી છે તે ! જાણે કેવુંક મહાભારત કામ હોય ? 'મારવો ઉંદર ને ખોદવો ડુંગર' તેવું શું લઇ બેઠા છો !"

"તમે ગમે તેમ કહો, હસો, પણ મને તો મારા એ કામની વચ્ચે ઘણી મ્હોટી મુશ્કેલીઓ જણાય છે !" કપટે જણાવ્યું– "પહેલી મુશ્કેલી તો એ કે, કાન્તા કુલીનને ચાહે છે !"

"વાહ ! મુશ્કેલી પણ કેવી કે કોઈ ઉપાયે દૂર કરી ન શકાય તેવીજ હો !" મહમદે ટકોરમાં કહ્યું.

"પણ કુલીન એકલો નથી કંઇ !" કપટ બોલી ઉઠયો– "તેની સાથે તેનો મીત્ર ચતુર છે, તેની ચાલાકી અને બહાદૂરી તમારાથી કયાં અજાણી છે ? એ બહુરૂપીની વિદ્યામાં કેવો હુશીઆર છે તે શું તમે નથી જાણતા ? કુલીન એકલો હોય તો એનાથી કોણ ડરે છે ! પણ ચતુરને લીધે ચીંતા રાખવાનું કારણ છે !"

"પણ એ ચીંતા દૂર કરવી કંઇ મુશ્કીલ નથી !" કાસમે જણાવ્યું "કોઇ રીતે કુલીન અને ચતુરને એકવાર કેદ પકડી લઇ કોઇ એવી જગ્યાએ બંધીવાન કરી મૂકયા હોય કે સો વર્ષે પણ તેમનો પત્તો ન મળે, એટલે થઈ ચૂકયું"

"અને એમ કરવામાં તે શું મ્હોટું કામ છે ? પલક વારમાં એમને તો પકડી લઇશું !" મહમદે ઉમેર્યું.

"ચલો એ મુશ્કેલી તો ધારો કે દૂર થઇ, બોલો પછી તમારી આશા પાર પાડવામાં બીજો કંઇ વાંધો રહેશે ?" કાસમે પૂછયું.

"અરે યારો ! એટલી મુશ્કેલીએ અંત આવતો હોય તો પછી શું પૂછવું હતું ?" કપટે જણાવ્યું–"એથી મ્હોટી મુશ્કેલી તો હજી પાછળ છે ! પહેલાં તો મહારાજા પોતે એવો વિચાર બાંધી બેઠા છે કે પોતે રાજા થઇને મંત્રીના પુત્રને જમાઇ કેમ બનાવે ? વળી કાન્તા પણ કુલીનને ચ્હાય છે, એટલે તેને સમજાવીને અહીંથી કોઇ બીજા દેશમાં નીકળી જવાય તેમ પણ નથી, અને કદાચ ધારો કે કાન્તાનું હરણ કરીને અહીંથી ન્હાસી પણ જાઉં, તો કયાં રહું, અને કેવી રીતે સુખારામ પામું ? કાન્તા કંઈ પોતાનો હઠ મૂકે તેમ છે ? વળી બીજું એ કે, મારા ન્હાસી જવા પછી રાજા મારા માતપિતાની કેવી દૂર્દશા કરે ? મીત્રો ! આ સઘળી બાબતોનો વિચાર કરતાં મને તો મારી મનમોહીની

પ્રાપ્ત કરવાનો કોઇ ઉપાય સુઝતો નથી! બસ, મારા મનની મુરાદ મનમાંજ રહી જશે! મારી મધુરી બુલબુલ એ કાગડો કુલીનજ મેળવવાને ભાગ્યશાળી થશે!"

"અરે કપટરાયજી, તમે આટલામાં તે છેક નાહીંમત શું થઇ ગયા?" કાસમ બોલી ઉઠયો–"આ તો તમે અમને લજવો છો! અમે હયાત છતાં તમારી આશા પાર પાડી ન શકીયે તો અમારી બહુરૂપીની કળાને કલંક લાગે–અમારી ચાલાકી અને હુશીઆરી પછી કામનીજ શું? દુનિયાગાંથી અમે હજી મરી તો નથી ગયા કે, તમે આવા બાયલા સરખા વચનો વદો!"

"ત્યારે ભાઈ, કેમ કરવું કહો?" કપટને કંઇક હીંમત આવતાં તેણે કહ્યું–"આપણો તો તમારાપર આધાર, તમે કહો તેમ કરીએ. બસ. આપણને તો કાન્તા મળી એટલે સર્વસ્વ મળ્યું."

"તો એમ ખાત્રીથી માનજો અને અમારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખજો કે, ગમે તે પ્રકારે અમારી જીંદગીને જોખમે પણ અમે તમારી મુરાદ બર લાવીશું." કાસમે કહ્યું

"બસ, મીત્રો, મારે પણ એટલુંજ જોઇએ છે!" કપટ આતુરતાથી બોલી ઉઠયો–"મને તમારી ચાલાકી અને બળ ઉપર પૂરતો વિશ્વાસ છે! અરે, મારી મનકામના પાર પડવાનો સઘળો આધાર તમારાપર છે!"

"ત્યારે જુવો, સઘળી મુશ્કેલીઓ એકેક પછી દૂર કરવી પડશે!" મહમદે ગંભીર અવાજે જણાવ્યું–"અને તે માટે પહેલાં તમારા પિતાજીને તમારે મારી નાંખવા પડશે!" આ છેલ્લા શબ્દ કપટને વીજળીના ચમકારા સરખા વાગ્યાં. તે સ્તબ્ધજ થઈ ગયો ને દીંગ્મૂઢ સરખો તેમની તરફ થોડી વાર સુધી જોઈ રહ્યા બાદ તેનાથી પૂછાઇ જવાયું–"હેં! મારા પિતાજીને?"

"હા!" કાસમે જવાબ આપ્યો

"શા માટે?" કપટે પૂછયું.

"તમારી આશા પાર પાડવાના રસ્તા વચ્ચે આવતા કાંટા દૂર કરી સીધો માર્ગ બનાવવા માટે!" મહમદે જવાબ આપ્યો.

"પણ મારા પિતાજી મારા કામની વચ્ચે શું નડતર કરે તેમ છે?" કપટે ઉંડા વિચારમાં પડીને પૂછયું.

"પહેલી નડતર તો એમનીજ છે!" કાસમે જણાવ્યું–"તેમને

આ સંસારમાંથી દૂર કીધા પહેલાં તમારી આશા પાર પાડવા માટે એક પગલું પણ અમારાથી આગળ ભરી શકાય એમ નથી, અમે કંઇ પણ કરી શકીએ તેમ નથી !"

"પણ ના, ના ! એવું કરપીણ કામ તો મારાથી નહીં થઇ શકે !" કપટનું હઇયું પાછું હઠવા માંડયું-"મારા પિતાજીનું હું ખુન કરી તેમના પવિત્ર લોહીમાં મારો હાથ બોળું ? ઉંહ ! સ્વપ્ને પણ મારા મનમાં એવો પાપી ખ્યાલ કેમ આવે ?"

"ત્યારે કાન્તાને મેળવવાનો પણ ખ્યાલ હવે સ્વપ્નામાં રાખશો નહીં. !" મહમદે જણાવ્યું.

"બસ, થઇ ચૂકયું ! તમે હવે કાન્તા સાથે પરણી રહ્યા !" કાસમ ગંભીર અવાજે બોલ્યો—"મુહુરતમાંજ તમે રહી ઉઠવા જેવું કરો છો તો આગળ જતાં શું કરી શકશો ? મારા મહેરબાન ! કાન્તા મેળવવી કંઇ સહેલું નથી ! એ તમારી મોહનીનું સુખ મેળવતાં પહેલાં તો કંઈકના કામ કહાડી નાંખવા પડશે !" કપટ ઉંડા વિચારમાં પડયો. એક તરફ કાન્તા મેળવવાની લાલસા અને બીજી તરફ પોતાના પિતાને મારી નાંખવાની વાત, એ બંને વચ્ચે તેનું મન અદ્ધર ઝુલવા લાગ્યું. શું કરવું તેના નક્કી ઠરાવપર તે આવી શકયો નહીં. તે મહા મુંઝવણમાં પડયો. કેટલીક વાર સુધી ત્રણે જણ અબોલ રહ્યા. કપટ કાન્તાને મેળવવાની વાત પોતાના મનમાંથી કહાડી શકયો નહીં, અને તેણીને બીજે કોઇ રસ્તે મેળવવાની આશાએ તેણે ફરી મહમદને આતુરતાથી પૂછયું.-"બીજે કોઇ રસ્તે શું કાન્તા મેળવી શકાય તેમ નથી ?"

"ના !" કાસમ બોલી ઉઠયો.

"જુઓ, જુઓ ! ભાઇઓ, કંઇ વિચાર કરો, બીજી કોઇ યુક્તી મળી આવશે !" કપટ તેમના કાલાવાલા કરતો હોય તેમ આજીજી કરતો બોલ્યો-"તમારા સરખા ચાલાકને તો કંઈક યુકતીઓ સુઝતી હશે ! બીજો કંઈ ઉપાય શોધી કહાડો !"

"કાન્તા મેળવવા માટે બીજો કોઇ રસ્તો છેજ નહીં !" મહમદે જણાવ્યું.

"ત્યારે શું મારા પિતાજીને મારી નાંખ્યા વગર નહીંજ ચાલે ?" કપટે પૂછયું.

"ના!" કાસમ બોલ્યો—"જો કાન્તા મેળવવી હોય તો પહેલાં તમારા પિતાનો ભોગ આપવોજ પડશે!" કપટ મુંઝાયો! કંઇ નિશ્ચય કરી શક્યો નહીં, પણ આખરે કાન્તા તરફના મોહપાસમાં તે બંધાઇ ગયો, પિતાના ભોગે પણ કાન્તા મેળવવાને તે તત્પર થયો, ને હીંમત ધરી દ્રઢતાથી બોલી ઉઠયો—"હું કરીશ—બસ, કાન્તા, મારી મનમોહીનીનું સુખ મેળવવાને હું મારા પિતાજીનો ભોગ આપીશ! અરે, એ સુખ માટે હજી એથી પણ વધારે વીકટ કામ કરવાની જરૂર પડશે તો તે કરવાને હું તૈયાર છું! બોલો ભાઈઓ, બીજું શું કરવું પડશે?"

'હવે ઠેકાણે આવ્યા ખરા!" કાસમે જણાવ્યું—"એવીજ હીંમત રાખજો તો તમારી આશામાં ઘણીજ આસાનીથી ઉતાવળે ફત્તેહ પામશો!"

"પણ દોસ્તો, મારા પિતાજીને મારી નાખવાનું શું કારણ તે તો જરા મને સમજાવો? તે આપણા કામની આડે શી નડતર કરી શકે તેમ છે?" કપટે આતુરતાથી પૂછયું.

"જુઓ, હુંજ તમને સમજાવું છું." કાસમે જણાવ્યું—"તમારા પિતાજી આ સંસારમાંથી દૂર થયા કે રાજાજી તમને વજીર બનાવશે, એટલે પછી રાજાજીને સમજાવીને તમારૂં કામ પાર પાડતાં કંઇ વિલંબ નહીં લાગે કેમકે, તમે વજીર થતાં સઘળા રાજસેવકો તમારા હાથમાં આવી જશે, અને ખરૂં કહું તો તમારી હકુમત જેવુંજ થઇ પડશે, એટલે રાજાને તમારી વાત કબુલ રાખ્યા વગર કંઇ છૂટકો છે? અને—"

"અને રાજા કદાચ તમારી માંગણી મંજુર ન રાખે તો તે માટે આપણી પાસે બીજો ઉપાય કયાં નથી?" મહમદે ગંભીરાઇ સહ ઉમેર્યું—"રાજાને પણ પેલી જહાનમાં મોકલી દીધા કે કામ પાર!"

"હા, હા! એ બરોબર!" કપટ આનંદમાં આવી બોલી ઉઠયો—"પછી તો હું રાજગાદીનો માલીક થઇશ, એટલે કાન્તા મારા તાબામાંજ આવશે, અને મારી મરજી મૂજબ ચાલવાની તેને ફરજ પડશે!"

"કેમ હવે અમારી સલાહ ખરી કે ખોટી?" કાસમે પૂછયું.

"પણ વારૂ ભાઇઓ, રાજાને મારી નાંખવા પછી મનેજ રાજ્યગાદી મળી શકશે?" કપટે વળી શંકા બતાવી.

"તો બીજો કોણ રાજા થશે?" મહમદે સામો પ્રશ્ન કીધો.

"રૈયત મને રાજા તરીકે કબુલ રાખશે?" કપટે પૂછ્યું.

"શા માટે નહીં?" કાસમે જણાવ્યું—"ખુશીથી મંજુર નહીં કરે તો આપણે બળથી તેમ કરવાની ફરજ પાડીશું! તમારે એ બાબતની ચીંતા રાખવી નહીં! અમે કેવા બેઠા છઇએ!"

"તમે છો એ તો ખરૂં, પણ આખી રૈયતની સામે તમો બે શું કરી શકશો?" કપટે વધુ આશંકા બતાવી.

"અરે યાર, તમે એ ચીંતા કરવી મૂકીજ દો!" કાસમે જણાવ્યું—"જુઓ આપણા રાજ્યના લશકરમાં કાફીર હીંદુઓ કરતા અમારા અહલે ઈસ્લામીઓની સંખ્યા વધારે છે. તેઓ સઘળાને સમજાવીને અમે તમારી મદદમાં આણીએ તો પછી કંઇ મુશ્કેલી પડશે? અરે, તમે કહેશો તો આપણે તેમની પાસે સોગંદ લેવરાવીશું કે, રાજાના મરણ પછી તેઓ તમનેજ પોતાના રાજા તરીકે માને, અને રૈયત જો તમારી સામે થાય તો તેમની સામે તમારી વતી લડી તમારી આશા પાર પાડે:"

"બસ, બસ! આટલું થાય તો પછી આપણું કામ પાર!" કપટ આનંદમાં આવી બોલી ઉઠયો.

"તે માટે તમારે અમારી એક શરત કબુલ રાખવી પડશે!" મહમદે ગંભીર અવાજે કહ્યું.

"શું? બોલો! મારે માટે પ્રાણ આપવાને તૈયાર થયલા તમો સરખા મીત્રોની માંગણી હું કબુલ નહીં રાખું, એમ તમે માનો છો?" કપટ ઉતાવળે બોલ્યો—"બોલો, બોલો, તમારી શું શરત છે?"

"શરત એટલીજ કે, તમારે રાજા થયા પછી અમારો મુસલમાની ધર્મ અખત્યાર કરવો!" મહમદે જણાવ્યું. પોતાની લાલસા પૂર્ણ કરવાને જે મોહાંધ યુવાન પોતાના પિતાને મારવાને તૈયાર થયો તેને પોતાના ધર્મ માટે કંઈ ભાવ રહે, એ અસંભવીત છે! કપટ પોતાની ઇચ્છા પાર પાડવાને પોતાના પવિત્ર હીંદુ ધર્મપર પાણી ફેરવવાને તૈયાર થઇ ગયો. મુસલમાની

ધર્મમાં વટલી જવાની તેણે પોતાની મરજી જણાવી. " અહોહો! એજ તમારી શરત કે?" તે હસીને બોલ્યો—" એમાં શું? તમારી શરત મારે કબુલ છે! અરે! એથી પણ ભારે બીજી કંઇ શરત તમે કબુલ કરાવવા ઇચ્છતા હો તો હું તૈયાર છું!"

" પણ તે માટે તમારે એક કરારનામું અમને લખી આપવું પડશે, કેમકે તે અમારે અમારા જાતભાઇ લશ્કરી સીપાઇઓને દેખાડવું પડશે, અને ત્યારેજ તેઓ આપણી સાથે મળી જશે." કાસમે કહ્યું.

" અરે, એક તો શું પણ તમે કહો તો બીજા દસ કરારનામા લખી આપવાને તૈયાર છું!" કપટ બોલ્યો—" ચાલો મહેલમાં અત્યારેજ તમે કહો તેમ લખી આપું છું!"

" ત્યારે હવે તમારૂં કામ પાર પાડવામાં અમને કંઇપણ મુશ્કેલી નડશે નહીં!" કાસમે જણાવ્યું—" કરારનામું જોતાંજ સઘળા અહલે ઇસ્લામીઓ તમારી મદદે થઇ ગયા સમજવા! બસ, ટુંક સમયમાં તમે શેરગઢની ગાદીએ બીરાજશો, અને કાન્તા સાથે એશઆરામ ભોગવવાને ભાગ્યશાળી થશો!"

" પણ દોસ્ત કપટરાય, તમે રાજા થાઓ તો પછી તમારા આ વિશ્વાસુ અને જાની દોસ્તોને તો ભૂલી નહીં જાઓ ને?" મહમદે હસીને પૂછયું.

" અરે, તમે શું બોલો છો? તમનેજ હું ભૂલી જઇશ?" કપટ બોલ્યો.

" કોણ જાણે! કાન્તા સાથે ચમન ભોગવવામાં પડો, ત્યાં પછી અમે તે શાના યાદ આવીએ!" કાસમે જણાવ્યું. કપટ હસ્યો. " ત્યારે તમારે એટલી કબુલાત આપવી જોઇએ કે, તમે રાજા થતાં અમો બંનેને તમારા પ્રધાનપદ ઉપર મુકરર કરશો!" મહમદે ઉમેર્યું.

" અરે યારો, એ તો મેં પહેલાંથીજ વિચાર કરી રાખ્યો હતો કે, મને રાજ અને કાન્તા મળતાં આપણે તો એ મધુરાક્ષી સાથે મહેલમાં અમનચમન કરીશું અને રાજનો સઘળો કારભાર તમો બંનેનેજ સોંપી દઇશું, કે પછી મારે કોઇ વાતની ચીંતા રાખવાનું રહેજ નહી!" કપટે આનંદમાં આવી જણાવ્યું—

"મારા કહેવાપર તમને ભરોસો ન આવતો હોય તો ચાલો, એ બાબતનું પણ તમને હમણાજ કરારનામું લખી આપું છું!"

"બસ, કપટરાયજી, હવે અમને સંતોષ થયો કે, તમે અમારા કદરદાન છો ખરા! હવે જો જો અમારો ઝપાટો! અમારી ચાલાકીથી અમે દુનિયાનો રંગ કેવો ઉથલાવી નાંખીએ છીએ!" કાસમે હીંમતથી જણાવ્યું. તરતજ તેઓ ત્રણે જણ ઉઠીને કપટના મહેલમાં ગયા, જ્યાં કપટે તેમને તેમના કહેવા મુજબ લખતો લખી આપ્યાં. "કપટરાયજી, હવે અમે રજા લઇએ છીએ!" લખતો પોતાના ગજવામાં મૂકતાં કાસમે કહ્યું—"અત્યારે અમારે કાન્તાની હાલત જોવા જવું જોઇએ, કેમકે તે પોતાની સખી ચકોરી સહીત બાગમાં પોતાની વિરહ-વેદનાની વાતો કરતી બેઠી હશે, એટલે કુલીન અને કાન્તા વચ્ચે હાલ કેવો સંબધ છે તે જાણવાનું અમને સ્હેલ થઇ પડશે!"

"હા, હા, એ બરોબર! જાઓ, જાઓ, ત્યારે તો ફત્તેહ કરો!" કપટે જણાવ્યું—"પણ ફરી કયારે મળશો?"

"કયારે મળશું તે નકી કહી શકાય નહીં!" મહમદે જ-ણાવ્યું-"પણ અમે અવારનવાર ફુરસદે તમારી પાસે આવી જઇશું, કેમકે હવે આજથી અમે તમારા કામ પાછળ મંડીએ છીએ!"

"સારૂં સારૂં! તમારે ગમે ત્યારે આવજો!" કપટે કહ્યું.

"તમે પણ હવે આળસાઇમાં રહેતા નહીં! તમારા પિતાજી માટે કહ્યું છે તે ધ્યાનમાં છે કે? તે કામ જેમ બને તેમ જલદી પાર પાડવાની તજવીજ કરજો!" જતાં જતાં કાસમે ફરી સુચના કરી.

"ઠીક! હું હવે તેનીજ પેરવીમાં રહીશ! અને એકાદ બે દીવસમાં તમે તે કામ પાર પડેલું જાણશો!" કપટે જણાવ્યું. તરતજ તેઓ બંને કપટની રજા લઇ વીદાય થયા. કપટ એકલો પડતાં પોતાનું કામ પાર પાડવાની અને પોતાને રાજ્યગાદી તેમજ કાન્તા જાણે મળીજ ગઇ હોય તેમ ભવિષ્યનાં સુખો સંબંધી શેખચલ્લીની માફક મનમાં હવાઇ કીલ્લાઓ બાંધતો ઘણી વાર સુધી બેસી રહ્યો.

---

# પ્રકરણ ૨ જું.

—+++∞+++—

## કુલીનસિંહ અને ચતુર.

મધ્યાન્હ કાળનો સમય હતો. સૂર્ય ઉગ્ર તાપથી તપતો છેક નભમંડળની મધ્યમાં આવી જગમંડળપર પોતાના પ્રખર કર પ્રસારી રહ્યો હતો મેદાનમાં સર્વ સ્થળે સુમસાન જણાતું હતું. વખતે વખતે એકાદ હરણ ઝડપથી દોડી જતું. સખત તાપને લીધે પક્ષીઓ પોતપોતાના માળામાં ભરાઈ ગયાં હતાં. વીશાળ મેદાનમાં કોઇ પણ પ્રાણીમાત્ર નજરે પડતું નહોતું. આ વખતે રમણીક ઝરાના કીનારા પાસે એક ગંભીર વડવૃક્ષની છાયામાં સમવયના બે યુવાનો વાતચીત કરતા વિશ્રામ લેવાને બેઠા હતા. તેમની ઉમ્મર આશરે વીશ બાવીસ વર્ષની દીસતી હતી. તેમના પોશાક ઉપરથી તેઓ કોઇ રાજવંશી હોય એમ દીસતું હતું. તેમની સામે બે અશ્વો બાંધ્યા હતા; આથી તેઓ શીકારે આવ્યા હોય એમ જણાતું હતું. તેઓ કોણ હતા તે જાણવા ચાલો આપણે તેમની વાતચીત સાંભળીએ.

"ખરેખર, ભાઇ ચતુર! પ્રેમની પીડા અસહ્ય છે! જેને તેનો અનુભવ હોય તેજ તેનું દુઃખ જાણી શકે!" એક યુવાને બીજા યુવાન પ્રત્યે જણાવ્યું.

"ખરૂં, પણ કુલીનસિંહજી, તમો સરખા સમજુ અને વિદ્વાન પણ ગાંડાઇ જેવી વર્તણુંક બતાવે, તે માટે મને અત્યંત અજાયબી લાગે છે!" ચતુરે પોતાના મીત્રને ખભે હાથ મૂકતાં જણાવ્યું. વાંચનાર! પ્રથમ પ્રકરણમાં કપટની તેના મીત્રો સંગેની વાતચીતમાં કુલીન અને ચતુરના નામો આપણા જાણવામાં આવી ગયાં છે કુલીનસિંહ કીર્તિપુરના રાજા જગતસિંહનો એકનો એક કુંવર હતો, અને ચતુર પણ પ્રધાન જયસિંહનો એકનો એકજ પુત્ર હતો. રાજકુમાર કુલીન અને ચતુર બે બાળસ્નેહી હતા. કપટની વાતચીત દરમ્યાન આપણે જાણ્યું છે કે, ચતુર એક શુરવીર, ચાલાક અને હીંમતવાન અઇયાર હતો.

"ભાઇ, શું કરીએ? અમે બધું સમજીએ છીએ પણ અમારા

હૃદયની લાગણી દબાવી શકાતી નથી !" કુલીને કહ્યું—" કાન્તાએ અમને ઘેલો કરી દીધો છે ! અમારા વિરહમાં એ દેવી પણ ઝુરાતી હશે ! અરેરે ! ભાઈ, આપણા નગર અને તેમના નગરની વચ્ચે ફકત દસ ગાઉનો અંતર છતાં અમે તેણીને મળી શકતા નથી ! ખરેખર ! અમને તેણી કેવો નીષ્ઠૂર અંતઃકરણનો ધારશે ? આ તેમની પત્રિકામાંજ તેમની પોતાની દુઃખી સ્થીતિનું વર્ણન કર્યું છે !" આમ કહેતાં કુલીને પોતાના ખીસામાંથી એક પત્ર કહાડયો, અને તે ઉઘાડીને વાંચતાં વાંચતાં બોલ્યો !–"અહાહા ! છેવટે એ કોમળાંગીએ શું લખ્યું છે ?–" અમારૂં હૃદય આપ વીના અંધકારથી છવાઇ ગયું છે ! અમારાં અંતરરૂપી મેઘમંડળમાં આપ ચંદ્ર પ્રકાશી સત્વર અંધકારનો નાશ કરો નહીં તો આ દાસી અંધકારમાં અથડાશે. ચંદ્રનો વિયોગ ચકોરીથી હવે સહી શકાતો નથી !" ભાઇ, તેણીની કેવી હાલત હશે તે જાણવાને શું આ વાકય પૂરતાં નથી ? અરે, જુઓ તેણીની આંખોમાંથી સરેલા બાષ્પબીંદુથી આ અક્ષરો છેકાઇ ગયા છે !" આમ કહેતાં તેણે તે પત્રિકાને ચુંબન કર્યું અને ચતુર પ્રત્યે દ્રઢતાથી જણાવ્યા—" બસ, હવે અમારાથી ધીર ધરી શકાય તેમ નથી ! ગમે તેમ થાય પણ હવે અમારે શેરગઢ જવું જોઇએ ! ચાલો આજેજ આપણે જઇએ !"

" હાલમાં તમારે ત્યાં આવવાનો સમય નથી—"

" હજી સમય નથી તો પછી કયારે આવશે ?"

" કુમાર, આપ બંનેની સ્થિતિ કેવી છે, તે સારી રીતે જાણું છું, અને તેથી બંનેના દુઃખ દૂર કરવા તમારો મીલાપ જેમ બને તેમ જલદી કરાવવાની હું તજવીજમાં છું પણ–"

" પણ ત્યારે હજી અમને ત્યાં તેડી જવાની શા માટે આનાકાની કરે છે ?"

" કુમાર, ત્યાં હાલમાં મામલો તદન બદલાઇ ગયો છે !" ચતુરે ગંભીરાઇથી જણાવ્યું.

" કેમ, વળી શું થયું છે ?" કુલીને અજાયબી પામી પૂછયું.

" કાન્તાના પિતા રાજા રામસિંહે તેણીના મહેલની આસપાસ ફરતો ચોકી પોહોરો રાખ્યો છે !"

"શા માટે ?"

"તમને કાન્તા ચાહે છે, અને તમે તેણીની સંગે પત્રવહેવાર ચલાવો છો, તે વિષેની રાજાને ખબર પડી છે તેથી !"

"રાજાને કેવી રીતે અમારો સંબંધ જણાયો ?"

"વીષયાંધ કપટે પોતાના પિતા મારફત રાજાને એ વાત પહોંચાડી છે કેમકે, તે પણ કાન્તા ઉપર મોહી પડયો છે !"

"તેથી શું તમો સરખા ચાલાક બહુરૂપીથી એ સઘળી મુશ્કેલીઓ દૂર કરી શકાય તેમ નથી ? નહીં ભાઇ, અમે તો આવીશું !"

"કુમાર, સઘળી મુશ્કેલીઓ દૂર કરવાની વાત તો કંઇ બીસાતમાં નથી, પણ હાલ તમને ત્યાં લઇ જવાનું મને ઠીક નથી લાગતું કેમકે, એક તો રાજાએ સખ્ત ચોકી પોહોરો રાખ્યો છે, અને બીજું દુષ્ટ કપટે પણ પોતાના કાસમ અને મહમદ નામના બે બહુરૂપી મિત્રોને કાન્તાકુંવરીના મહેલની આસપાસ ચાંપતી તપાસ રાખવાની તાકીદ કરી છે, એટલે હાલ તમારે ત્યાં જવાનો જોખમ વીના કારણે શા માટે ખેડવો જોઇએ ?"

"ત્યારે શું અમારે વિરહાગ્નિમાં ઝુરી ઝુરી બળી મરવું ?" કુલીને નિરાશા સહ જણાવ્યું.

"બસ, એટલામાં આમ નિરાશ થઇ ગયા ?"

"તું કપટની ધાસ્તી બતાવે પછી શો ઉપાય ?"

"અહો ! કપટની એટલી બધી ધાસ્તી લાગી ગઇ ! કપટ જો કે કાન્તાપર મોહી પડયો છે પણ કાન્તા તેની તરફ લેશ પણ ચાહ બતાવતી નથી, એ કપટ અને તેના મિત્ર બહુરૂપીઓ સારી પેઠે જાણે છે; તેમજ વળી રાજા રામસિંહ પણ પોતાની પુત્રી પોતાના મંત્રીપુત્રને આપે તેમ નથી; તો પણ કપટ કાન્તા મેળવવાની આશામાં ઝુલ્યા કરે છે, અને શેખચલ્લી માફક હવાઇ કીલ્લાઓ બાંધવામાં મશગૂલ છે, માટે તમારે એ બાબતની લેશ ચીંતા કરવી નહીં. જુઓ, હાલ હું પહેલાં શેરગઢ જાઉં છું, અને કાન્તાની સખી ચકોરીને મળી ત્યાંની ખબરઅંતર લઇ આવું છું. ચકોરી બહુરૂપીની કળામાં પ્રવીણ છે, એટલે તેની

મદદથી દુશ્મનોની હીલચાલ જાણી આવું તો પછી તમને ત્યાં તેડી જવાનો ઉપાય બતાવું. બાકી પુરતો વિચાર કર્યા વગર ત્યાં જઇને આપણે બંને દુશ્મનોના પંજામાં કેદ પકડાઇ જઇએ, એવું છીછરૂં પગલું ભરવાની કંઇ આપણી સલાહ નથી!" ચતુરે જણાવ્યું.

"વળી તેં આ નવી મુશ્કેલી ઉભી કરી!" કુલીન બોલી ઉઠયો—"ભાઇ, તને જેમ ઠીક લાગે તેમ કર! અમને તો અમારા બાહુબળ ઉપર પૂરતો વિશ્વાસ છે, પણ તને તો તારા બાહુબળ અને તે સાથે બહુરૂપીની કળા, એ બંનેનો આધાર છે, એટલે અમારા ભવીષ્યનાં સંસારસુખની નાવને સહીસલામત કીનારે હંકારી જનાર સુકાની તુંજ છો!" પોતાની આ પ્રશંસા ચતુરને સાંભળવી ઠીક ન લાગવાથી વાત ઉડાવવા તેણે વાતનો પ્રસંગ ફેરવવા જણાવ્યું—"વળી કપટના બંને બહુરૂપીઓ કાસમ અને મહમદ આપણાં નગરમાં આવીને આપણા મહારાજનાં દર્શન કરી ગયા છે, એવી પણ મને ખબર મળી છે. કોણ જાણે કેવી ચાલાકી વાપરી તેઓ કેવા રૂપમાં આવ્યા હશે? ખરેખર, તે વખતે હું અહીં હાજર નહોતો, એ માટે મને બહુ દીલગીરી લાગે છે! મારા મનની હોંસ પૂર્ણ કરવાનો સમય ગુમાવ્યો! કુમાર, તમે નિશ્ચિંત રહો! ઇશ્વર કરશે તો શેરગઢથી પાછો આવ્યા બાદ તમને કાન્તા સંગે મેળવીશ; માટે હવે હું જાઉં?" એમ કહી ચતુર શેરગઢ જવાને ઉઠયો.

"હા સીધાર ભાઇ, અને ફત્તેહ કરી પાછો ફરજે! વહાલી કાન્તાને અમારા હૃદયની હાલત જણાવી એ પ્રેમની પુતળીનાં ચિત્તનું શાંતવન કરજે!" તેને વીદાય કરવાને ઉઠતાં કુલીને ભલામણ આપવા માંડી.

"મને કંઇ કહેવું પડે તેમ નથી! હું સઘળો બંદોબસ્ત કરીને સત્વર પાછો ફરીશ!" આમ કહી ચતુર રજા લઇ શેરગઢ જવાને વીદાય થયો, અને કુલીન પણ પોતાના અશ્વપર સ્વાર થઇ પોતાના નગર તરફ વળ્યો.

---

# પ્રકરણ ૩ જું.

—+++∞+++-

## ચકોરીની ચાલાકી.

સમીસાંજનો સમય હતો. સૂર્યનારાયણની દીવસની મુસાફરી પૂર્ણ થવાને હજી થોડો વીલંબ હતો. આ સમયે શેરગઢના રાજા રામસિંહની કુંવરી કાન્તા પોતાની સાહેલીઓ ચકોરી અને ચપળા સહ રાજમહેલને લગતા બાગમાં સહેલ કરતી ફરતી હતી. બાગમાં ઉડી રહેલા ફુવારાઓમાંની સહસ્ર ધારાઓથી ભીનાશ પામેલો વાયુ સુગંધી ફુલો સાથે અથડાઇ મનને શીતળતા આપી રહ્યો હતો. જાતજાતના રંગ બેરંગી ફુલો ખીલી રહ્યાં હતાં. બાગના પશ્ચિમ ભાગમાંના આંબાના વૃક્ષોની વીચ ઝાડીમાંથી આવતા સૂરજનાં કીરણોની અજબ ગતીથી મનને કંઇ ઓરજ આનંદ ઉપજતો હતો. એક તરફ ફુલોના કયારાઓ અને વેલાઓ ઉપર પાણીનો છંટકાવ કરેલો હોવાથી જાણે તેમને સ્નાન કરાવીને તેમના અંગ ઉપરનો તમામ મેલ ધોઇ નાંખ્યો હોય તેમ તેમના ચળકાટ મારતા લીલા સ્વરૂપથી આંખને શીતળતા ઉપજતી હતી. ટુંકમાં ગુલાબ, મોગરો, જાઇ, જુઇ, કેતકી, વગેરેના છોડ જુદે જુદે ઠેકાણે ખીલીને આનંદ આપી રહ્યાં હતાં. બાગની એક બાજુએ સુંદર મહેલ અને બીજી બાજુએ બે સુંદર બૂરજો જાણે ઉંચાં ડોકીયાં કરી બાગની શોભા નીહાળતા હતા. કાન્તાની વહાલી અને માનીતી ચાલાક સખી ચકોરી કાન્તાને બાગમાં ચારે તરફ ફેરવતી સુંદર પુષ્પો તોડીને તેણીના હાથમાં આપતી હતી, પણ કુલીનના પ્રેમપાશમાં બંધાયલી વિરહીનીને આથી આનંદ કેમ મળે? મહેલમાં વિરહાગ્નિથી તેણી અંતરમાં બળ્યાં કરતી હતી તેથી મન બીજી તરફ પરોવવાને તેણીની સખીઓ જોરજુલમથી તેણીને બાગમાં ફરવા તેડી આવી હતી. બાગમાં આમ ફરતાં ફરતાં તેણીની સાહેલી ચપળા વેણી બનાવવા માટે ફુલો તોડતી તોડતી માલતી લતાની ઝાડી તરફ ચાલી ગઇ, જ્યારે કાન્તા અને ચકોરી ધીમે ધીમે બાગની વચ્ચેના ફુવારા સમીપ જઇ તેમાંની ફરતી ચકરીમાંથી ઉડતી જળની ધારાની

રમત જોવા લાગી. ઘણી વાર ત્યાં ઉભા રહેવા પછી પોતાની પાસે ચપળાને ન જોવાથી ચકોરીએ પૂછયું-" ચપળા કયાં જતી રહી વળી ?"

" આમ તેમ કયાંક ફરતી હશે !" કાન્તાએ બેદરકારીથી જવાબ આપ્યો.

" મારા ધારવા મૂજબ આપણાથી તેણીને જુદી પડવાને એક કલાક ઉપરાંત સમય થઇ ગયો છે !" ચકોરીએ જણાવ્યું.

" જો પેલી ચપળાજ આવી !" કાન્તાએ જણાવ્યું, એટલામાં સામેથી ચપળા ત્યાં આવી પહોંચી અને કાન્તાના હાથમાં ફુલની એક માળા આપતાં બોલી—" જુઓ કુંવરીબા, કેવી સરસ માળા બનાવી લાવી છું. જો આ વખતે કુમાર કુલીનસિંહજી અત્રે હાજર હોત તો આ માળા બનાવવા માટેની મારી ચાલાકી માટે મને મ્હોટું ઇનામ આપી દીધું હોત." કુલીનનું નામ સાંભળતાં કાન્તાની હાલત એકાએક બદલાઇ ગઇ, વીસારે પડેલી વાત પાછી યાદ આવી ગઇ, તેણીનું મુખકમળ કરમાઇ ગયું. તે ઉંડા નિઃશ્વાસ નાંખવા લાગી, આંખમાંથી આંસુના બીંદુ ટપકવા લાગ્યાં, ને ગળગળે અવાજે તે બોલી ઉઠી–" વિધીએ અમારા ભાગ્યમાં કોણ જાણે કેવું દુઃખ લખ્યું છે ! પૂર્વજન્મમાં અમે કોણ જાણે એવાં શા પાપ કર્યાં હશે કે આ સંકટ સહન કરવું પડે છે ! પિતાજીને આ કેવી મતી સુઝી છે ! તેઓ અમને કુમારીકાજ રાખવાનો દૃઢ ઠરાવ કરી બેઠા છે ! હાય ! વેવીશાળ માટે કુલીનસિંહના પિતાજીએ કેટલી વાર કહેણ મોકલ્યાં, પણ પાપી કપટ ! તારા લુચ્ચા પિતાનાંજ કૃત્ય ! એ અધમે પિતાજીને કોણ જાણે કેવા વશ કરી લીધા છે ! પિતાજીને ભંભેરીને એ સબંધ નીચ મોહનરાય સંધાવા દેતોજ નથી. પાપી કપટ ! તું પોતેજ મારી સંગે—" એકાએક ચકોરીએ કાન્તાનો હાથ ધીમેથી દબાવી તેને ચૂપ રહેવાની ઇશારત કરી, જે સમજીને તેણી બોલતી અટકી ગઇ, અને બીજી આડી અવળી વાતો કરતી તેઓ બાગમાં ફરવા લાગી. ત્યાંથી ચાલતાં પહેલાં કાન્તા પાછળથી ધીમે રહીને પોતાનો રૂમાલ ત્યાં નાંખતી ગઇ. થોડે દૂર ગયા પછી તેણીએ ચપળાને કહ્યું-" જો તો સખી, ફુવારા પાસે અમારો રૂમાલ તો

નથી પડી ગયો ?" જે સાંભળી ચપળા રૂમાલ લેવાને ફુવારા તરફ ગઇ, એટલે કાન્તાએ ચકોરીને પૂછ્યું-" વારૂ સખી, અમને એકાએક બોલતાં શા માટે અટકાવ્યાં ?"

" વ્હાલી સખી, મને ચપળા ઉપર વહેમ ગયો તેથી !-"

"કેમ ? એ આપણી ગુપ્ત વાતો પિતાજીને જણાવી દેછે શું?"

" ના, ના ! મને તો એની હીલચાલ અને વાતચીત ઉપરથી એમ લાગે છે કે, એ આપણી ખરી ચપળાજ નથી. " ચકોરીએ ધીમેથી જણાવ્યું, એટલામાં ચપળાએ રૂમાલ આણીને કાન્તાના હાથમાં આપ્યો, અને તેઓ ત્રણે ફરવા લાગી ચપળાની વધારે પરીક્ષા લેવા માટે વાતમાં ને વાતમાં ચકોરીએ તેને પૂછ્યું-" સખી, કાલે રાતે જે કામ કરવાનું મેં તને કહ્યું હતું તે કર્યું કે ?"

" અરરર ! એ તો હું તદન ભૂલીજ ગઇ !" ચપળાએ આંગળી કરડતાં જવાબ આપ્યો.

" પણ વારૂ, જે કામ સોંપ્યું હતું તે તો યાદ છે કે તે પણ ભૂલી ગઇ ?" ચકોરીએ પૂછ્યું.

" એ તો યાદ છે ! વાહ, એટલામાં તે પણ ભૂલી જાઉં, એવી શું હું ગમાર છું ? સખી, આજે તું મને આવો સવાલ શા માટે પૂછે છે?" ચપળાએ હસતાં હસતાં જણાવ્યું.

" ત્યારે કહે જોઉં, તને શું કામ સોંપ્યું હતું ? કહે તો હું જાણું કે, તને હજી યાદ છે ખરૂં !" ચકોરીએ બોલતાં બાંધી લીધી. આ સવાલનો જવાબ ન આપતાં ચપળાએ બીજી વાત કહાડી, જેથી ચકોરીનો શક દૂર થયો અને તેની ખાત્રી થઇ કે, તે ખરી ચપળા નથી, એટલે તેણીએ તેને કંઇ ખાનગી વાત કરવાને બહાને એક બાજુએ લઇ જઇ એક નજીવી સરખી વાત કહી જણાવ્યું-" સખી, જોને વારૂ મારો કાન અંદરથી પાકયો છે ? અંદર મેલ તો નથી ભરાઈ ગયો ? જરા વાસ સુંઘી જો તો જણાશે !" નકલી ચપળા ચકોરીની ચાલાકીમાં અંજાઈ ગઇ, અને તેણીએ કાન સુંઘ્યો. ચાલાકીથી પોતાની પાસેની બેશુદ્ધિની ભુકી કાનમાં મૂકીને તેણીએ વેશધારી ચપળાને સુંઘાડી દીધી, જેની વાસ લેતાંજ તે બેભાન થઈ જમીનપર પડી. તરતજ કાન્તા

તેમની સમીપ દોડી આવી એટલે ચકોરીએ કહ્યું—"જુઓ સખી, આપણી આ ચપળાની હાલત!"

"અરે, આ શું કર્યું? કદાચ તું અટકળ કરવામાં ભૂલી હોઈશ! પછી ચપળા જો ખરી હશે તો તારે શરમાવું પડશે!" કાન્તાએ અજાયબી સહ જણાવ્યું.

"અરે એમ કદી બનેજ નહીં!" ચકોરીએ જણાવ્યું, ને ચપળાને પોતાની પીઠપર ઉપાડી ફુવારા સમીપ લઇ આવી કાન્તાને કહ્યું—"તમે જરા ફુવારામાંથી પાણીના ખોબા ભરીને આના મુખપર નાંખો તો હું ધોઇ નાખું!" કાન્તાએ તેના મુખપર પાણી રેડવા માંડયું ને ચકોરી ખુબ ઘસી ઘસીને ધોવા લાગી. થોડી વારમાં ચપળાનો ચહેરો બદલાઇ ગયો, અને કપટનો સાથી કાસમ ઓળખાઇ ગયો. આ જોતાંજ કાન્તાને અનહદ ગુસ્સો ઉપજ્યો, અને આંખો લાલચોળ કરીને તે બોલી ઉઠી–"આ નીચ ગુલામે કેવી બેઅદબી કરી! એ માટે એને યોગ્ય સજા કરવી જોઇયે, કે ફરીથી એવી હિંમતજ કરે નહીં."

"જુઓની, હું એની બરોબર ખબર લઉં છું!" આમ કહી ચકોરી કાસમને પોતાની પીઠપર ઉંચકીને બાગના એક ખુણામાં લઇ ગઇ, જયાં બૂરજ નીચે એક ભોંયરૂં હતું. તેમાં બેભાન કાસમને તેણીએ જમીનપર સુવરાવ્યો અને પોતાની અઈયારીની થેલીમાંથી મીણબત્તી કહાડીને સળગાવી ત્યાં પડેલા એક જાડા દોરડાથી કાસમના હાથ પગ ખુબ જોરથી બાંધ્યા.

અઇયારી, એ શબ્દ કદાચ અમારા વાંચનારાઓમાંથી કેટલાકના સમજવામાં આવશે નહી, તે માટે અત્રે જણાવવાનું કે બહુરૂપીની કળાને અઇયારી કહેવાય છે, અને પોતાની મરજીમાં આવે ત્યારે એવા જુદા જુદા રૂપ ધારણ કરવા માટે એ કળા જાણનારાઓ પોતાને ઉપયોગી વસ્તુથી ભરેલી એક થેલી પોતાની સાથે હંમેશ રાખે છે. જુદા જુદા રૂપ ધારણ કરનારા માણસ અઈયાર કહેવાય છે. ચકોરીએ પોતાની થેલીમાંથી બેહોશી દૂર કરનારી દવા કહાડી કાસમને સુંઘાડી, જેની અસરથી એક છીંક ખાઇ તે શુદ્ધિમાં આવ્યો અને પોતાને કેદ થયેલો દીઠો. ચકોરીએ પોતાની કમ્મરેથી એક કોરડો કહાડી તેને મારવા માંડયો.

માર પડતાં કાસમે કાલાવાલા કરવા માંડયા. તે આજીજી કરતો ચકોરીને કહેવા લાગ્યો—"મને માફ કરો! મારાથી બહુ મ્હોટી ભૂલ થઇ ગઇ છે! બસ, હવે હું ફરી એવું કદી કરીશ નહીં! અરે, એવું કામ કરવાનો ખ્વાબમાં પણ ખ્યાલ નહીં કરૂં! મને ન મારો! હું ભૂલ્યો, હું મરી ગયો!" આમ કોરડાના ફટકા સહન ન કરી શકવાથી તે બૂમરાણ કરવા લાગ્યો, પણ તે સઘળા તરફ ચકોરીએ કંઇ પણ લક્ષ ન આપતાં મારવાનું ચાલુજ રાખ્યું અને પૂછ્યું—"સબુર કર, હજી તો તારા બરડાની ચેળ મટી નહીં હશે! એટલામાં મરી કેમ જવા દઇશ! પાપી! બોલ અહીં શા માટે આવ્યો હતો? બાગની હવા સારી લાગતી હતી તેથી મોજ મારવાને મન લલચાયું હતું કે? લુચ્ચા, તને ખબર નહોતી કે ચકોરી અહીં હશે? નીચ ગુલામ, પેલા કપટના કહેવાથી તેં અહીં આવવાની હિંમત કરી કેમ? હવે તને પણ હું બરોબર સ્વાદ ચખાડીશ!" આમ કહી તેણીએ ફરી કાસમને મારવા માંડયો, ને પૂછ્યું-"ખરૂં કહેજે, લુચ્ચા, તું અહીં કેવી રીતે આવ્યો અને ચપળા કયાં ગઇ? જો ખરૂં કહેજે!"

"અરે, ખુદાને વાસ્તે મને હવે મારશો નહીં! હું ખરૂં કહું છું!" ચકોરીને કોરડો ઉગામતી જોઇ કાસમ બોલી ઉઠયો-"ચપળાને મેંજ બેહોશ કરી છે! બેહોશીની દવા છાંટેલી માળા મેં ચપળાના મારગમાં ફેંકી દીધી હતી જે સુંઘતાંજ તેણી બેહોશ થઇ ગઈ, એટલે તેણીને માલતી લતાઓની ઝાડીમાં સુવરાવી તેનું સ્વરૂપ ધારણ કરી હું આપની સમીપ આવ્યો હતો! જુઓ, મેં તમામ હકીકત ખરેખરી જણાવી છે. હવે તો ખુદાને વાસ્તે મને છોડો! હું જીંદગી સુધી તમારો અહેસાન નહીં ભૂલું!" આથી ચકોરીને ઘણો ગુસ્સો ઉપજ્યો અને તેણીએ જોરથી બીજા ચાર પાંચ ફટકા તેને લગાવ્યા, જે સહી ન શકવાથી તે બૂમો પાડી ઉઠયો. પછી ચકોરીએ કાન્તા તરફ ફરી કહ્યું—"સખી, તમે થોડો સમય આ પાપીપર નજર રાખજો! હું ચપળાને શોધી લાવું છું! કદાચ આ લુચ્ચો આપણને જુઠું સમજાવતો હશે!" આમ કહી તે ચપળાને શોધવા ગઈ અને કાસમના કહેવા મૂજબ માલતી લતાની ઝાડીમાં શોધતાં શરીર-

પર એક પણ વસ્ત્ર વીના ચપળાને બેહોશ પડેલી જોઇ. તરતજ પોતાની પાસેની દવાથી તેણીને શુદ્ધિમાં આણીને પૂછયું—"કેમ, કેવી ખબર છે? આખરે થાપ ખાધી કે?"

"અરે, પણ મારાં વસ્ત્ર કોણે ઉતારી લીધાં?" જાગૃત થતાં ચપળા શરમાઇને બોલી ઉઠી. ચકોરીએ ત્યાં પડેલા કાસમના વસ્ત્રોમાંથી એક બે કપડાં લઇને તેણીનું શરીર ઢાંકયું ને હસીને જણાવ્યું-"ચાલાકી બધી કયાં જતી રહી! મારી સાથે રહી તો એ આવી બોથડજ રહી! જા, મારૂં નામ ડુબાવ્યું!"

"પણ મને શું ખબર કે આ સમયે અહીં પણ અઘચારી વાપરવામાં આવી હશે! પેલે ઠેકાણે એક માળા પડી હતી તે ઉંચકીને સુંઘતાં તો હું બેહોશ થઈ ગઇ, પછી શું થયું તે મને ખબર નથી!" ચપળાએ શરમાઇને જણાવ્યું.

"હજી ચાલાકીમાં એટલી કચાશ છે ત્યારે!" ચકોરીએ જણાવ્યું-"મુરખી, એટલો તો ખ્યાલ કરવો હતો કે, તારે માટે અહીં માર્ગમાં તે માળા કોણે તૈયાર કરી રાખી હશે? એ ઉપરથીજ ચેતી ન જઇએ, તો પછી આપણી ચાલાકી શા કામની?" ચપળા શરમથી નીચું મસ્તક કરી મુંગી ઉભી રહી, એટલે ચકોરી બોલી-"જો હવે હુશીઆર રહેજે! બીજી વાર કયાં ફસાઇ ન જઈશ!" હવે ચપળાએ ઉંચી નજર કરી આતુરતાસહ પૂછયું-"પણ મને બેહોશ કરનાર એ લુચ્ચો કોણ હતો?"

"તેને જોવાની હોંસ છે હજી! ચાલ ત્યારે મારી સંગે, તારી આ હાલત કરનારના તને દર્શન કરાવું." આમ કહી ચકોરી ચપળાને પેલા ભોંયરા આગળ તેડી આવી, ને કાસમ તરફ આંગળી કરી બોલી-"જો સખી, તારી સાથે ભલાઇ કરનાર આ રહ્યા નામદાર!" કાસમને જોતાં ચપળાને બહુ ગુસ્સો ઉપજ્યો, અને ચકોરી પ્રત્યે તેણીએ આજીજી કરતી હોય તેમ કહ્યું—"સખી, જો આજ્ઞા આપો તો આ મૂજીને બેચાર સપાટા લગાવી મારા અંતરમાં સળગેલા ગુસ્સાના અગ્નિને શાંત કરૂં?"

"ભલે સખી, એ પાજીની ખાસડાથી બરોબર પૂજા કરીશ તોએ મારી મનાઇ નથી!" બસ, ચકોરી તરફથી આટલી આજ્ઞા મળતાંજ ચપળાએ કાસમને કોરડાના સપાટા પેટ ભરીને લગાવ્યા.

કાસમ હવે ગભરાયો, અને નક્કી પોતાનું મોતજ આવી ગયું, એમ માની કપટને મનમાં હજારો ગાળો દેવા લાગ્યો. પછી કાસમને ત્યાંજ કેદ કરી તેઓ ત્રણે જણી મહેલમાં પાછી ફરી. અત્રે વાંચનારને શંકા ઉત્પન્ન થશે કે, રાજમહેલને લગતા બાગમાં કાસમ કેવી રીતે આવી શક્યો હશે? એ માટે અત્રે જણાવવાની જરૂર છે કે, જે બાગમાં ઉપલો બનાવ બન્યો હતો તે રાજમહેલના પાછલા ભાગમાં હતો, અને તે કાન્તાને વીહાર કરવા માટેજ હતો, પણ આગલા પ્રકરણમાં આપણે કુલીન અને ચતુરની વાતચીતપરથી જાણી ગયા તેમ કાન્તા અને કુલીન વચ્ચેના પ્રેમની રાજા રામસિંહને કાને વાત જવાથી કપટના પિતા મોહનરાયના ભંભેરવાથી તેમની વચ્ચેનો સંબંધ તોડી નાંખવાને કાન્તાના બાગમાં કોઇથી પ્રવેશ ન કરી શકાય તે માટે રાજાએ સખ્ત ચોકી પોહેરો રાખ્યો હતો. આમ મુસલમાન સીપાઈઓનો પોહેરો હોવાથી કાસમને પોતાનું કામ પાર પાડવાની તક સારી મળી હતી, પણ આપણે ઉપર જોયું તેમ ચતુર ચકોરીની ચાલાકી આગળ તેની અઈયારી છૂપી રહી શકી નહીં, અને તેને કોરડાનો અસહ્ય માર ખાવો પડયો હતો; પણ ચાલો, હવે કાસમને ભોંયરામાં પડયો રહેવા દઇ રાજકુમાર કુલીનના કહેવાથી કાન્તાને મળવા નીકળેલા ચતુરને આપણે મળીએ.

---

## પ્રકરણ ૪ થું.

—+++∞+++—

### ચતુરની ચતુરાઈ.

કુલીન પાસેથી નીકળ્યા પછી ચતુર સંધ્યાકાળે શેરગઢ પહોંચ્યો, ને કાન્તાની મુલાકાત લેવાની તજવીજ કરવા લાગ્યો, પરંતુ તેણીના મહેલની ચારે તરફ સીપાઇઓ હોંશીઆરીથી પહેરો ભરતા હોવાથી તેને કોઇ યુકતી સુઝી નહીં. શુકલપક્ષના દીવસો હોવાથી રાત્રી પણ ચાંદની હોવાથી પોતાની પાસેની પાટલાઘો અથવા અઇયારો જેને કમંદ કહે છે તે નાંખીને હાલ મહેલમાં દાખલ થવાના પ્રયાસમાં પણ તેનાથી પાર પડાય તેમ નહોતું,

એટલે તે મોટી મુંઝવણમાં પડયો. આખરે તેને એક રસ્તો સુઝયો, અને તે પાર પાડવા તે બાગની પાછળના નિર્જન સ્થાનમાં જઈ એક ચોપદારનું સ્વરૂપ ધારણ કરી બાગના દરવાજાપર સીપાઇઓને પોહોરો ભરતા જોઇ, એક બાજુએ બેઠેલા સીપાઇઓ સમીપ આવી સલામઅલેકુમ કરી બોલ્યો–"યારો, હું પણ મહારાજાનો સેવક છું. આજ ચાર માસ થયાં મહારાજાએ મને પોતાના મહેલમાં નોકરીપર રાખ્યો છે."

"આઇયે, બયઠીયે!" એમ કહી સીપાઇઓએ તેને બેસવાને સ્થાન આપી તેના આવવાનું કારણ પૂછતાં ચતુરે જણાવ્યું–"ભાઇઓ, આ વખતે મહારાજાની નોકરીમાં હાજર રહેવાનું ન હોવાથી ચાંદનીનો આનંદ ભોગવતો ફરતો ફરતો આ તરફ આવી ચ્હડયો, ને તમને ચલમ પીતા જોઇ મન થઇ આવ્યું કે, ચાલો બેચાર દમ હું પણ મારી લઉં! ભાઇઓ, વ્યસનીને વ્યસની મળે તો કેવો આનંદ થાય એનો તમને કંઇ ઓછો અનુભવ નહીં હોય!" આમ કહેતાં ચતુર હસવા લાગ્યો.

"હાં, હાં! રાસ્ત કહું બીરાદર!" એક અફીણી સીપાઇ બોલી ઉઠયો.

"લીજીયે બીરાદર, મારો દમ!" આમ કહેતાં એક સીપાઇએ ચતુર આગળ હુકકો ધર્યો.

"નહીં ભાઇઓ, હું હીંદુ હોવાથી હુકકો તો પી શકું તેમ નથી, પણ ચલમથી બે દમ મારી લઇશ!" ચતુરે જણાવ્યું.

"જેવી તમારી ઇચ્છા! લ્યો ચલમ ને લગાવો દમ!" પેલા સીપાઈએ ચલમ કહાડી ચતુરના હાથમાં આપી, એટલે તેણે દમ મારવા માંડયા, ને બે ચાર દમ પણ પીધા નહોતા એટલામાં ઉધરસ ખાવા માંડી, જે પણ એટલા જોરથી કે એક ઉલટી કરી દીધી. આ જોઈ બે ત્રણ સીપાઈઓ તેની પાસે આવ્યા ને તેની તબીયત કેમ ગભરાઇ ગઇ તે વિષે પૂછવા લાગ્યા.

"કેમ તંબાકુ માફક ન આવી?" એકે પૂછયું.

"જરા કડક લાગી હશે!" બીજાએ ઉમેર્યું.

"યારો, તમને અજબ કડવો તંબાકુ પીવાની ટેવ પડી ગઇ છે!" ચતુરે ઉધરસ ખાતાંજ જણાવ્યું—"મને તો મહા-

રાજાનો હુકકો ભરનાર ચોપદાર સંગે દોસ્તી થઇ છે, એટલે જે તંબાકુ મહારાજ પીએ છે, તેજ મને પણ પીવાને મળે છે. આથી તેજ તંબાકુ પીવાની આદત પડી ગયલી હોવાથી બીજી કોઇ તંબાકુ મને સારી લાગતી નથી !"

"હંઅ ! ત્યારે એમ કહોને ! પછી તો આ તંબાકુ કડવો લાગે તેમાં શું નવાઇ ?" એક સીપાઇ બોલી ઉઠયો.

"અરે ! કયાં મહારાજાનો ઉમદા તંબાકુ ને કયાં આપણો ! તેની લહેજતની તે શું વાત કરવી !" બીજાએ ઉમેર્યું.

"શરૂત બીરાદરો ! સકર ખાનારને તે મરી કોઈ દહાડો મઝા આપે ?" ત્રીજા અફીણીએ ઝોંકા ખાતાં ટાપસી પૂરી. "ભાઈ, તમે મોટા કીસ્મતદાર છો ! અમારાં એવાં ભારી કીસ્મત કયાંથી કે અમને એવો ઉમદા તંબાકુ નજરે જોવાનો પણ વખત આવે !" પહોરો ભરતો સીપાઇ આટલી વાર તેમની વાતચીત સાંભળ્યા કરતો હતો તે બોલી ઉઠયો—"જ્હો દીન કબ ફી મીંયાકે પાંઉમેં જુતીયાં !"

"એ તંબાકુની લહેજત બહુ ઉમદા હશે નહીં બીરાદર ? એના દમની લહેરમાં આખે શરીરે આરામ થઇ જતો હશે નહીં ?" આમ સીપાઈઓની તે તંબાકુ માટેની આતુરતા ખુબ વધી ગઇ, એટલે ચતુરે પોતાની થેલીમાંથી ચલમ અને થોડી તંબાકુ કહાડી જણાવ્યું—"લ્યો ભાઇઓ, તમે પણ એ તંબાકુ પી જુઓ ! જુઓ, એની કેવી અજબ લહેજત છે !"

"વાહવા ! એ જોતાંજ નજર ઠરી જાય છે, એટલે પછી એની લહેજત પણ ઓર હોય તેમાં શું નવાઇ !" તંબાકુ હાથમાં લઈને જોતાં એક સીપાઇ બોલી ઉઠયો.

"અરે ! મહારાજાનો તંબાકુ વળી આપણ ચોપદારો અને સીપાઇઓએ તે કયે દહાડે પીધો હશે !" બીજા સીપાઇએ ઉમેર્યું અને તે તંબાકુ જોતાં તેના મ્હોમાંથી પાણી છુટવા માંડયાં.

"અજી, ખ્વાબમાં નજરે જોઇ પણ નહીં હોય તો પીવાની તે શું વાત કરવી !" અફીણીએ ઉમેર્યું, ને પોતાનો હાથ લંબાવી તે તંબાકુ અને ચીલમ લેતાં કહ્યું—"લાવો, પહેલાં હું એની મઝાહ ચાખી જોઉં !" આમ કહેતાં તેણે ચીલમમાં દેવતા

ભરવા માંડયો, ને એક બે દમ મારી બોલી ઉઠયો—" અહાહા! કયા મીઠાશ! ચોપદારજી, અમારાપર તમારો બહુ ભારી અહેસાન થયો કેમકે તમારે લીધે આવા ઉમદા તંબાકુનો સ્વાદ ચાખવાનો અમને લાભ મળ્યો! ખરેખર, મહારાજાની નોકરીમાં તમે ચમન ઉડાવતા હશો!"

"લ્યો ભાઇઓ ઉડાવો મઝાહ! આપણે કયાં પૈસા ખરચવા પડયા છે! તમે પેટ ભરીને એની મઝાહ મારો! મારી પાસે હજી ઘણો છે!" એમ કહેતાં ચતુરે બીજો તંબાકુ ચલમમાં ભર્યો. પેલા અરીણીએ થોડાક દમ મારી ચલમ ચતુર આગળ ધરી એટલે તેણે જણાવ્યું—" બીરાદરો, તમે સઘળાઓ ખૂબ પી લ્યો! હું તો એ તંબાકુની મઝાહ રોજ મેળવું છું." હવે સઘળા સીપાઇઓ તેમજ પહેરેગીરોએ વારાફરતી હુકકો ગગડાવવા માંડયો, ને સાથે સાથે રાજમહેલની અંદરના વૈભવ વિષે તેઓ ચતુરને અનેક સવાલો પૂછવા લાગ્યા, જેના તેણે ચાલાકીથી એવા જવાબો વાળ્યા કે તે સાંભળતાં તેમની આતુરતા વધી ગઇ, અને તેઓ ચતુરને મોટો ભાગ્યશાળી માનવા લાગ્યા. આમ વાતની લહેરમાં સઘળાઓએ ખૂબ હુક્કાના દમ ખેંચ્યા, જેની અસરથી થોડી વારમાં સઘળાના શરીરમાં સુસ્તી આવવા માંડી અને વખત જતાં તેમને ઝોકાં આવવા માંડયાં. આમ ઝોકાં ખાતાં ખાતાં તેઓ સઘળા બેહોશ થઇ જમીનપર ઢળી પડયા. એકે પહેરેગીર જાગૃત અવસ્થામાં રહ્યો નહોતો. હવે પોતાની મુરાદ પાર પાડવામાં શું મુસ્કેલી નડનાર હતી? વગર અટકાવે તે મહેલને લગતા બાગમાં દાખલ થઇ ગયો. બાગમાં થોડેક ચાલતાં સામેથી એક દાસીને હાથમાં દીવો લઇ આવતી જોઈ તે એક ઝાડને ઓથે સંતાઈ ગયો, ને તે પેલા ઝાડ આગળથી પસાર થતી હતી એટલામાં ઝડપથી તેની પાછળ જઇ પોતાની કમ્મરે બાંધેલું દોરડું તેણીના ગળામાં નાંખી તેણીને જમીનપર પાડી નાખી અને બૂમ પાડવાનો તેણીને સમય મળે તે પહેલાં તો પોતાના હાથમાં તૈયાર રાખેલી બેહોશીની ભુરકી જોરજુલમથી તેણીના નાકમાં ઘુસાવી દીધી, જેની અસરથી તેણી તરતજ બેહોશ થઈ પડી, એટલે તેણીને ત્યાંથી ઉંચકી બાજુએ એક ઝાડ

આગળ સુવરાવી પોતાની થેલીમાંથી જોઇતી વસ્તુઓ કહાડી તેણે પોતાનો ચહેરો તે દાસી સરખો બનાવ્યો, અને તેણીનાંજ કપડાં પહેરી મહેલમાં જઇ જ્યાં કાન્તા પોતાની સાહેલીઓ સંગે વાત ચીત કરતી બેઠી હતી ત્યાં અન્ય સાહેલીઓ સંગે બેસી ગયો. દાસી વેષે આવેલા ચતુરને જોતાં ચકોરીએ પૂછ્યું—"કેમ કેતકી, જે કામ માટે મેં તને મોકલી હતી તે કરી આવી શું, કે આવીને મુંગી મુંગી બેસીજ ગઇ?" આ સાંભળી ચતુરે જાણ્યું કે, જે દાસીને બેહોશ કરી તેનું સ્વરૂપ ધારણ કરીને તે ત્યાં આવ્યો હતો તેનું નામ કેતકી હતું, એટલે તેણે તરતજ ચાલાકીથી અવાજ બદલીને જવાબ આપ્યો—"હા, કામ કરવાને તો હું ગઇ હતી પણ રસ્તામાં એક નવીન બનાવ જોવાથી તે વિષે તમને કંઇ જણાવવા માટે અર્ધે રસ્તેથી પાછી વળી આવી છું."

"એવું તે શું જોયું?" ચકોરીએ અજાયબીસહ પૂછ્યું.

"એ કંઇ સઘળી સખીઓની સમક્ષ કહેવાય તેમ નથી, માટે એ સઘળીઓને અત્રેથી દૂર કરો તો કાન્તાબા અને તમને જણાવું." કેતકી વેષમાં ચતુરે હસીને જણાવ્યું. તરતજ સઘળી દાસીઓને જવાની આજ્ઞા કરવામાં આવતાં તેઓ ત્યાંથી ચાલી ગઇ. ફકત ત્યાં કાન્તા, ચકોરી, ચપળા અને આપણાં કેતકી (ચતુર) આટલાંજ રહ્યાં, એટલે કાન્તાએ આતુરતાથી પૂછ્યું—"બોલ શું જોઇ આવી?"

"વાહવાહ! એ વાત કંઇ સાંભળવી સહેલ છે કે! મેં જોયલી મઝામાં તમને બધાને મફતનોજ ભાગ આપી દઉં કે? કંઇ ઈનામ આપો તો એ ખુશ ખબર કહું!" ચતુરે હસીને જણાવ્યું. કાન્તાએ જાણ્યું કે, કદાચ કુલીનસિંહના કંઈ સમાચાર લાવી હશે, પણ વળી તેને યાદ આવ્યું કે તેમણે કુલીનનું નામ પણ કોઈ દીવસ કેતકી આગળ લીધું નહોતું, છતાં એ શી ખુશ ખબર લાવી હશે? આવી ચટપટ કાન્તાના મનમાં ઉઠી, અને કેતકી એવી તે શું ખબર લાવી હતી, તે જાણવાની તેની ઇંતેજારી વધતાં તે બોલી ઉઠી—"હા હા! જા તને ઈનામ આપીશ, પણ પહેલાં તું એવી તે કઇ ખુશ ખબર લાવી છે તે તો જણાવ, પછી તેના પ્રમાણમાં ઇનામની વાત!"

"હંઅઅઅ! હું તમારી ચાલાકી જાણી ગઈ તો કુંવરીબા! મને ભોળવીને તમે વાત જાણી લ્યો ને પછી ઇનામનું નામ આવતાં ઉડાવો, એટલે પછી હું તો કંઇ બોલીજ શકું નહીં કેમ?" ચતુરે એક નખરાબાજ બીની માફક છણકો કરી જણાવ્યું—"પણ કુંવરીબા, મને એવી ભોળી ન સમજતા હં! હું એ આપના સમાગમમાં આવી છું, હા વળી! પહેલાં આ હાથમાં ઇનામ આપો તોજ કહું, નહીં તો કદી કહેનાર નથી. ન સાંભળવી હોય તો લ્યો હું મારે આ ચાલી!" આમ કહેતાં આપણી કેતકી ઉભી થઇ. આ નખરાં જોઇને ચકોરીનું બહુ પાકી આવ્યું ને તે ચીરડાઇને બોલી ઉઠી—"કેમ કેતકી, આજ તને આ શું થયું છે? કંઇ વા ભરાયો છે શું? ઓહો! તારી જીભ આટલી વધી હશે એવું તો મેં આજેજ જાણ્યું! તું તો રજમાંથી ગજ થઇ! વાહ! ટુંકી જીભે આવી લાંબી વાત કરતાં કયાંથી શીખી આવી? લુચ્ચી, બોલતાં કંઇ વિચાર રાખ, નહીં તો જીભડીજ કાપી નાંખીશ! એ તારી લુલીની લપલપ મને નહીં પાલવે! કુંવરીબાનો કંઇ ભારબોજ રાખતો નહીં, ને જેમ મનમાં આવે તેમ બકયા જવું એ શું સારૂં? તું ને કાન્તાબા સરખાંજ નહીં? મુરખી! હવે જો કંઇ લવારી કરી છે તો એક લાત મારી બેવડીજ કરી નાંખીશ!" ચકોરીની આ ધમકીને જાણે આપણી કેતકીજીએ લાંબુ પીંજણજ ગણ્યું હોય તેમ તે ખડખડ હસી પડીને બોલી ઉઠી—"ઓહોહો! જો, જો, ચકોરીબાઈજી, મોટો વાઘ મારી ન નાંખતાં? તમે મને લાત મારશો, ત્યારે હું તો મૂંઢની માફક મુંગી મુંગી તમારૂં મ્હોં જોતી ઉભીજ રહીશ કેમ? રખે ખાંડ ખાતાં! મારા હાથ કંઇ ભાડે આપી આવી નથી હોં કે? તમે એક લગાવશો, તો ચાર ખાવાએ પડશે, તે વખતે પછી મ્હોં ચોળતાં ઉભા ન રહી જતાં! અરે! તમે લાત લગાવી મને બેવડી તો કરતાં કરશો, પણ જો હું એક તમારા ડાચામાં લગાવીશને તો મ્હોંમાં એક દાંત પણ સીધો પાધરો નહીં રહેવા દઉં, શું સમજ્યાં?" આમ કહી કેતકીએ ચકોરીને વધુ ચ્હીડવવા તેની સામે આંખના મચકારા તથા અનેક ચાળાચસ્કા કરતી હસ્યાજ કીધું. ચકોરીથી આ સહન કરી શકાયુંજ નહીં! તેના

આખા શરીરમાં ગુસ્સાથી જાળ પ્રગટી નીકળી, અને તેણી એક મોટી બૂમ પાડી બોલી ઉઠી—"લે ગુલામડી, તને ત્યારે સ્વાદ ચખાડું !" આમ કહેતાં તે કેતકીને મારવા તેની તરફ ધસી અને તેનો હાથ પકડી લીધો. હાથમાં હાથ આવતાંજ કેતકીએ તેનો હાથ એવા જોરથી દબાવ્યો કે એક મોટી ચીસ પાડતાં ચકોરીએ પોતાનો હાથ પાછો ખેંચી લીધો; પણ હાથમાં હાથ મળતાં તે ચાલાક ચતુરા તરતજ ચેતી ગઇ કે, તે હાથ કેતકીનો નહીં, પણ કેતકીના સ્વરૂપમાં આવેલા કોઇ પુરૂષ અઇયારનો છે, એટલે પહેલાં તો તે ચમકીને સહજ પાછળ હઠી ગઇ, અને આપણી કેતકી હસીને બોલી ઉઠી—"કેમ, કેવી મઝાહ! એટલામાંજ શામ જણાઇ ગયાં કે! મારી હોંસ પૂરી કરવા આવતાં તો તમારી હોંસ પૂરી થઇને?! કંઈ હજી બાકી રહી હોય તો આવો બાઇજી પૂરી કરી આપું !" તરતજ સાવધ થઇ ચકોરી કમ્મરેથી કટાર ખેંચી આપણી કેતકી તરફ ઉગામી વિકાળ રૂપ ધારણ કરી ગાજી ઉઠી—"લુચ્ચા અઇયાર! ખરૂં કહેજે, તું કોણ છે નહીં તો સત્વર તારા પ્રાણ લઉં છું !" ચકોરીને હજી વધુ ચ્હીડવવા ચતુર બોલ્યો—"હંહંહંહં! બહુ થયું! બસ કરો! આટલો બધો ગુસ્સો! જો જો! કટારજ ક્યાંક હાથમાંથી પડી ન જાય! હું કોણ છું તે હજી જાણવું છે? તમારી કેતકીને પણ એટલામાં ભૂલી ગયાં બાઇજી! કેમ કંઇ આજે ભાંગ બાંગ પીધી છે શું? પણ કંઈ નહીં! આપે આજ્ઞા ફરમાવી કે હું કોણ છું, તે મારે જણાવવું, તે તો હું ઉઠાવનાર નથીજ, તોપણ જવાબમાં લ્યો આ પત્ર કાન્તાકુંવરી! એપરથી તમારે જે જાણવું હોય તે જાણજો !" આટલું કહી તેણે પોતાની કમ્મરેથી કુલીનકુમારે કાન્તા-પર લખેલો પત્ર કહાડી રાજકુંવરી સમક્ષ મૂકી ચકોરીને ચ્હીડવવા તેણીની સામે ચાળાચસ્કા કરવા ચાલુજ રાખ્યા! ચકોરીનું જો કે ચતુરની હદબહારની મશ્કરીથી પાકી તો બહુ આવ્યું, પણ તેણે કાન્તા સમક્ષ મૂકેલા પત્રે તેણીના મનપર જાદુઇ અસર કરી, તેણીનો ગુસ્સો આતુરતામાં બદલાઇ ગયો, અને તે પત્રમાં શું લખ્યું છે તે જાણવા તેણી કાન્તા સમીપ ગઇ. ચતુરે પત્ર મૂકતાંજ કાન્તાએ તે ઉપાડી ઉખેડીને વાંચ્યો, એટલે તરત જાણી ગઈ

કે તેમાં કુલીનનાજ હસ્તાક્ષર હતા, પણ વિશ્વાસ ન આવવાથી તેમણે તે પત્રને ફરીફરીને ખુબ તપાસ્યો, અને બારીકીથી વાંચી જોયો, ત્યારે તેમની પૂરતી ખાત્રી થઇ કે તે પત્રિકા કુલીનસિંહનીજ હતી. તેઓ હવે સમજી કે, તે લાવનાર કેતકી વેષમાં ચતુરસિંહજ હતો કેમકે, ચતુર સિવાય બીજા કોઇની સંગે કુલીન કાન્તા ઉપર પત્ર મોકલતોજ નહોતો. આથી ચકોરીએ શરમાઇને નીચું જોયું, અને મુંગી મુંગી ઉભી રહી, પરંતુ ચતુરની ચાલાકી અને ખબરદારી માટે પોતાના મનમાં તેણી તેના વખાણ કરવા લાગી, અને તેજ પળે ચતુરે તેનું મન ચોરી લીધું. તેના અંતઃકરણમાં પ્રેમાંકુર ફુટી નીકળ્યાં. કાન્તા અનહદ સ્નેહ સહ કુલીનનો પત્ર વાંચવા લાગી, અને વાંચી રહ્યા બાદ ચતુર સંગે વાતચીત કરવા લાગી. "ચતુરસિંહ, બીજા શા ખબર છે?"

"ખબર શું કહું?" ચતુરે ગંભીરાઇસહ જણાવ્યું—"ખાવું, પીવું, સઘળું કુમારે ત્યાગી દીધું છે! બસ, રાત્રીદીવસ તમારા નામનુંજ રટણ કરે છે! તમારા વિયોગમાં કુલીન કુમારના જીવને કયાંથી ચેન રહેનાર છે! અરે! કુમારને સમજાવવામાં હું લેશ પણ કસર રાખતો નથી, પણ તેની અસરજ થતી નથી! હજી ગઇ કાલે તમારી પત્રિકા લઇને હું ગયો, પણ કુમારનાં મનની વ્યાકુળ હાલત જોઇ મારે આજે ફરી અહીં આવવું પડયું! આજે તો કુમાર પોતેજ અહીં આવવાને તૈયાર થઇ ગયા હતા!"

"અરેરે! ત્યારે તમે એમને તમારી સંગે તેડતા કેમ ન આવ્યા? એ અહીં પધાર્યા હોત તો એમના દર્શનનો લાભ તો અમને મળત!" રાજકુમારીએ નિસાસો નાંખીને જણાવ્યું.

"કાન્તાકુંવરી, મારી પણ એવીજ ઈચ્છા તો હતી, પણ તમારા મીલનમાર્ગ વચ્ચે મુશ્કેલીઓના કેવા કાંટા પડેલા છે, તેનો ખ્યાલ કરીનેજ મેં તેમને સમજાવી અહીં આવતા રોકયા છે!" ચતુરે જવાબ આપ્યો.

"ખરૂં! અહીં પણ કપટના અઈઆરો કંઇ કંઇ તોફાન કરી રહ્યા છે" કાન્તાએ નિરાશા સહીત જણાવ્યું-"શું થશે તે કહી શકાતું નથી! પિતાજીને પણ અમે સમજાવીને થાકયાં પરંતુ મહારાજ અમારા કહેવા ઉપર કંઇ પણ ધ્યાન આપતાજ નથી,

કેમકે પાપી કપટે પોતાના પિતા મારફત તેમને પોતાને વશ કરી લીધા છે! એ નીચે અમારી વચ્ચેના સંબંધની બીના રજનું ગજ કરીને કોણ જાણે કેવી રીતે સમજાવી દીધી છે કે મહારાજ તો તેને બસ, ધર્મશાસ્ત્રનુંજ સ્વરૂપ માને છે. એ લુચ્ચાઓએ મહારાજાના કાન ભરવા ચાલુજ રાખ્યા છે, તેથી પિતાજી અમારૂં કહેલું તો બીલકુલ સાંભળતાજ નથી! અરે, આજે આટલી વાત કરવાની આપણને તક મળી એ પણ આપણાં સારાં નસીબ જાણો, કેમકે આજે સખી ચકોરીએ કાસમને આ પાછળના બાગમાં કેદ કરેલ છે, એટલે હવે સારો લાગ હાથ આવ્યો છે! કાલે એ લુચ્ચાને મહારાજાની હજુરમાં ખડો કરીને જણાવીશું કે, આપના કપટની સત્યતાનો નમુનો જુઓ! પિતાજીને પણ અમારા બાગની આસપાસ પોહોરો ભરવાને કોઇ ન મળ્યો તે એ લુચ્ચા કપટને એ કામ સોંપ્યું, પણ હવે એનું પોગળ પકડાઇ જશે! અમે તો ફકત એટલુંજ પૂછીશું કે કપટને તપાસપર રાખેલ છતાં કાસમને અમારા બાગમાં દાખલ થવાની પરવાનગી કોણે આપી?" આમ જણાવી કાન્તાએ કાસમને પકડવા સબંધી આગલા પ્રકરણમાં આવી ગયેલી તમામ હકીકત ચતુરને કહી સંભળાવી. કાસમને કેદ પકડવા સબંધી ચકોરીએ વાપરેલી ચતુરાઇથી ચતુર છક થઇ ગયો, અને તે સાથે ચકોરી માટેના પ્રેમે તેના અંતઃકરણમાં ઘર કર્યું. થોડીવાર ચૂપ રહ્યા પછી તે બોલ્યો—"ચકોરીએ ચાલાકી તો કરી પણ છેવટે થાપ ખાધી!" આ સાંભળી ચકોરી અજાયબ થઇ ઉંડા વિચારમાં પડી, પણ કંઇ ન સુઝતાં તેણે ચતુરને પૂછ્યું—"મેં શું થાપ ખાધી વારૂ?"

"હજી જાણી ન શકયાં? આમજ અઇયારી ચલાવશો કે?" ચતુરે જરા ટકોરમાં કહ્યું—"જુઓ, જ્યારે કાસમ બાગમાં દાખલ થયો ત્યારે મહમદ પણ શું ત્યાં નહીં હોય? આમ છતાં તમે કાસમને બાગમાંજ મૂકી આવ્યાં એ કેવી ભૂલ? એને કેદ પકડયો ત્યારેજ એને મહેલમાં કેદ કીધો હોત અથવા તેજ વખતે મહારાજાની હજુરમાં ખડો કીધો હોત તોજ સારૂં હતું! હવે શું મહમદ કાસમને છોડાવી ગયો નહીં હોય, એમ ધારો છો?" આ સાંભળતાંજ ચકોરી ચમકી ગઇ, અને શરમાઈ જઇને આંગળી

કરડતી બોલી—" આ બાબતનો તો અમો કોઇને સહેજ પણ ખ્યાલજ નહીં આવ્યો !"

" પણ બીજા કોઇને તે શાનો ખ્યાલ આવે ? તમેજ હુશીયાર અને ચાલાક અઇયારા કહેવરાવો છો, એટલે એનો ખ્યાલ તો તમનેજ હોય ! જરા જઇને તો જુઓ કે કાસમ હજી સુધી ત્યાં છે ?" તરત ચકોરી બાગમાં જોવાને દોડી, અને ભોંયરા સમીપ જઇને જોયું તો તેનો દરવાજો ઉઘાડો પડયો હતો ! હવે તેણીની ખાત્રી થઇ કે, મહમદજ કાસમને છોડવી ગયો ! તેણીએ ભોંયરામાં જઇને જોયું તો અંદર કોઈજ નહોતું ! પોતાની મૂર્ખાઇ માટે દીલગીર થતી મહેલમાં પાછી વળી, અને બોલી–" ખરેખર, મહમદ કાસમને છોડવી ગયો !" ચતુરે તેણીને હવે વધુ ચ્હીડવવા માંડી–" વાહ ! મોટી અઇયારી અજમાવી તેનો આવોજ નમુનો કે ? પોતાને તો મોટાં હુશીયાર ને ચતુર માને છે ત્યારેજ એક સાધારણ અઇયાર આંખ આંજીને ચાલ્યો ગયો !" ચકોરીને આથી ખરાબ લાગ્યું. તેનાં અંતઃકરણમાં જ્વાળા પ્રગટી નીકળી, અને તે ગુસ્સામાં બોલી ઉઠી—" હવે જો કાસમ અને મહમદ બંનેને કેદ પકડી આ દીવાનખાનામાં એ મુજીઓને મોજડીઓનો માર ન મારૂં તો મારૂં નામ ચકોરી નહીં !"

"બસ, એ તો તમારી ચાલાકી આટલામાંજ જણાઇ ગઈ !" ચતુરે મ્હોં મલકાવીને જણાવ્યું–" હવે તમે પણ જોશો કે એક એકને સપડાવીને અમારા નગરમાં લઇ જઈ હું કેવી રીતે કેદ કરૂં છું !" પછી ચતુરે પોતે રાજમહેલમાં કેવી ચાલાકીથી આવ્યો હતો, તથા તે પોતે કયે ઠેકાણે કેતકીને બેહોશ કરી મૂકી આવ્યો હતો તે સઘળું સવીસ્તર કહી સંભળાવ્યું અને જણાવ્યું–" કેતકીને કોઈ પાસે તેડાવો, પણ તેણીનો પોશાક તો હું નહીં ઉતારી આપું, કેમકે આજ વેષે હું જઇશ ! પણ યાદ રાખજો કે આ વાત કોઇના જાણવામાં ન આવે, નહીં તો સઘળી બાજી બગડી જશે ! ત્યારે કાન્તાકુંવરી, હવે મને જવાની આજ્ઞા છે ?"

" પણ હવે આપ બીજે ત્રીજે દીને અત્રે આવ્યા કરજો કેમકે, આપના પધારવાથી અમને પણ ધીરજ રહેશે !" ચકોરીએ દબાયલે અવાજે જણાવ્યું.

"પણ કુંવરીને તમો ધીરજ આપજો !" ચતુરે જણાવ્યું. ચતુરને જવાને તૈયાર થયલો જોઇ કાન્તાની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી, અને તે ગળગળે અવાજે બોલી-"પ્રતાપી કુમારનો વિયોગ હવે અમારાથી સહન થઇ શકતો નથી ! તેમનાં દર્શનનો લાભ મેળવવાનું શું અમારા ભાગ્યમાં નથી લખ્યું !" આટલું બોલતાં તેણીનો કંઠ રૂંધાઈ ગયો.

"કાન્તાકુંવરી, ધીરજ છોડી દઇ આમ નિરાશ શું થાઓ છો" ચતુર કુંવરીને સમજાવા લાગ્યો—"આપનાં સુખ માટેજ અમો આ સઘળો પ્રયાસ કરી રહ્યાં છીએ; જો આપજ આમ ધીરજ ખોઇને ગભરાઇ જશો તો પછી કેમ ચાલશે. જે મુશ્કેલીઓ આપણા માર્ગની આડે નડે છે તે સઘળી આપણા ભવિષ્યના સુખને માટેજ છે, એમ માની ઇશ્વરપર ભરોસો રાખો ! ઇશ્વર- કૃપાથી ટુંક સમયમાં સઘળાં વિઘ્ન અમો દૂર કરી નાખીશું." આમ કાન્તાને સમજાવી ધીરજ આપી તે કેતકીના વેષમાંજ મહેલમાંથી બહાર નીકળી બાગની દેવડી ઉપર આવ્યો. આ સમયે બે ચાર ચોપદારોજ ફક્ત શુદ્ધિમાં આવ્યા હતા. બાકીના- ઓમાંથી કેટલાક તો હજી બેભાન હાલતમાંજ પડેલા હતા. કોઇ નીચી મુડી કરી પડી રહ્યા છે, કોઇ ઉઠીને ફરી ઝોંકો ખાઇ પડી જાય છે. આમ જોઇ આપણી વેષધારી કેતકીએ દમામાંજ બૂમ પાડી-"કેમ તમે આમજ પોહોરો ભરો છો કે ? તમને બાગની રખેવાળી કરવા રાખ્યા છે કે આમ જમીન સુંઘવાને ? હરામખોરો, ત્યારે આટલું બધું અફીણ ખાવું નહોતું ! કેટલો કસુંબો ચઢાવ્યો છે કે, તમારી આંખો પણ ખુલતી નથી, ને શબની માફક બેભાન થઇ પડયા છો ! જો, જો ! મહારાણીજીને આ હકીકત જણાવી હું તમો સઘળાઓની બરાબર ખબર લેવરાવું છું." જે સીપા- ઇઓ શુદ્ધિમાં આવ્યા હતા તે આપણી કેતકીની ધમકી સાંભળીને દીંગમૂઢજ બની જઇ ધાસ્તીથી થરથર કંપવા લાગ્યા. "કંઈ નહીં બચ્ચાજીઓ ! મહારાજાનો પગાર આવી નીમકહરામી માટે ખાઓ છો ! હવે જો જો, તમારી કેવી દશા કરાવું છું !" કેતકીએ તેમને વધુ ગભરાવવા માંડયા. મહારાજાનો ગુસ્સો નક્કી પોતા ઉપર ઉતરશે ને નક્કી માર્યા જઇશું, એવી ધાસ્તીથી

સીપાઇઓની ગભરામણ વધવાજ માંડી, અને તેઓ કેતકીના કાલાવાલા કરવાજ લાગ્યા. "કેતકીબા, આજની અમારી કસુર એક વખત માફ કરો! હવે ફરીથી અમે એવી મૂર્ખાઇ કદી નહીં કરીએ!" એક સીપાઇએ ધ્રુજતે સાદે જણાવ્યું.

"માવડી, તમને અમે પગે પડીએ છીએ!"—"અમારાં મસ્તક તમારા પગમાં છે. જોઇએ તો મારો કે ઉગારો!"–"કેતકી બાઇ અમારી પહેલી વારની આ નજીવી ભૂલ માટે અમને ક્ષમા નહીં કરો? તમારી તો મહેરબાની જોઇએ!" આમ દરેક સીપાઇ તેણીને હાથે પગે લાગવા માંડયો.

"ખુલ્લા દરવાજા મૂકીને આમ બેભાન થઇ પડયા રહો, એ તમારી નજીવી ભૂલ!" આપણી કેતકી ગાજી ઉઠી–"ઠીક છે તમારી એ નજીવી ભૂલનાં ફળ તમને બરોબર ચખાડીશ!"

"અરે કેતકીબાઇ, અમો ગરીબ ઉપર આટલો બધો રોષ! અમારી આ હાલત કેમ થઇ તે તો જરા સાંભળો, તો પછી તમેજ અમારા ઉપર દયા ખાશો!" એક ઘરડા સીપાઇએ કરગરીને કહ્યું–"જુઓ, આજે મહારાજાની તહેનાતમાંનો એક લુચ્ચો ચોપદાર અમારી પાસે ફરતો ફરતો આવી ચઢયો હતો તેણે અમને ભૂલાવો ખવરાવીને કોણ જાણે કેવો ઝેરી તંબાકુ પીવરાવ્યો કે અમો સઘળાઓની આ હાલત થઇ ગઇ. અરે, એ હરામખોરે તો અમારા જીવ લેવાનોજ વિચાર કીધો હશે, પણ ખુદાની મહેરબાનીથી અમે બચ્યા છીએ, નહીં તો અત્યારે તો અમે પેલી જહાનમાંજ પહોંચી ગયા હોત! જુઓ, કોઇ દહાડો પણ આવું થયું છે? એ તો ભૂલાવામાં ફસાઇ ગયા, એટલે અમારી આ દશા થઇ! હવે બીજી વાર જો અમારી કસુર થાય તો પછી તમારી ઇચ્છામાં આવે તેવી સજા કરાવજો!" એટલું કહી તે કેતકીને પગે પડયો. સઘળા સીપાઇઓએ પણ તેમ કીધું.

"ઠીક છે, આજે તો હું તમોને જવા દઉં છું, પણ ફરીથી આવી ભૂલ ન થાય તે માટે ખબરદાર રહેજો!" આમ દમામમાંજ કહી ચતુર બહાર ચાલ્યો ગયો. સીપાઇઓ ગભરાટમાં હોવાથી કોઇએ તેને એટલું પણ પૂછયું નહીં કે "કેતકી, આવે રાતને સમયે તું કયાં જાય છે?"

---

## પ્રકરણ ૫ મું.

—+++∞+++—

### શીકાર સપડાયો !

ચકોરીએ કાસમને કેદ પકડયો તે બાગમાં એક ઝાડપર સંતાઈ બેઠેલા મહમદે જોયું હતું. તેમજ કાન્તા, ચકોરી અને ચપળા, એ ત્રણે જણીઓને કાસમ વીના મહેલમાં પાછી ફરેલી જોઇ તેણે વિચાર્યું કે તેમણે કાસમને બાગમાંજ કોઇ સ્થળે કેદ કીધો હશે. આમ વિચારી તે ઝાડપરથી નીચે ઉતર્યો ને બાગમાં આમ તેમ શોધવા લાગ્યો. શોધતાં શોધતાં તે જે ભોંયરામાં કાસમને કેદ કરવામાં આવ્યો હતો ત્યાં જઇ પહોંચ્યો, અને અંદરથી તેના રડવાનો અવાજ સાંભળી તેણે તરતજ તેનો સાદ ઓળખ્યો, એટલે તરતજ ભોંયરાનો દરવાજો ઉઘાડી તે અંદર ગયો ને કાસમના હાથ પગ મજબૂત બાંધેલા જોઈ તેણે તરતજ દોરડું કાપી નાખ્યું અને તેને ભોંયરામાંથી બહાર તેડી આણી કહ્યું–"ચાલો પહેલા આ બગીચાની બહાર નીકળી જઇએ પછી બધી વાતચીત કરીશું." જેમ બને તેમ ઝડપથી તેઓ બાગની બહાર નીકળી ગયા, અને ચાલતા ચાલતા વાતચીત કરવા લાગ્યા. ચકોરીને હાથ પકડાયા પછી તથા કોરડાનો માર ખાધા સંબંધી સઘળી વીતક વાત કાસમે કહી સંભળાવી, એટલે મહમદ બોલી ઉઠયો–"એ ચકોરી બડી ચાલાક છે. ભાઇ કાસમ, જ્યાં સુધી પહેલાં આપણે ચકોરીને કેદ પકડીશું નહીં ત્યાં સુધી આપણું કંઈ પણ વળે એમ લાગતું નથી કેમકે, એક તો ચકોરી હાલમાં હુશીયાર છેજ, તેમાં વળી તે ધીમે ધીમે ચપળાને પણ અઇયારીની કળામાં ચાલાક બનાવતી જાય છે, માટે જો એને કેદ ન પકડીએ તો થોડા દીવસમાં એકને બદલે બે થઇ જશે !"

"ખરૂં છે બીરાદર !" કાસમે ગંભીર અવાજે જણાવ્યું–"પણ આજે તો મહા મુશ્કેલીએ આપણી જાન બચી એજ ખુદાની મહેરબાની ! આવતી કાલે જેમ બને તેમ કરીને ચકોરીને પકડીને કોઇ એવી છૂપી જગ્યાએ કેદ કરી આવીશું કે ફરી તેનો પત્તોજ નહી લાગે ને સાથે વળી આપણા ઉપર કોઈ વહેમ ન લઇ જાય !"

"બીરાદર, ચકોરીએ બડી ચાલાકીથી તને પકડયો હો!" મહમદ બોલ્યો–"એ છોકરી બડી ચકોર છે! પણ તને કોરડાના સપાટા ખાવા પડયા તે માટે મને બહુ દીલગીરી થાય છે! કંઇ નહીં! હિંમત ન હારીશ! આવતી કાલે આપણે બદલો વાળીશું!"

આમ ધીમે ધીમે વાતચીત કરતા તેઓ મહેલના આગલા દરવાજા આગળ આવી પહોંચ્યા, તો કાન્તાકુંવરીની દાસી કેતકીને મહેલની બહાર જતી જોઇ. વાંચનારને જણાવવાની જરૂર નથી કે, કેતકીના વેષમાં આપણો ચતુરજ હતો, જેને મહેલની દેવડી-પરના સીપાઇઓને ધમકી આપી બહાર જતો આપણે કયારનો જોયો છે. કાસમ અને મહમદને જોતાંજ ચતુરે તેમને ઓળખી કહાડયા, અને ધાર્યું કે, તેઓ સારે ટાંકણે મળી ગયા છે કેમકે, પોતાનો વેષ પણ પૂરતો સજેલો છે, એટલે ચાલાકીની કંઇ જાળ બીછાવીને બની શકે તો બંનેને અથવા એકને તો અવશ્ય પકડવો જોઇએ. આમ વિચારી ચતુર જાણી જોઇને તેમની પાસે થઇને આગળ ચાલ્યો. કાસમ અને મહમદ પણ કેતકીને કોઈ સ્થળે ચાલી જતી જોઇ તે કયાં જાય છે તે જાણવાની જીજ્ઞાસાથી તેણીની પાછળ ચાલવા લાગ્યા. કેતકી વેષધારી આપણા ચતુરે પાછળ ફરીને જોયું અને તેમને પાછળ આવતા જોઇ પૂછયું—"કેમ મારી પાછળ તમે શા માટે આવો છો? જે કામ માથે લીધું છે તેજ પુરૂં કરોને!"

"શું કામ માથે લીધું છે વળી?" મહમદે અજાયબ થઇને પૂછયું.

"અરે, હું તો બધુંએ જાણું છું!" આપણી કેતકીએ છણકો કરીને જણાવ્યું—"તમારી રગેરગથી હું અજાણી નથી! તમે તો એજ કામ કરો જેના બદલામાં ચકોરીના હાથનો મોજ-ડીઓનો માર ખાવાનો તમને વખત આવે! જે ઠેકાણામાં એક હલકી દાસી સરખીની પણ મદદ નથી ત્યાં તમારી બાજી શું પાર પડવાની છે? મારો મોતનાં હવતીયાં, ને ખાઓ ખાસડાનો માર! આમ કરશું ને તેમ કરીશું, એવા હવાઇ કીલ્લાઓ બાંધ્યા કરો! તમારાથી બીજું કાંઈ થાય તેમ નથી!" આ સાંભળી કાસમ અને મહમદ તો સ્તબ્ધજ થઇ ગયા. તેમના મનમાં કંઇ

કંઇ વિચાર આવવા લાગ્યા. તેમણે જાણ્યું કે, કેતકી ઘણીજ હુશીયાર દાસી છે તેથી જો પોતાની સંગે મળી જાય તો મહા-ભારત કામ પણ સહેલાઇથી પાર પાડી શકાય. વળી તેની વાત-ચીતપરથી તેમને એમ લાગ્યું કે, કંઇ લાલચ આપવાથી તે મદદ કરવાને તૈયાર પણ થઇ જશે. આમ ધારીને કાસમે જણાવ્યું—"કેતકીબાઇ, અમારો ધંધો તો છળકપટ અને ચાલાકી કરવાનો છે ! વળી જો પકડાઇ જવાથી અને મરવા મારવાથી અમે ધાસ્તી ખાઇ જતા હોઇએ તો અમે કંઇ પણ કરી શકીએજ નહીં. એ ધંધાની ઉપજમાંથીજ અમે અમારૂં ગુજરાન ચલાવીએ છીએ. વાત કરતામાં હજારો સોનામોહોર ઇનામ મેળવી લઇએ છીએ !"

"વળી ખુદાની મહેરબાનીથી જ્યાં હાથ લંબાવીએ ત્યાં તમો સરખા મદદગારની પણ અમને ખોટ પડતી નથી, એટલે અમારી મતલબ ઘણીજ આસાનીથી પાર પડે છે !" મહમદે આપણી કેતકીને વધુ પટાવવા માંડી—"જુઓ, હાલમાં અમે માથે લીધેલા કામમાં મદદ કરવા માટે ખુદાએ તમારોજ મીલાપ કરાવી દીધો, માટે હવે તો અમને તમારે બનતી મદદ કરવી જોઇએ. તમારી મહેનતનો બદલો વાળી આપીશું !"

"બસ કે ! બહુ ઉદાર બની ગયા હો ! આટલા બધા ઓલ્લાદોલ્લા બની ગયા કંઇ !" આપણી કેતકીએ તીરછી નજ-રના નખરાનું મોહક બાણ ફેંકતા હાથનો છણકો કરીને જણાવ્યું-"તમારૂં કામ પાર પાડવામાં હું તમને કુંવરીબા તરફ નીમક-હરામ થઇ મદદ કરૂં ને તેથી હજારો મોહોરો મેળવો, અને મારી એ મહેનતના બદલામાં મારો ફકત ઉપકારજ માનો ! વાહ વાહ ! મારૂં દળદર પણ જતું રહ્યું હોં !"

"અરે, કેતકીબાઇ તમે એ શું બોલો છો ?" મહમદ બોલી ઉઠયો-"જો અમારૂં કામ પાર પાડશો તો અમને જે કંઇ મળશે તેમાં અરધો હીસ્સો તમને આપીશું ! લ્યો તેનો આ કોલ !" એમ કહી વચન આપવામાં તેણે હાથ ઉંચકયો.

"બસ, બસ, બસ ! થઇ ગયો તમારા કોલનો તોલ !" આપણી કેતકી હસીને બોલી ઉઠી-"તમારી ચાલાકી મારી પાસે

ન ચલાવો ! 'મીયાં મરેગે ઓર બયલ બાંટેગે !' એવી વાત કરો છો તેમાં હું ભોળવાઈ જાઉં તેવી નથી તો ! અજી મીયાં ! એવી ભવિષ્યની આશા ઉપર હું તમારૂં કામ કરી આપું એવી ભોળી નથી ! કોઈ બીજી ભોળીને ભમાવજો ! અહીં તો પહેલાં હાથમાં જોખી આપો, પછી કામની વાત કરો ! અરે, જુઓ ! જો મારી મહેનતનો બદલો આપો તો હમણાંજ હું ચતુરને તમારા હાથમાં કેદ પકડાવી દઉં ! બોલો છો મરજી ! હોય તો જોખો રોકડા દામ નહીંતો જાઓ ફોડો તમારૂં માથું અને કરો તમારૂં કામ !"

ચતુરને કેદ પકડવાની વાત સાંભળતાંજ કાસમ અને મહમદના હૃદયામાં આનંદની લહેરો ઉછળવા માંડી, ને કાસમ ખુશાલીમાં આવી બોલ્યો—"જો આજેજ ચતુર અમારા હાથમાં સપડાઇ જાય એવી કોઇ યુકતી અથવા રસ્તો બતાવો તો તમે કહો તે તમને આપીએ !"

"એમ છે ? તો આપો એક હજાર મહોર, ને પછી જુઓ બંદીનો તોર !" આપણી કેતકીબાઇએ ગંભીરતા ધારણ કરી જણાવ્યું–"પછી ચતુરને પકડતાં શી વાર ! એ તો જાણો કે તમારો બેડો થયો પાર, અને લુચ્ચાના વાગી ગયા બાર !"

"પણ અત્યારે મધ્ય રાત્રીએ મહોરો અમે કયાંથી લાવીએ?" મહમદે પૂછયું.

"તો કંઇ નહીં ! રહેવા દો ! તમારી પાસે મહોર હોય ત્યારે મારી પાસે આવજો, પછી વાત ! ચાલો, હવે મને પણ બહુ સમય થઈ ગયો ! કુંવરીબાઇએ મને કામે મોકલી છે, તે મારી રાહ જોતાં બેઠાં હશે !" આમ કહેતાં આપણી કેતકી-બાઇએ ત્યાંથી ચાલવા માંડયું, પણ તેના વચનોએ કાસમ અને મહમદના મનપર કરેલી જાદુઇ અસરથી તેઓ તેણીનાથી છૂટા કેમ પડી શકે ?

"અરે ! ઉભાં તો રહો કેતકીબાઈ !" તેણીને અટકાવતાં કાસમ બોલ્યો—"અમારી વાત તો જરા સાંભળો ! અત્યારે અમારી પાસે મહોરો નથી તેથી શું થયું ? કાલે સવાર પડતાંજ અમો તમને જરૂર આપી દઇશું. ચાલો બતાવો જોઇ ચતુર કયાં છે ?"

"એ તો તમારી મહોરોની પાછળ સંતાઇ રહ્યો છે, એટલે તમો મારી પાસે મહોરોનો ઢગલો કરો, તે વિના કેમ જણાય!" આપણી કેતકીજીએ ઠંડે કલેજે જવાબ આપ્યો.

"નહીં, નહીં! કેતકીબાઇ, અમને એમ ન ઉડાવો!" મહમદે વધુ કાલાવાલા કરતાં કહ્યું–" ખુદાના કસમ ખાઈને કહીએ છીએ કે કાલે સવારે તમને જરૂર મહોરો આપીશું!"

"છી, છી, છી! તમે કેવા લુચ્ચા છો! તમારા સરખા પાપી માણસો સાથે વાત કરવી પણ સારી નહીં!" કેતકી કંઈક ગુસ્સા તથા કમકમાટ સહ બોલી ઉઠી–' જે મહાન પિતાએ તમને આ દુનિઆમાં પેદા કીધા તેના તમે સોગન ખાઓ છો! જાઓ, મને ન બોલાવો!" આમ કહી છણકો કરી તેણે ફરી ચાલવા માંડયું.

"અજી, અમારી એ ભૂલ માફ કરો, પણ અમારૂં કામ તો કરો! ચાલો, હવે અમે કદી કસમ નહીં ખાઇએ! તઓબા! તઓબા!" મહમદે આજીજી કરીને પોતાના ગાલે તમાચા માર્યા.

"ઠીક છે, ત્યારે કાલે મહોર લઇ મળજો પછી જોઇશું!" કેતકીએ વધુ માન ખાવા માંડયું.

"અરે! હવે અમને શા માટે તરસાવો છો? જુઓ કેતકી-બાઇ, કાલે હજાર મહોરને બદલે બે હજાર મહોર આપીશું." કાસમે વધુ કરગરીને કહ્યું.

"પણ હું તો તમને પહેલાંથીજ જણાવી ચૂકી છું કે, આપણી પાસે ઉધારની વાત નથી! કાલે સવારે મહોરો લઇને આવજો, પછી હું તમારૂં કામ અવશ્ય પાર પાડીશ!" આટલું કહી કેતકી બે ચાર પગલાં આગળ ચાલી.

"અજી, જરા તો સાંભળો!" તેણીની સામે જઇને અટ-કાવતાં મહમદે જણાવ્યું–" તમે કહેશો તેમ કરવાને અમે તૈયાર છઈએ. અમારા ઉપર તમને ઈતબાર ન હોય તો તમે અહીંજ ઉભાં રહો! અમે હમણાંજ જઇને મહોર લઇ આવીએ છીએ."

"પણ આટલી બધી ઉતાવળ શું છે? કાલે લાવજો, પછી જોઇ લઇશું!" કેતકીએ વધુ બેદરકારી બતાવવા માંડી.

"નહીં નહીં! અત્યારેજ લાવીએ છીએ! અજી ઘડી ભર નહીં લાગે! અત્યારેજ અમારા હાથમાં ચતુર સપડાય તો સારૂં!" કાસમે અધીરાઈથી કહ્યું.

"બહુ સારૂં, ત્યારે તમોમાંથી એક જણ અત્રે રહો, અને બીજો મહોર લઇ આવો!" કેતકીએ કહ્યું.

"એમ! મહમદ અહીં તમારી પાસે રહે છે, ને હું જઇને મહોરો લઇ આવું છું! હમણાં આવ્યો, એમજ માનજો! તમને વધુ વાર ખોટી નહીં કરૂં!" આટલું કહી કાસમ આનંદમાં કુદતો કુદતો મહોરો લઈ આવવાને કપટને ઘેર ગયો. તેના જવા પછી આપણી કેતકી અને મહમદ આડી અવળી વાતો કરવામાં ગુંથાયાં. વાત કરતાં કેતકીએ પોતાની થેલીમાંથી બે ચાર એલચી કહાડી મહમદને ખાવાને આપી, તેમજ પોતે પણ ખાધી. ચતુરને પકડવાની આશામાં મહમદ એટલી બધી ખુશાલીમાં આવી ગયો હતો કે, તેને આડો અવળો કંઇપણ ખ્યાલ આવ્યો નહીં, ને તે તરતજ એલચીઓ ખાઇ ગયો. થોડીવારમાં તેનું મસ્તક ભમવા લાગ્યું, અને તેને ચક્કર આવવા લાગ્યાં. હવે મહમદ ચેતી ગયો કે, ખચ્ચીત કેતકીના વેષમાં કોઇ ચાલાક અઇયારે થાપ આપી છે. તરતજ તેણે પોતાની કમ્મરેથી ખંજર ખેંચી કહાડી કંઈપણ બોલ્યા વિના કેતકી તરફ ઉગામી, પણ આપણો ચતુર તો પહેલાંથીજ આ હુમલાની સામે થવાને સજ થઈ રહ્યો હતો, એટલે ઘાવ બચાવી તેણે મહમદનો હાથ પકડી લીધો. મહમદ કંઇપણ વધુ કરી શકયો નહીં ને બેહોશ થઈ જમીનપર ઢળી પડયો. તરતજ ચતુરે પોતાની કમ્મરે વીંટાળેલા દુપટામાં તેની મજબૂત ગાંસડી બાંધી પોતાની પીઠે ઉપાડી કીર્ત્તિપુરનો રસ્તો લીધો. કાસમ સોનામહોર લઇને ઉતાવળે આવી પહોંચી ચેતી જઇ પાછળ આવે, એવા વિચારે તેમજ પોતાનો શીકાર સપડાયાની ખુશાલીથી ચતુરે ઉતાવળે પગલે ચાલવા માંડયું. આ તરફ કાસમ ઉતાવળો કપટને ઘેર ગયો આ વખતે કપટ ઘોર નિંદ્રામાં પડેલો હોવાથી કાસમે તેને તરતજ જાગૃત કીધો, એટલે ઝબકીને ઉઠતાં કપટે પૂછયું-"કેમ કાસમ, આ વખતે જગાડવાનું શું કારણ છે?" કાસમે કાન્તાના બાગમાં પકડાવાની તથા કોરડાનો માર ખાવાની, પછી ત્યાંથી છુટવાની અને કેતકી સંગેની વાતચીતની તમામ હકીકત વિગતવાર કહી સંભળાવી. કાસમના પકડાવા માટે કપટે પોતાની દીલગીરી તો જણાવી પણ ચતુરને પકડવાની આશા

આપનારી ખબર સાંભળતાં તે અનહદ આનંદમાં આવી બોલ્યો-"ભાઈ, હજાર શું જોઇએ તો બે હજાર મહોર લઈ જાઓ! અહાહા! ઇશ્વરે કેવી અચાનક સહાય કરી! ભાઇ, મારું થાય તે સારાનેજ કાજે! ચાલો હું પણ તમારી સાથેજ આવું છું!" આમ કહી તે ઉતાવળે પોતાની તીજોરીમાંથી મહોરોની થેલીઓ કહાડીને કાસમ સહીત રવાને થયો. જે સ્થળે મહમદ અને કેતકીને મૂકીને કાસમ મહોર લેવાને ગયો હતો, ત્યાં કપટ સહીત આવી પહોંચતાં કોઇ જણાયું નહીં. બસ, કાસમ તો ઠંડોગાર બની ગયો, અને તેનાથી બોલાઇ જવાયું-"જબરી થાપ ખાધી!"

"હેં શું થયું કાસમ?" કપટે અધીરાઇથી પૂછયું.

"અરે શું કહું!" કાસમ કપાળ કુટતો બોલ્યો-"એ તો કેતકીના વેષમાં કોઇ અઇયાર આવીને જબરી થાપ ખવરાવી ગયો, અને મહમદને પણ સાથે કેદ પકડતો ગયો!"

"એ બી ઠીક!" કપટ બોલ્યો—"તમે તો બાગમાં ચકોરીના હાથની મોજડીઓનો માર ખાઈજ આવ્યા હતા, અને મહમદ કોરો રહી ગયો હતો, તે પણ બીચારો આ સમયે કોઇ સ્થળે ખાસડાં ખાતો હશે! ચાલો ભાઇ, કામ પાર થઈ ગયું!" હવે તેની ઉડી ગયેલી ઉંઘ પાછી ઘેરાવા માંડી, અને તે લથડીયાં ખાવા લાગ્યો. પૂરતી ખાત્રી કરવા કાસમે થોડે દૂર સુધી આમ તેમ શોધ કરી પણ કાંઇ પત્તો ન લાગવાથી નિરાશ થઈ તેઓ બંને ઘર તરફ પાછા ફર્યા.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### છૂપી પહાડી ગુફા.

ચતુરને શેરગઢ રવાને કરી કુલીન પોતાના મહેલે પાછો ફરી કાન્તાના વિરહમાં ઝુરાતો નીચું મસ્તક કરી બેઠો હતો. પોતાનાં મનને આનંદ પમાડવા તેણે અનેક પ્રયત્ન કીધાં, પણ કોઈ પણ વસ્તુમાં તેનું ચિત્ત ચોટતું નહોતું. ઘડીકમાં તે કાન્તાના નામનું રટણ કરતો તો ઘડીકમાં તેણીની મનોહર તસ્વીર પોતાની સમક્ષ

મૂકી તેની સંગે વાતચીત કરવા મંડી જતો, શય્યાપર મુખ ઢાંકીને રૂદન કરતો પડી રહેતો, અને આ માટે જ્યારે કોઈ તેને કંઇ પૂછતું તો આડી અવળી વાતો કરીને ઉડાવતો હતો. કુલીનના પિતાને તેની આ હાલતનું ખરું કારણ જણાયું હતું, પણ તેનાથી કંઇ ઉપાય થઇ શકે તેમ નહોતો કેમકે, શેરગઢનો રાજા રામસિંહ તેના કરતાં વધુ બળવાન હતો, તેમજ તેમની વચ્ચે સારો બનાવ પણ હતો નહીં. ચતુરને શેરગઢ વીદાય કરતી વખતે તેજ રાતે પાછા ફરવાનું કુલીને કહેલું હોવાથી તેણે મધ્યરાત્રી વીતતાં સુધી તેની રાહ જોઇ, પણ તે ન આવવાથી તેને ગભરામણ લાગી. એવી હાલતમાં આખી રાત પસાર થઇ ગઈ. પ્રભાતનો પહોર ફાટવાની તૈયારી હતી, એટલામાં ચતુર ખભે મહમદની ગાંસડી ઉંચકીને ત્યાં આવી પહોંચ્યો. તેને જોતાંજ કુમારે આતુરતાથી પલંગની નીચે ઉતરી તેને ભેટી પડી પૂછયું-"કેમ ભાઇ, શું સમાચાર લાવ્યો ?" ચતુરે કાન્તાના મહેલમાં બનેલી સઘળી હકીકત જણાવ્યા પછી પોતાની થેલીમાંથી કાન્તાકુંવરીની પત્રિકા કહાડી કુમારના હાથમાં આપી જણાવ્યું-"કુમારીએ આ પત્રિકા સાથે આપને આ ભેટ મોકલાવી છે !" આમ કહી તેણે ગાંસડી છોડી કુમારના પગ આગળ બેહોશ મહમદને સુવરાવ્યો. પોતાની પ્રિયતમાની પત્રિકાને વાંચી જોઇ, તે પોતાનાં હૃદય અને આંખ સાથે તેણે ચાંપી. આમ પત્રિકારૂપ જળના પડવાથી વિરહાગ્નિની જ્વાળા શાંત પડતાં મહમદ ભણી નજર કરી કુમારે પૂછયું— "ભાઇ, આ લુચ્ચાને કયાંથી લાવ્યો ?"

"એ તો કાન્તાકુંવરીએ આપને સ્નેહની ભેટ મોકલી છે." ચતુરે મ્હોં મલકાવીને જણાવ્યું, અને મહમદને પોતે કેવી રીતે પકડયો તે સઘળું કહ્યું.

"હવે કોઇ એવે ઠેકાણે એને કેદ કરવો જોઇએ કે, કોઇને પણ એનો પત્તોજ ન લાગે કેમકે, જો રાજા રામસિંહને આ વાતની ખબર પડશે તો તે આપણાપર ક્રોધાયમાન થશે ને વાત વીફરી જશે !" કુલીને સુચવ્યું.

"ખરૂં છે ! એ બાબતનો મેં પણ પ્રથમથીજ વિચાર કરી રાખ્યો છે ! હું મહમદને એક છૂપી પહાડી ગુફા છે, જેને વિષે

મારા સિવાય બીજા કોઇને પણ કશી ખબર નથી તેમાં મૂકી આવું છું. તેમાંથી એ અઈયાર ગમે તેવી ચાલાકી વાપરે તોપણ એનાથી બહાર નીકળી શકાય તેમ નથી, તેમજ અંદરથી એનો અવાજ પણ કોઇને સંભળાશે નહીં!"

"એ ગુફા કયાં છે વળી?" કુલીને આતુરતાથી પૂછયું—"અમને તો તેં આટલા દીવસ એ વીષે કશું જણાવ્યુંજ નહીં!"

"તમને પણ એ ગુફા હું બતાવીશ! એક વાર આ તમારી ભેટ ત્યાં મૂકી તો આવું, પછી કોઈ દીવસ ત્યાં ચાલ્યા જઇશું!" ચતુરે જણાવ્યું, અને પહેરાપરના એક સીપાઇને બોલાવી વીજયસિંહ નામના પોતાના મામાના પુત્રને તેડવા મોકલ્યો. વીજયસિંહ પણ અઇયારીની કળામાં પ્રવીણ હતો અને તે ચતુર પાસે શીખેલ હોવાથી ચતુરને તે પોતાના ગુરૂ તરીકે માનતો હતો, અને મીત્ર તરીકે તેની સંગે વર્તતો હતો. થોડા વારમાં વીજય આવી પહોંચ્યો એટલે ચતુરે મહમદની પાછી ગાંસડી બાંધી અને વીજયને કહ્યું—"ભાઇ, તારે મારી સંગે આવવું પડશે"

"તૈયાર છું મુરબ્બી ભાઇ!" વીજયે જવાબ આપ્યો.

"ત્યારે મારી સાથે ચાલ!" આમ કહી ચતુરે મહમદની ગાંસડી પોતાને ખભે ઉંચકી, જે જોઇ વીજયે કહ્યું—"મુરબ્બી, વડીલ છતાં આપ આ ગાંસડી ઉપાડો એ મને શોભે નહીં!" એ ગાંસડી હું ઉપાડીને આપની સંગે આવું છું!" આમ કહેતાં તેણે ચતુરના હાથમાંથી ગાંસડી લઈ લીધી, અને તેઓ બંને ત્યાંથી રવાને થયા. નગરની બહાર નીકળી આડે રસ્તે જંગલમાં તેઓ થોડેક ગયા. ત્યાંથી પહાડી જમીનમાંના આડા અવળા રસ્તા વટાવી તેઓ સુમારે બે ત્રણ કોસ જવા પછી એક અંધારી ગુફા સમીપ જઇ પહોંચ્યા. આ ગુફામાં તેઓ દાખલ થયા, જેમાં કેટલીક વાર સુધી ચાલ્યા બાદ અજવાળું દેખાયું, અને તેઓ ગુફાની બહાર નીકળ્યા એટલે ઉભા રહી ચતુરે વીજયને પીઠપરની ગાંસડી ઉતારવા કહ્યું. "મુરબ્બી આ સ્થાન તો અજબજ છે!" વીજય પોતાને ખભેથી ગાંસડી જમીનપર મૂકતાં આશ્ચર્યતા સહ બોલી ઉઠયો—"આજ સુધીમાં હું કદી પણ આ સ્થળે આવ્યો નથી, અને રસ્તો પણ કેવો વીકટ છે કે કોઇનાથી આવી

શકાય તેમ નથી! કદાચ કોઇ આવે તોપણ અહીંથી પાછો ફરવો મુશ્કેલ છે!"

"ખરૂં છે ભાઈ! મારા સિવાય આ સ્થાનની કોઇને ખબર નથી, પણ તું અંગનો છે, તેથી બતાવું છું, કેમકે તારે હજી ઘણાં કામો કરવાં છે!" ચતુરે જણાવ્યું.

"ફરમાવો તે સેવા બજાવવાને આ સેવક તૈયાર છે!" વીજયે જવાબ આપ્યો—"એક તો આપ મારા વડીલ બંધુ છો, અને તે સાથે આપે મને અઇયારી શીખવી છે તેથી ગુરૂ છો, એટલે મારા પ્રાણ પણ જરૂર પડે તો આપવાની મારી ફરજ છે."

"એ તો તારાપર મને વિશ્વાસ છે ભાઇ, કેમકે તારૂં અંતઃકરણ હું પૂર્ણ ઓળખું છું!" ચતુરે તેની પીઠ ઠોકતાં મુખ મલકાવીને જણાવ્યું-"હું જે કંઇ કહું છું તે ધ્યાનમાં રાખજે!" આમ કહી તે ગુફાની બહાર સામે પહાડમાં જણાતા એક પથ્થરના દરવાજા ભણી આંગળી કરી બતાવતાં તે બોલ્યો-"આ સામે પહાડમાં પથ્થરનો દરવાજો દેખાય છે તે કેમ ઉઘાડવો તે મારા સિવાય બીજો કોઇ જાણતો નથી. પહેલાં જે મહાત્મા ગુરૂજીએ મને અઇયારી શીખવી તેઓ જાણતા હતા, પણ તે તો દેવલોક પામ્યા, એટલે હાલમાં તો એ દરવાજો ઉઘાડવાનો છૂપો ભેદ હુંજ જાણું છું, પણ આજે હું તે ભેદ તારી આગળ ખુલ્લો કરૂં છું." આ સાંભળતાં વીજયના અંતઃકરણમાં આનંદના ઉભરા ઉછળવા લાગ્યા, જે મુખદ્વારા બહાર નીકળવા જતા હતા, પણ ચતુરનું કહેવું ચાલુ હોવાથી તેણે સાંભળ્યા કીધું. "ભાઇ, આ ભેદ તને બતાવવાનું કારણ એટલુંજ છે કે આપણા જે દુશ્મનોને હું પકડી આણું તે સઘળાઓને તારે અત્રે આણી કેદ કરી મૂકવા!"

"પણ મુરબ્બી, આ દ્વારની અંદર શું કેદખાનું છે?" વીજયે પૂછ્યું.

"જો કે ખરેખરૂં કેદખાનું તો નથી પણ કેદખાના કરતાં વધુ બંદોબસ્ત આ સ્થાનમાં રહે છે, જે તું અંદર જોતાંજ જાણીશ!" ચતુરે જણાવ્યું-"આની અંદર કોણ કેદ છે, તેની કોઇને ખબર પડી શકે તેમ નથી, તેમ આમાં કેદ પડેલાને કોઇ છોડવી જઇ શકે તેમ પણ નથી. વળી અંદરના કેદીઓના હાથ પગ મજબૂત

બેડીઓથી બાંધી મૂકવાની પણ આપણને કંઇ જરૂર રહેતી નથી. ફક્ત એક ઢીલી બેડી કેદીના પગમાં પૂરતી છે."

"પણ અંદરના કેદીઓને રોજ ખોરાક આપવાને અહીં કોઇ દારોગો છે કે આપણે આવવું પડશે?" વીજયે પૂછયું.

"નહીં, આ કેદખાનામાં કેદીઓને વરસો સુધી ખોરાક પુરો પડે એવી કુદરતી ગોઠવણ કરેલી હોવાથી આપણને તે વિષે લેશ પણ ચીંતા કરવાની જરૂર નથી, માણસોથી ચ્હડી ન શકાય એવા ઉંચા પહાડોની વચ્ચે એક ખોહ છે, જેમાં પહાડોમાંથી વહેતું એક નાળું બારે માસ વહેતું હોવાથી કુદરતી રચનાની અલૌકિક લીલાને પ્રભાવે ફળફળાદીના અસંખ્ય વૃક્ષો હોવાથી અંદરના મનુષ્યને ખોરાક વગર ચાલી શકે તેમ છે." પછી તેઓ બંને પેલા દરવાજા સમીપ ગયા. દરવાજા ઉપર એક સિંહનું મ્હોટું વિક્રાળ માથું હતું. તે પથ્થરમાં એવી તો બારીકીથી કોતરવામાં આવ્યું હતું કે પહેલી નજરે જોનારને તો એમજ લાગે કે જાણે કોઇ જીવતો સિંહ કોતરમાંથી પોતાનું મસ્તક બહાર કહાડી બેઠો છે. આ સિંહનું મ્હોં વળી ઉઘાડું હોવાથી તેના તીક્ષણ દાંતોની હાર પણ જણાતી હતી. મ્હોંની અંદર માણસનો એક હાથ સહેલાઇથી જઇ શકે એટલું તે ઉઘાડું હતું. સિંહના મસ્તક પાસે આવતાં ચતુરે કહ્યું—"ભાઇ, એ દરવાજો ઉઘાડવાનો ભેદ તને બતાવી એ તારી પાસેજ ઉઘડાવું છું! જો, આ સિંહના મુખમાં હાથ નાંખી એની જીભ બહાર ખેંચી કહાડ!" તરતજ વીજયે તેમ કરી સિંહના મુખમાંથી એક હાથ જેટલી લાંબી જીભ ખેંચી કહાડી કે તરતજ એક મ્હોટો ગેબી અવાજ થવાની સાથેજ દરવાજો ઉઘડી ગયો, અને અંદર એક બીજી ગુફા જણાઈ. મહમદની ગાંસડી ઉપાડી તેઓ તે ગુફામાં થોડેક ગયા, બાદ એક ખુલ્લા મેદાનમાં આવી પહોંચ્યા. આ મેદાન એકાદ કોસ જેટલું વિશાળ હતું. તેની ચારે બાજુએ માણસ જાતથી ચઢી ન શકાય એવા ઉંચા સીધા પહાડ હતા. પહાડમાંથી નીકળતો એક ઝરો વચમાં વહેતો હતો, જેનું સ્વચ્છ નીર કાચની માફક ઝળકી રહ્યું હતું. આસપાસ જંગલી ફળ ફળાદીના ઉગેલાં અસંખ્ય ઝાડોની રચનાથી તે સ્થાન રમણીક

અને સોહામણું જણાતું હતું. ચારે બાજુના પહાડોમાં કાંટાવાળી ધીચ ઝાડી તથા જંગલી વેલાઓ ભરચક ઉગી નીકળ્યાં હતાં. મ્હોટા મ્હોટા ટેકરા બહાર નીકળી પોતાનું વિક્રાળ સ્વરૂપ બતાવી રહ્યાં હતાં, જેમની ઉપરથી પણ પાણી વહી રહ્યું હતું. પૂર્વ દીશા તરફ વહેતા ઝરાની બંને બાજુએ જાંબુના મ્હોટા મ્હોટા ઝાડો હતા, જેમાંના પાકેલા જાંબુ પવનના સપાટાથી પાણીમાં ખરી પડતાં હતાં. પહાડમાં કોઇ કોઇ ઠેકાણે કુદરતને હાથે બનેલી ગુફાઓ જણાતી હતી. આ સ્થાનની રમણીકતા એવી અલૌકીક હતી કે વર્ષોના વર્ષો સુધી ત્યાં રહેનારને પણ કંટાળો આવેજ નહીં. પ્રભાત થવાથી સૂર્યનો તેજસ્વી પ્રકાશ પડવા માંડયો હતો. ઝરાના કીનારાપર એક બાજુએ વીજયે મહમદની ગાંસડી મૂકી, એટલે ચતુરે તેને છોડયો. હજી તે બેશુદ્ધિમાંજ હતો, એટલે તેની કમરે ખોસેલું ખંજર તથા તેની અઈયારીની થેલી લઇ લીધા પછી તેને પગે એક નાની બેડી નાંખીને ચતુરે પોતાની પાસેની દવાથી તેને શુદ્ધિમાં આણ્યો. શુદ્ધિમાં આવતાંજ પોતાને આવા મનોહર અજબ સ્થાનમાં પડેલ જોઈ મહમદને એમજ લાગ્યું કે, 'તે પોતે મરી ગયો છે અને ફીરેસ્તાઓ તેને તે સ્થળે લઇ ગયા છે!' આમ વિચારી તે કલમા બોલવા મંડી ગયો. આથી ચતુરને હસવું આવ્યું અને તે બોલી ઉઠયો-" અજી મીઆં, તમે તો અમારા કેદી છો! જરા આમ તો નજર કરો!" મહમદે ચતુર તરફ ફરીને જોયું અને તેને ઓળખતાં તેનો જીવજ ઉડી ગયો! કેતકીની મૂર્તિ તેની નજર આગળ આવી ખડી થઇ, અને તેની ખાત્રી થઇ કે તે વખતે કેતકીને હાથે બચી ગયો તે અહીં મોતના મ્હોંમાં પડવા માટેજ. ધાસ્તીએ તેના ગળામાં ડુચોજ મારી દીધો, અને તેના મુખમાંથી એક અક્ષર પણ નીકળી શકયો નહીં.

"હવે અહીં ખાઓ, પીઓ ને મઝા કરો! ઘરબાર તમારૂં પોતાનુંજ માનજો! કોઇ વાતે મુંઝાતા નહીં ને મુંઝવણ પડે તો અલ્લાહતાલાને યાદ કરજો! બંદગી, મીંયા બંદગી!" ચતુરે હસીને મહમદને જણાવ્યું, અને પૂરતી શુદ્ધિમાં આવે તે પહેલાં તો તેને ત્યાં પડયો રહેવા દઈ ચતુર અને વીજય પેલી ગુફા માર્ગે

બહાર દરવાજાપર આવ્યા એટલે ચતુરે કહ્યું-"ભાઇ, જેમ દ્વાર ઉઘાડવાની તને મેં ચાવી બતાવી છે, તેમ તે બંધ કરવાનું પણ તારે જાણવું જોઇએ! જેવી રીતે તેં આ સિંહની જીભ મુખમાંથી બહાર ખેંચી કહાડી તેવીજ રીતે તે પાછી મુખમાં હડસેલી દે!" વીજયે તેમ કીધું, ને સિંહના મુખમાં જીભ જતાંજ મોટા અવાજ સાથે દરવાજો જોરથી બંધ થઇ ગયો. તેઓ બંને જે રસ્તે આવ્યા હતા તે રસ્તે પાછા નગર તરફ વળ્યા. માર્ગમાં ચતુરે વીજયને કહ્યું—"વીજય, હવે તારે ઘણા અગત્યના કામ બજાવવાના છે! પહેલા તો આજે દરબારમાં જઇને મહારાજાને તારી તબીયત સારી નથી એમ જણાવી એક માસની નોકરીપરથી રજા લેજે! પછી તું વેષ બદલીને શેરગઢ જઇ રહી રાજ્યમહેલને લગતી ખબરો મેળવી મને જણાવ્યા કરજે, અને લાગ આવે તો કપટના લુચ્ચા અઇયારોને કેદ પકડી આપણી આ ગુફામાં કેદ કરી મૂકજે!" આવી બીજી ઘણીક સમજુતી તેને આપી. એક પ્રહર દીન ચ્હડતાં તેઓ કુલીનના મહેલમાં જઇ પહોંચ્યા.

"તમને બહુ સમય લાગ્યો?" કુલીને ચતુરને પૂછ્યું.

"કુમાર, જે સ્થાને મહમદને કેદ કરી આવ્યા છીએ તે જરા દૂર પણ છે, અને તે સાથે વળી માર્ગ પણ વીકટ છે, એટલે સમય લાગેજ!" ચતુરે જવાબ આપ્યો.

"ભાઇ, વહાલી કાન્તાની સ્નેહભરી પત્રિકાપરથી જણાય છે કે, નીચ કપટના અઇયારોએ તો આપણી ધારણા પાર પાડવાના માર્ગ આડે બહુ મુશ્કેલીઓ નાંખવા માંડી છે!" કુલીને નિરાશાસહ જણાવ્યું-"ત્યારે અમારી આશા પાર નહીંજ પડે!"

"કુમાર, વળી આમ શું બોલો છો?" ચતુર બોલી ઉઠયો- "અરે એ લુચ્ચાઓને ગમે એવી મુશ્કેલીઓ આપણા માર્ગ વચ્ચે નાંખવા દો, પણ ટુંક સમયમાં સઘળી દૂર કરી નાંખીશું! હું તેનીજ ગોઠવણમાં છું! જુઓ, મારો વિચાર તો એવો છે કે, ભાઇ વીજય થોડા દીવસો છૂપે વેષે શેરગઢમાં જઇ રહે! એ હશે તો મને મ્હોટી મદદ મળશે!" આમ જણાવી ચતુરે માર્ગમાં જે બીના વીજયને સમજાવી હતી તે સઘળી કુમારને કહી, જે તેણે

પણ મનમગતી જણાવી. સર્વ ગોઠવણ નક્કી કરી સ્નાન પુજા, વગેરે નિત્યકર્મથી પરવારી તેઓ દરબારમાં ગયા, અને વીજયને થોડા દીવસ નોકરીપરથી રજા આપવાની મહારાજાને અરજ કરી. માયાળુ રાજા જગતસિંહનો વીજય ઉપર પણ સારો સ્નેહ ભાવ હોવાથી તેની બીમારી સુધારવાને રાજવૈદ્ય પાસે ઉપચાર કરાવવાની મહારાજાએ પોતાની ઇચ્છા દર્શાવી, પણ છેવટે કુલીન અને ચતુરના આગ્રહ ઉપરથી રજા આપી. અગત્યના કામકાજો બજાવી દરબાર બરખાસ્ત થતાં કુમાર પોતાના પિતા સહિત મહેલમાં પધાર્યો, અને ચતુર વીજય સહીત પોતાને ઘેર જઇને તેને શેરગઢ રવાને કરવાની તૈયારી કરવામાં ગુંથાયો, અને સાંઝ પડતાં તેને બીજી કેટલીક સુચનાઓ કરીને રવાને કરી દીધો. બીજે દીને મહમદને કેદ કીધો હતો તે ગુફા બતાવવાને ચતુર કુલીનને લઇ ગયો. તે સ્થાન જોતાં કુમારને અનહદ આનંદ થયો. તે બોલી ઉઠયો—"ભાઈ, આ સ્થાનની રમણીકતા જોતાં અંતઃકરણમાં કંઇ કંઈ વિચારો ઉત્પન્ન થાય છે!"

"ખરૂં છે કુમાર!" ચતુરે જણાવ્યું—"પ્રથમ જ્યારે મેં આ સ્થાનને જોયું ત્યારે તમારા કરતાં વધારે અજાયબી મને પોતાને પણ લાગી હતી. પણ મારા પુજ્ય ગુરૂજીએ અત્રેની કેટલીક છૂપી અદભુત રચનાઓના ભેદ મને જણાવી મારા મનનું સમાધાન કર્યું હતું!"

"તે છૂપા ભેદો શું છે?" કુમારે આતુરતાથી પૂછયું.

"તે પણ કોઇવાર સમય આવતાં જણાવીશ!" ચતુરે જવાબ આપ્યો. કુમારની આતુરતા અને અધીરાઇમાં આ જવાબથી વધારો થયો, અને તે પહાડી સ્થાનના છૂપા ભેદ જાણવાનો તેણે દ્રઢ ઠરાવ કીધો. આખરે કુમારના આગ્રહથી ચતુર તે ભેદ છૂપાવી શકયો નહીં, અને પોતાના ગુરૂજી પાસેથી જે કંઇ તેના જાણવામાં આવ્યું હતું, તે સઘળું કહ્યું, જેથી કુમારના આનંદનો પાર રહ્યો નહીં. કુલીને ચતુર પાસેથી એવો શો ભેદ જાણ્યો તે જાણવાની જીજ્ઞાસા વાંચનારને થઇ હશેજ, પણ તે પૂર્ણ કરવાને આ સમયે અમે શકિતવાન નથી, તે માટે વાંચનારે નિરાશ ન થતાં અમારી સંગે મુસાફરી ચાલુજ રાખવી. સમય આવતાં ભેદ

ઉપર પોતાની મેળે પ્રકાશ પડશે. પહાડી ગુફાની ઘણા સમય સુધી સહેલ કરીને કુમાર અને ચતુર નગર તરફ પાછા ફર્યો. પોતાના મહેલમાં આવી માર્ગનો થાક ઉતારવા પવનની થંડી લહેરો ભોગવવા અગાસીમાં બેઠા બેઠા બંને મીત્રો વાતચીત કરવામાં ગુંથાયા. તેમની વાતચીત તે વળી શી બાબતપર હોય? કાન્તા સિવાય બીજી કઇ વસ્તુપર કુમારનું મન ટકે?

"ભાઈ ચતુર!" કુમારે દ્રઢ ઠરાવપર આવી જણાવ્યું—"બસ, હવે અમારી અધીર બહુ વધી ગઇ છે! એમજ થાય છે કે રાજા રામસિંહપર એકદમ ચઢાઇ કરી તેને બળથી મનાવીએ!"

"વાહવાહ! ઉમદા વિચાર!" ચતુર હસીને બોલી ઉઠયો—"પ્રેમઘેલા કુમાર! તમારા વિચારાનુસાર કામ લેવાથી પરીણામ શું આવશે, તેનો તમને કયાંથીજ હોય વિચાર!"

"શું પરીણામ આવશે? એ પરીણામ લાભકારકજ છે! રાજા રામસિંહ ઉપર વિજય મેળવીશું, તો કાન્તા મેળવીશું, અને લડાઇમાં પડીશું તો વીરહનાં સંકટમાંથી મુક્ત થઇ મોતની શાંત નિંદ્રામાં પડીશું.!" કુમાર ભાર દઇને બોલ્યો.

"કુમાર, કુમાર! આ શું વદો છો! શું ઘેલછા આવીછે!" ચતુર તેનો હાથ પકડી બોલી ઉઠયો—"આવોજ કાન્તાકુમારી તરફ તમારો દ્રઢ પ્રેમ? ખરા પ્રેમી થઇ કેમ ભૂલો છો?"

"શું ભૂલ્યો વળી?"

"તમારા પોતાના લાભનો માર્ગ તમે શોધી કહાડયો પણ તેથી જેને માટે તમે એટલી બધી ઝહેમત ઉઠાવશો તેની શી ગતી થશે તેનો કંઈ ખ્યાલ કીધો? તમારા એ લાભદાયી નિશ્ચયથી કાન્તાકુંવરીને લાભ શું થશે? તમારા વિચાર મૂજબ રાજા રામસિંહ ઉપર તમે વીજય મેળવો પણ તેથી કાન્તાકુંવરીને પણ મેળવશો એની શી ખાત્રી? રાજા તમારી મુરાદ પાર ન પડે તે માટે શા માટે પોતાની પુત્રીને કોઈ સ્થળે નહસાડી ન મૂકે અથવા વખતે ખુનપર આવી જઇ, પ્રભુ એવું ન કરો, કદાચ કુમારીનું તે ખુનજ કરાવી નાખે તો? વળી રામસિંહ સંગે લડતાં પરી-

ણામ કદી આપણી વિરૂદ્ધમાંજ આવ્યું અને કંઇ અનિષ્ટ થયું તો તમારૂં નામ રટતી અને ઈશ્વર તુલ્ય માની તમને પોતાના હૃદયમંદીરમાં સ્થાન આપી પૂજતી એ નિર્દોષ સુંદરીની હાલત કેવી થશે ? હવે તમારા ઠરાવથી પરીણામ કેટલું લાભકારી આવશે તે સમજાયું ?" ચતુરે ગંભીરાઈસહ જણાવ્યું. કુમાર ઉંડા વિચારમાં પડી ગયો. ચતુરનું કહેવું તેને વ્યાજબી લાગ્યું ને ગળગળે અવાજે તેણે કહ્યું—"ખરૂં છે મીત્ર, પણ શું કરૂં ? વીરહની વેદના હવે અમારાથી સહન થઇ શકતી નથી, મતી મુંઝાઇ ગઇ છે, એટલે કયો માર્ગ લેવો તે સુઝતું નથી."

"કુમાર, એટલેથીજ આમ છેક નિરાશ થવાનું શું કારણ છે ? શું રંગ થાય છે તે તો જુઓ ! મહમદને કેદ પકડયાથી દુશ્મનોપર શી અસર થઇ છે તે હું કાલે શેરગઢ જઇ જોઇ આવી પછી બીજી વાર તમને કુંવરી સમીપ તેડી જઇશ !"

"નહીં, નહીં ! હવે અમારૂં હૈયું વીયોગ દુઃખ સહી શકતું નથી ! આ સમયે તો અમે આવીશું ! મગતરાઓથી ડરી જઇને બાયલાની માફક ભરાઇ રહેવું, અમારા સરખા હિંમતવાનને છાજે નહી !" કુલીને પોતાનો દ્રઢ નિશ્ચય જણાવ્યો.

"કુમાર, તમારો હઠ છે તો હું તમને તેડી જવાને તૈયાર છું, પણ આવતી કાલે તો નહીંજ ! એક વાર મને ત્યાં જઈ દુશ્મનોની હીલચાલ તપાસી આવવા દો, એટલામાં તમે મહારાજા પાસેથી શીકારે જવાની ચાર પાંચ દીવસ માટે આજ્ઞા લ્યો, એટલે આપણી સરહદ ઉપર આપણે પડાવ નાંખી રહીશું, જ્યાંથી કાન્તાકુંવરીનો મહેલ ફક્ત ત્રણેક કોસ દૂર રહેશે, અને તમો બંનેની મુલાકાત થવાનું બહુ સહેલ થઇ પડશે !" કુમારને ચતુરની આ સલાહ પસંદ પડી, અને ધીરજ આવી. ચતુર થોડી વાર પછી ત્યાંથી પોતાને ઘેર ગયો. એક બે દીવસ વીત્યા બાદ કુલીન પોતાના પિતા પાસેથી શીકારે જવા માટે આઠ દીવસની આજ્ઞા મેળવી પોતાના ખાસ સેવકો સહીત કીર્ત્તિપુર અને શેરગઢની વચ્ચેની સરહદપર પડાવ નાંખી રહ્યો.

---

# પ્રકરણ ૭ મું.

—+++∞+++—

## અંધારી રાત્રીનું અઘોર કૃત્ય !—કપટનો પહેલો પાસો.

રાત્રીનો સમય હતો. કૃષ્ણપક્ષના દીવસો હોવાથી નભમંડળમાં ફક્ત તારા અને નક્ષત્રોનોજ પ્રકાશ હતો. પોતાના પ્રિયતમના વિરહમાં રાત્રીદેવીએ અંધકાર રૂપી કૃષ્ણાંબર ધારણ કીધાં હતાં. આ વખતે કપટ પોતાના શયનવાસમાં એકલો કંઇ ઉંડા વિચારમાં મશગુલ હતો. ઘડીકમાં તે પોતાના મહેલમાં આવવાના રસ્તા તરફની બારી તરફ જોતો તો ઘડીકમાં પોતાના ઓરડાના દરવાજા તરફ નજર કરતો, તો ઘડીકમાં પલંગપર પડી આળોટતો હતો તે કોઇની રાહ જોતો હોય એમ જણાતું હતું. આવી અવ્યવસ્થિત હાલતમાં તેને વધુ વાર પડયો રહેવા દીધાથી આપણે કાંઇ જાણી શકીએ તેમ નથી, કેમકે તેનાં મુખમાંથી એક શબ્દ પણ નીકળતો નહોતો, એટલે તેની સ્થીતિમાં થતા ફેરફાર સિવાય બીજું કંઇ જણાય તેમ નથી. એકાએક ઓરડાનું બારણું ઉઘડયું, જેનો અવાજ થતાં કપટ ચમકી ઉઠયો, ને પેલા આવનાર પુરૂષ તરફ નજર કરતાં પલંગપરથી નીચે ઉતરી બોલ્યો—" કાસમ, આવતાં બહુ વાર લાગી કાંઇ ? કેમ સિંહ કે શીયાળ ? "

" અરે, હું તો સિંહ પણ નથી ને શીયાળે નથી ! બે હાથ ને બે પગવાળો તમારા સરખો માણસ છું ! " કાસમે કંટાળેલે અવાજે જવાબ આપ્યો.

" યાર, આવો જવાબ શું આપે છે ? ખરેખર જણાવ કે આશા કે નીરાશાના સમાચાર ? " કપટે અધીરાઇથી પૂછ્યું-" ભાઇ, હવે ઉડાવવાની વાત જવા દે ! બોલ મહમદની શું ખબર લાવ્યો ? "

" મહમદની શું ખબર કહું મારૂં કપાળ ?" કાસમે નીરાશા બતાવી. "યાર, ચકોરીએ તો તોબાહ બોલાવી છે ! એની ચાલાકી આગળ એકે પાસો સવળો પડતો નથી ! એ એટલી સાવધ બની ગઇ છે કે, કાન્તાના મહેલ અને બાગમાં ફરવું પણ મુસ્કેલ થઇ પડયું છે. મહમદની ભાળ મેળવવાને આજે બાગમાં કેટલી મુસીબતે દાખલ થયો, પણ કયાંઇ એનો તો પત્તો મળતો નથી !

ચકોરી સંગે પેલો વળી ચતુર પણ કીર્ત્તિપુરથી અહીં દરરોજ આવે છે, એટલે હવે મારે એકલાને બેની સામે ટક્કર લેવાનું છે!"

"ત્યારે હવે શો ઉપાય? શું કાન્તાકુંવરીની મારે આશા છોડીજ દેવી?" કપટે આતુરતાસહ પૂછ્યું.

"પણ અમો તમારે માટે બનતી તજવીજ કરવામાં શું પછાત પડીએ છીએ?" કાસમે કહ્યું-"જુઓ, મહમદ દુશ્મનોના હાથમાં સપડાયો તે પણ તમારેજ માટે! અમો તો જાનને જોખમે પણ તમારી કામના પાર પાડીશું, પણ તમને કહ્યું તેટલું તમે કરતા નથી, એટલે અમારી મહેનત પણ ફોકટ જાય છે!"

"મેં શું નહી કીધું? તમે માંગો તેટલી મોહોરો તમને ખરચવાને આપું છું, અને તમો જેમ કહોછો તેમ તો કરૂં છું!"

"એકલી મોહોરો ખરચી તેમાં શું વળે? સઉથી અગત્યનુંજ પહેલું કામ હજી તમે કયાં કીધું છે?"

"કયું કામ?" કપટે ઉતાવળે પૂછ્યું.

"હજી હમણાં ઉંઘ ઉડે છે કે? તમારા પિતાને આ દુનિયામાંથી દૂર કરવાનું તમને કેટલા દીવસ પહેલાં કહ્યું હતું તે કામ ઉકેલ્યું કે? કેમ બોલતા નથી? હું સાફ કહું છું કે જ્યાં સુધી તમારા પિતા આ દુનિયામાં છે, ત્યાં સુધી આપણો એક પણ પાસો સવળો પડનાર નથી'" કાસમે સાફ જણાવ્યું.

"પણ હું તે કામ પાર પાડવાને તું કહે ત્યારે તૈયાર છું!" કપટે અચકાતાં અચકાતાં કહ્યુ

"વાહ! હજી તો હું કહું ત્યારે કે? તે દીને કહ્યું હતું તે બધું પાણીમાંજ ગયું કે? ઠીક હું તો કહું છું કે, અત્યારેજ તમારા પિતાને મારી નાંખો એટલે આપણા માર્ગમાં નડતી મુશ્કેલીનો અરધો હિસ્સો ઓછો થયો સમજવો!" કાસમે જણાવ્યું. કપટ થોડી વાર મુંગોજ રહ્યો. પોતાના પિતાને કેવી રીતે મારી નાંખવો તે તેને સુઝયું નહીં. તે મુંઝવણમાં પડયો, ને બોલ્યો- "કાસમ, અત્યારે નહીં! એક બે દીવસ પછી વાત!"

"બસ, એમજ વાતમાં સમય ગુમાવજો, એટલે તમારો બેડો થઈ ગયો પાર!" કાસમે ડોકું ધુણાવતાં કહ્યું-"મારા મહેરબાન, તમારા પિતાનો કાંકરો તો અત્યારેજ દૂર કરો!"

"પણ અત્યારે આપણે તે માટે તૈયાર નથી થયા તે?"

"એમાં તૈયાર શું થવાનું હતું વળી? અત્યારે ધારો તો તે કરી શકો તેમ છો!"

"કેવી રીતે? આવા મહાભારત કામ માટે આપણે કંઇ પણ ગોઠવણ તો કરવીજ જોઈએ!"

"એમાં ગોઠવણ શું કરવાની હતી? ધાર્યું કામ ગમે ત્યારે ન કરી શકીએ તો આપણે ચાલાક શા કામના?"

"તોપણ અત્યારે આપણી પાસે કયું સાધન છે? કંઇ તલવાર કે ખંજરનો એ કામમાં ઉપયોગ કરાય તેમ છે?"

"પણ બીજા રસ્તા કયાં નથી?" કાસમે જણાવ્યું અને પોતાની અઇયારીની થેલીમાંથી એક નાની શીશી કહાડી કપટને બતાવતાં કહ્યું—"જુઓ, આ શીશીમાંથી ફક્ત બેજ ટીપાં આપણું કામ પાર પાડવાને પૂરતાં છે!" કપટ અજાયબીથી થોડીવાર સુધી કાસમ તરફ જોઇ રહ્યો. પછી તેણે દબાયલે અવાજે પૂછ્યું—"આ શીશીમાં ઝેર છે?"

"હા, અને તે પણ વળી કેવું કે શરીરમાં એનાં એક બે ટીપાં દાખલ થતાંજ એની એવી ચમત્કારિક અસર થાય છે કે, માણસ મીઠી નીંદરમા પડે છે, જેમાંથી પાછો જાગવાની આશા જ રાખવી નહીં! નથી થતી એની કશી વેદના, અને નથી પડતી એ વિષેની કોઇને ખબર! કેમ તમારા પિતાને માટે આ સાધન કેવું સરસ છે?" કાસમે ભાર દઇને કહ્યું—"લ્યો આ શીશી હાથમાં ને ખુદાનું નામ લઈ કામ પાર પાડવા થાઓ તૈયાર!" શીશી હાથમાં લેતાં કપટ કંપ્યો. તેને આખે શરીરે પરસેવો વળ્યો, છતાં પણ પોતાના મનની નબળાઇ કાસમના જાણવામાં આવતાં તે ગુસ્સે થઇને ચાલ્યો જાય, અને પોતાને કાન્તા માટે હંમેશ માટે નીરાશ થવું પડે, એવો ખ્યાલ આવતાં તેણે જેમ તેમ કરીને હિંમતથી દ્રઢ થઇ શીશી હાથમાં પકડીને આમતેમ ફેરવીને તેમાંનો પ્રવાહી પદાર્થ ધારી ધારીને થોડી વાર સુધી જોયા પછી દબાયલે અવાજે કહ્યું—"ત્યારે હવે કાલે સવારેજ પિતાજીને ભોજનમાં આમાંથી થોડુંક ઝેર ભેળવી દઇશ!"

"કાલે સવારે શું અત્યારેજ! આ ઝેર કંઇ ભોજન સાથે ભેળીને આપવાનું નથી." કાસમે ધીમે પણ ગંભીર અવાજે જણાવ્યું—"નિંદ્રામાં પડેલા માણસના કાનમાં આ ઝેરનાં ફક્ત બે ટીપાં નાંખ્યા એટલે કામ પાર અને ધારી અસર થતાં ન લાગે વાર, ને વળી કશી એ સબંધી કોઇને ખબર પણ ન પડે તલભાર, કેમ હવે બોલો શો છે વિચાર? ચાલો થઇ જાઓ તૈયાર!" કપટ દીંગમૂઢ સરખો ઉભોજ રહ્યો. તેના શરરીરમાંથી જાણે હાલવા ચાલવાની શક્તિ જતી રહી હોય તેમ તેના ગાત્ર શિથીલ થઇ ગયાં ને તે કાસમ તરફ એકટસે જોઇ રહ્યો. તેની આવી હાલત જોઇ કાસમે કહ્યું—"કેમ મહેરબાન, હિંમત ચાલતી નથી કે? આવું નજીવું કામ કરવા જેટલું જીગર પણ નથી ધરાવતા તો પછી કાન્તાકુંવરી કેમ મેળવશો?"

"કાસમ, એવું અઘોર કામ કરતાં મારી હિંમત ચાલતી નથી! મારા પિતાનું હું મારે હાથે ખુન કરૂં? નહીં—નહીં! મારૂં હૈયું એ કબુલ કરતું નથી! આ શીશી હાથમાં પકડતાં આખા શરીરમા કંપારી છૂટે છે! એ અઘોર કામ—" કપટે ગળગળે અવાજે કહ્યું, કાસમ તેનો હાથ પકડી હિંમત આપવા બોલ્યો—"કપટરાય, કપટરાય! છેક નાહિંમત શું થઇ જાઓ છો? તમારી મરદાનગીને નામોશી ન લગાડો! કાન્તાકુંવરીનો ઇશ્ક ભૂલી ગયા! તમારા સુખ માટે તમારા પિતાને તમો મારી નાંખો તેમાં અઘોર પાપ શેનું વળી? એ તો આખી આલમમાં એમજ ચાલતું આવેલું છે! જુઓ તવારીખો તપાસો તો શું જોશો? ફલાણા શાહજાદાએ પોતાના પિતા શાહેનશાહનું ખુન કરી રાજ્ય ગાદી મેળવી, ને ફલાણો શાહજાદો પોતાના પિતાને ઝેર આપી શાહેનશાહ થયો, એવા ઘણા દાખલાઓ તમને મળી આવશે! એ તો એમજ ચાલે!" કપટને કંઇક હિંમત આવી, તો પણ હજી તેનું મન ઢચુપચુ થતું હતું. તેણે ધ્રુજતે સાદે જણાવ્યું—"કાસમ, તારૂં કહેવું ખરૂં છે, તો પણ એ કામ કરવાને મારા હાથ કંપે છે!"

"બસ, તમારામાં કેટલી હિંમત છે તેની કીંમત થઈ ગઇ!" કાસમે ટકોરમાં કહ્યું—"જે કામ પહેલું કરવાની જરૂર છે, તે તો કરી શકતા નથી, ત્યારે બીજું શું કરી શકશો? તમે આશક

ભરા! આશકના કીસ્સાઓ તમે હજી નથી જાણતા! મજનુ લયલી માટે કેવો હેરાન થયો હતો! એ તે ખરાં આશક માશુક! કાન્તાકુંવરીના તમે જો ખરા આશક હો તો તેણીને મેળવવા માટે કોઇ બી કામ કરતાં જરા અચકાઓ નહીં!" કાસમના કહેવાની કપટ ઉપર હવે અસર થઇ. પાપની ખાઇ જોઇને મુસાફરીમાં આગળ વધતો અટકી ગયલો ચંચળ ચીત્ત અશ્વ કાન્તાકુંવરી તરફના મોહરૂપી બળવંત સ્વારનો મજબૂત હાથ પડતાં તે ખાઇ કૂદાવી ગયો. કપટનાં પાપી હૈયામાંથી ભય દૂર થઇ ગયો, પાપી પુત્ર પોતાના પિતાને મારી નાંખવાને તૈયાર થયો. તે ઉતાવળે બોલી ઉઠયો—"કાસમ, તારી સલાહ મૂજબ પિતાજીને અત્યારેજ આ દુનિયામાંથી હંમેશ માટે દૂર કરવાને હું તૈયાર છું! કાન્તા-મનમોહન સુંદરીનો હું ખરો આશક છું, અને મારી એ હૃદયદેવીને આ છાતી સાથે ચાંપવાની વચ્ચે નડતી દરેક મુશ્કેલીઓ દૂર કરવાની મારામાં પૂરતી હિંમત અને સિંહ સરખું બળ ધરાવું છું! હું પાછો આવું ત્યાંસુધી તું અહીંજ રહેજે!" આમ કહી કપટ ગયો, પણ પોતાના શયનવાસનો ઉંબર ઓળંગતાં પહેલાં તેના નબળા મનમાં વળી બીજી ધાસ્તિ પેદા થઇ અને પાછો ફરી કાસમ પાસે આવી તેણે કહ્યું—"યાર, તું પણ મારી સાથેજ ચાલ!"

"કેમ આટલી બધી હિંમતથી ગયા હતા ને પાછા કેમ ફર્યા? આટલામાં હિંમત હારી ગયા શું? મારૂં વળી સાથે શું કામ છે?" કાસમે પૂછયું.

"એક કરતાં બે ભલા! તું સાથે હોય તો મને પણ જરા હિંમત આવશે! વળી જો પિતાજીના મહેલમાં અત્યારે જતાં પહેલાં તેમની દોઢીપરના પેહેરેગીરો આ સમયે મને જોઇ અજાયબ થઇ કદાચ ચેતી જાય તો?" કપટે શંકા બતાવી—"જોકે તેઓ મને રોકી શકે તેમ નથી, તોપણ આવી મોડી રાત્રીએ હું શા માટે જતો હઇશ, તે માટે તેમને શક જતાં મારી હીલચાલ તપાસે તો આપણો ભેદ ખુલ્લો પડી જાય!"

"કંઇ ચિંતા નહીં! લ્યો મારી પાસે બેહોંશીની ભુકી છે, તે તેમને સુંઘાડજો, એટલે ક્ષણવારમાં તેઓ બેભાન થઇ પડશે.

પછી તમને કશી હરકત નહીં નડે!" આમ કહેતાં કાસમે પોતાની અઈયારીની થેલીમાંથી એક દાબડી કહાડી કપટને આપી.

"એ મારાથી નહીં બને! એ તો તમો અઈયારોનુંજ કામ! કાસમ, તુંજ મારી સાથે ચાલ!" કપટે જણાવ્યું, અને તેનો હાથ ખેંચી ચાલ્યો, પણ વળી યાદ આવતાં તે ઉભો રહી જઇ ને બોલ્યો—"આપણે આ વેષે જવું વાજબી નહીં! કદાચ મહેલમાં જતાં અંદરનું કોઇ માણસ જાગૃત હોય ને આપણને ઓળખી કહાડે, માટે આપણે કાળા ઝભાઓ તથા મુખ ઉપર બુરખા પહેરી લઇએ કે પછી આપણને કોઈ જુએ તોપણ ઓળખી શકે નહીં, અને નહાસી જવાનું પણ સુલભ થઇ પડે!"

"અરે શું જરૂર છે? ચાલોને મહેલમાં હું તમારી સાથે આવું છું! માર્ગમાં જે મળશે તેને બેહોશજ કરતા જઇશું!"

"તોપણ પાણી પહેલાં પાળ બાંધવી સારી!" આમ કહી કપટે પગથી તે માથા સુધી આખું શરીર ઢંપાઇ જાય એવો કાળો ઝભો પહેરી મુખ ઉપર પણ બુરખો નાંખી દીધો. કાસમે પણ તેમજ કીધું, અને અઘોર કૃત્ય કરવાને કાળાં અંતઃકરણના આ બે માનવીઓ કાળા પોશાકમાંજ અંધારી રાત્રીએ મહેલની બહાર નીકળ્યા. વાંચનારને આ સ્થળે જણાવવાની જરૂર છે કે, તે બાગમાંજ બીજા ભાગ ઉપર કપટના પિતાનો જુદો મહેલ હતો. રાત્રીના અંધકારમાં તેઓ ઝાડોની ઓથે ચાલતાં મહેલથી થોડેક દૂર સુધી પહોંચ્યા, એટલામાં વજીરના મહેલના દરવાજા ઉપર પેહેરો ભરતા સીપાઇઓમાંથી એક સામેથી આવતો જણાયો. આથી તેઓ એક બાજુ સંતાઇ ઉભા રહ્યા, અને તે સીપાઈ તેમની આગળથી પસાર થયો કે પાછળ જઇને કાસમે પોતાની પાસેની બેહોશીની દવા તેને સુંઘાડી દીધી, જેની અસરથી તે તત્કાળ બેહોશ થઈ જમીનપર પડયો, એટલે તેને ખસેડીને એક બાજુએ સુવરાવી દઇ તેઓ આગળ ચાલ્યા ને મહેલના દરવાજા ઉપર આવતાં એક બીજા પહેરેગીરને એક ખુણામાં ચલમ ફુંકતો બેઠેલો જોયો. તેનાપર નિંદ્રાદેવીએ પોતાનો કાબુ બેસાડવાની શરૂઆત કરી હતી છતાં પોતાની ફરજ બજાવવાને તે મહા મહેનતે જાગૃત રહ્યો હતો. કાસમે ચાલાકીથી તેની પાછળ જઇને

પોતાના હાથમાંની ભુકી તેની ચલમમાં નાંખી દીધી જેનો ધુમાડો તેના શ્વાસમાં જતાં તે પણ એક ઝોંકો ખાઇ જમીનપર ઢળી પડયો તરતજ તેઓ મહેલમાં દાખલ થઇ કેટલાક ઓરડાઓ ઓળંગી ઉપર ગયા. બીજે માળે તેઓ એક ઓરડામાં આવી પહોંચ્યા, જેમાં સામેનું એક બારણું બંધ જણાતું હતું અહીં ઉભા રહેતાંજ કપટે કાસમને ધીમે અવાજે કહ્યું—"આની અંદરના ઓરડામાં પિતાજી સુવે છે, પણ આ દરવાજો અંદરથી બંધ હશે તો?"

"પણ આ બારણું ઉઘાડવાની જરૂર શું છે? આ બારી કયાં નથી? ચાલો આ બારી વાટે બહાર છજાપર ઉતરી અંદરની બારી મારફત ઓરડામાં દાખલ થઇ જાઓ હું અત્રે ઉભો છું!" કાસમે બારીમાંથી જોતાં જોતાં જણાવ્યું. કપટે બારી આગળ આવી બહાર નજર કરી. કાસમના કહેવા મુજબ બારી વાટે પોતાના પિતાના શયનગૃહમાં દાખલ થવાની તેની હિંમત ચાલી નહીં, એટલે કાસમે કહ્યું—"વળી કેમ ઉભા રહી ગયા? આ સમય આમ વિચાર કરતા ઉભા રહેવાનો છે? આ તો તમે તમારી સાથે બીજાને પણ ફસાવશો! ચાલો ઝડપથી ઉતરી જાઓ!"

"પણ આ બારીમાંથી કેમ ઉતરાય? પેલી બારી સુધી જવાને હાથ ટેકવવાને આધાર કંઇ નથી! છજાપર પગ તો મુકાય તેમ છે, પણ આધાર વગર ચાલતાં વજન ન રહે તો?" કપટે ધાસ્તિસહ કહ્યું—"એ આપણાથી નહીં બને! પિતાજીને મારે નથી મારવા!" આમ કહી કપટ દાદર તરફ વળ્યો. આ જોઇ કાસમે તેનો હાથ પકડી અટકાવીને કહ્યું—"કપટરાય, આમ છેક બાયલા કેમ બની ગયા? તમારી સઘળી હિંમત કયાં ગઇ? આવો હું ઉતરીને તમારો હાથ પકડી તમને ઓરડાની અંદર લઇ જાઉં છું!" આથી કપટની ગયલી હિંમત પાછી આવી. કાસમ તરતજ બારીની બહાર છજાપર ઉતરી પોતાનો ફેંટો છોડી તેનો એક છેડો બારીના મજાગરાં સાથે બાંધી બીજો છેડો પકડી બીજી બારી સુધી પહોંચ્યો ને ઓરડાની અંદર મોહનરાયને શય્યાપર ઘોર નિંદ્રામાં પડેલો જોઇ કપટને પણ પોતાની પાછળ આવવા ઇશારત કરી. કપટ પણ હિંમત કરી બારીની બહાર

ઉતરીને પોતાના પિતાના શયનવાસમાં દાખલ થયો. હવે તેની હાલત એકાએક બદલાઇ ગઇ. તેની હિંમત પાછી જતી રહી તેનું આખું શરીર થરથર ધ્રુજવા લાગ્યું અને તે એક ડગલું પણ આગળ ભરી શકયો નહીં. બારીની બહાર ઉભા ઉભા કાસમે ઇશારતથી તેમજ હડસેલાં મારીને આગળ વધી કામ પાર પાડવાને તેને સમજાવ્યો, અને આખરે થાકીને તે પણ અંદર કુદી પડી ઉતાવળે પણ ધીમે પગલે મોહનરાયની શય્યા સુધી પહોંચી તેણે તેને બેહોંશીની ભુકી સુંઘાડી દીધી, અને પછી કપટ પાસે આવી ધીમેથી તેના કાનમાં કહ્યું—"લ્યો મેં બેહોંશ કરી નાખ્યા છે, માટે હવે ધાસ્તિ વગર આ દવા એમના કાનમાં રેડી આવો!" મધ્ય રાત્રીનો સમય હોવાથી મોહનરાયના શયનવાસમાં ઝાંખો દીવો બળતો હતો. પવન પણ તદન બંધ પડી ગયો હતો. સર્વ સ્થળે શાંત જણાતું હતું. મોહનરાય પણ કાસમે સુંઘાડેલી બેહોંશીની ભુકીની અસર તળે ઘોરતો હતો. તોપણ પાપી કપટની હિંમત તેના પલંગ સમીપ જવાને ચાલી નહીં. તેના પગ જાણે બારી આગળજ જમીન સંગે જડાઇ ગયા હોય તેમ કાસમના હડસેલાં ખાવા છતાં પણ ત્યાંથી એક તસુ પણ તે ચસી શકયો નહીં. "અરે, હવે કોનો ભય છે! કપટરાય, આમ મૂઢ કેમ બની ગયા? ચાલો આ સમય આમ હિંમત ખોવાનો નથી! પલક વારમાં સઘળી બાજી ધુળ મળી જશે અને આપણી મહેનતપર પાણી વળી જશે!" કાસમે કપટના કાનમાં કહ્યું.

"મારાથી એ કામ નહીં બને! ચાલો આપણે પાછા ચાલ્યા જઇએ!" કપટે દબાતે અવાજે જણાવ્યું.

"આ શું? આખો સમુદ્ર તરી આવીને ખાબોચીયામાં ડુબી મરવું?" કાસમે કહ્યું—"ખુદાનું નામ લઈ હિંમતથી કામ પાર કરો! ફકત એક બે પળ હિંમત પકડો!" કપટ વળી દ્રઢ થયો ને ત્યાંથી બે ચાર પગલાં આગળ ચાલી પાછો અટકી ગયો. તે મૂર્છા ખાઇ જમીનપર પડતો હતો, એટલામાં સારે નસીબે કાસમની તેના પર નજર પડતાં તેણે તેને પકડી લઇ અવાજ ન થાય તેમ ધીમેથી સુવરાવી દીધો અને વધુ વખત ન ગુમાવતાં તેના હાથમાંની ઝેરની શીશી લઇ તરતજ તેણે મોહનરાયના

કાનમાં તેમાંથી બે ત્રણ ટીપાં રેડી દીધાં અને ફરી કપટ પાસે આવી તેને ઢંઢોળીને ઉઠાડતાં પણ તે ન ઉઠવાથી પોતાની થેલી-માંથી લખલખું કહાડી તેને સુંઘાડયું જેથી કપટ શુદ્ધિમાં આવી ઝબકીને બેઠો થયો. તે કાંઈ મ્હોટેથી બોલવા જતો હતો, પણ કાસમે તેને મ્હોડે હાથ દઇ બોલતો અટકાવી ધીમેથી કહ્યું—"ચાલો, કામ પાર થયું ! એક પણ શબ્દ ન બોલતાં ચાલો, પછી બધો ખુલાસો કરીશું !" તરતજ જે રસ્તે તેઓ આવ્યા હતા તે રસ્તે મહેલની બહાર નીકળી કપટને મહેલે ગયા, અને બાકીની રાત્રી નિંદ્રા લેવા કપટ લોથ થઈ પોતાના પલંગપર પડયો. કાસમ પણ ત્યાંજ એક બાજુએ કોચપર નિંદ્રા લેવાને પડયો. કાસમ દ્રઢ મનનો હોવાથી તેમજ તેણે તો હજારો અઘોર પાપ કરેલાં હોવાથી તેને તો નિંદ્રા આવતાં વાર લાગી નહીં પણ કપટને ઉંઘ આવી નહીં. સવારે તેના પિતાને બીછાનામાં મરણ પામેલા જોતાં કોઇને શક જશે, અથવા કોઇએ તેને જોયો હશે તો કેમ થશે ? વગેરે અનેક વિચારોએ તેને હવે વધુ ગભ-રાટમાં નાંખી દીધો. ટુંકમાં આખી રાત્રી કપટે ઘણીજ ખરાબ હાલતમાં પસાર કરી, અને પ્રભાત થતાં પહેલાં તો તેણે ઉઠીને ઘોરતા કાસમને જગાડયો ને ગળગળે અવાજે પૂછ્યું—"કાસમ, કદાચ આપણને કોઇએ દીઠા હશે અને પિતાજીના મરણની ખબર પડતાં આપણું પાપ પ્રગટી નીકળશે તો ?"

"તમારા જેવા ડરપોક તો મેં કોઇ દીઠાજ નહીં !" અરધી જાગૃત હાલતમાં કાસમે કંટાળીને જવાબ આપ્યો—"નીરાંતે ઉંઘી જાઓને ! કોઇ પૂછતુંએ નથી !" આમ કહી તે પાછો નિંદ્રામાં પડયો. કપટ થોડી વાર સુધી મુંગોજ રહ્યો, પણ જેમ જેમ સ્હવારનો પહોર થતો ગયો તેમ તેમ તેનું હૈયું હાથ રહ્યું નહીં. કાસમ તો હજી નીરાંતે ઉંઘતોજ હતો. ફરી તેને કપટે જગાડયો—"કાસમ ઉઠ ! અરે, કોઇ મને આવીને પિતા-જીના મરણ માટે પકડશે તો હું શું જવાબ આપું ?" કાસમ આંખો ચોળતો જાગીને બોલ્યો—"પણ તમને પકડવાને કોણ આવે છે ? તમે તમારે મોઢેથીજ એ આરોપ તમારાપર ખેંચી લેશો એમ જણાય છે, અને સાથે મારી પણ ગરદન કપાવશો !

આવા નાદાન છો એવું જો મેં પહેલાંથી જાણ્યું હોત તો તમો સરખા ડરપોક માટે અમારા જાનપર નાહકની આટલી ઝહેમત ઉઠાવત નહીં! અમારી સાથે રહીને એટલી ચાલાકી પણ ન આવડી! મરણની ખબર તમારી પાસે કોઈ પણ લઇ આવે કે તે સાંભળીને જાણે તમને ઓચીંતો ધ્રાસકો લાગ્યો હોય તેમ બેહોંશ થઇ પડજો! પછી તમને ઉપચારો કરી જાગૃત કરવામાં આવે કે હાંફલા ફાંફલા થઈ બૂમરાણ ને હાયપીટ તથા રડાકુટ કરતા તમારા પિતાના શબ આગળ દોડી જજો! જાણે તમારા પિતાનું એકાએક મરણ નીપજવાથી ગાંડા ઘેલા બની ગયા હો એવું ડોળ ઘાલજો કે પછી કદાચ આપણને કોઇએ જોયા હશે છતાં તેને પણ વહેમ નહીં જાય અને તેની પણ કહેવાની હિંમત નહીં ચાલે! જુઓ, મારી એ સઘળી સલાહ ધ્યાનમાં રાખી તે મૂજબ વેષ ભજવજો તો આપણી સામે કોઇ આંગળી પણ કરી શકશે નહીં!" આ ઉપાય કપટને ગળે ઉતરી ગયો "વળી કામ કરો! તમે હમણાં જાણે ઉંઘતા હો તેમ આંખો બંધ કરી પડી રહો, અને તમને કોઇ આવી જગાડે ત્યારેજ જાણે જાગી ઉઠયા હો તેવું ડોળ કરજો, એટલે ઉપલો વેષ ભજવવાને તમને બહુ સહેલું પડશે!" કાસમે સલાહ આપી—"હવે હું જાઉં છું!"

"ના, ના, કાસમ તું અહીં હોઇશ તો મને ઠીક પડશે! કદાચ કોઇ વાતમાં મારી ભૂલ પડે તો તે વખતે મને ચેતાવી સાવધ કરવાને તારે તો મારી પાસે રહેવાની જરૂર છે!"

"નહીં! હું તમારી પાસે હઇશ તો વાત વીફરી જશે! મને તો જવાદો! હું બહારથી સઘળી ખબર રાખીશ!" કાસમે જણાવ્યું, અને તે વીદાય થયો. કપટ પણ કાસમે શીખવેલા પાઠ મૂજબ પલંગપર આંખો મીચી પડી રહ્યો. આ વખતે છ વાગ્યાનો સમય હતો. સમય જતાં મોહનરાયના બીછાનામાંજ મરણ પામવાની ખબર બહાર આવતાં કપટે કેવો ઢોંગ ભજવ્યો તેનું લંબાણ વર્ણન કરી વાંચનારને કંટાળો ન આપતાં ટુંકમાં એટલુંજ જણાવવું પૂરતું છે કે કાસમે શીખવ્યા મૂજબ કપટે ઢોંગ ભજવવામાં કશી કચાસ રાખી નહી, અને તેથી મોહનરાયના મરણ વિષે કોઇને કશી વાતનો જરાપણ વહેમ ગયો નહીં. રાજા રામસિંહને પણ

પોતાના માનીતા સલાહકાર વજીરના મરણ માટે બહુ દીલગીરી લાગી, અને તેના મરણના શોકમાં તેણે કેટલાક દીવસ સુધી પોતાની દરબાર ભરી નહીં. પાપી કપટે નીચ કાસમની સલાહ મુજબ જાહેરમાં તો પોતાના પિતાનાં મરણનો શોક પાળ્યો અને બાર દીવસ સુધી તો તે ઘરમાંથી બહાર પણ નીકળ્યો નહીં, તેમજ તેની ઉત્તરક્રીયા એક સપુતની માફક કરી દાન, ધર્મમાં પણ પુષ્કળ પઇસો ખરચી નાંખ્યો. કેટલાક દીવસ સુધી તો કોઇ તેને દીલાસો આપવા આવતો તેની સમક્ષ તે પોકેપોક રડતો, પણ રાત્રી પડતાં તેનો સઘળો શોક જતો રહેતો, અને કાસમ સાથે બેસી તે કાન્તાને મેળવવાની તેમજ કુલીન અને ચતુરને કેદ પકડવાની મસલત કરતો હતો.

---

## પ્રકરણ ૮ મું.

### પ્રેમીઓનું મીલન-અણધાર્યું વીઘ્ન.

સંધ્યાકાળનો સમય હતો. આખા દીવસની મુસાફરીનો થાક દૂર કરવાને સૂર્યનારાયણ પોતાના શયનવાસમાં પધારી ગયા હતા. સંધ્યાદેવીએ પોતાની સખી રાત્રીને શણગારવા માંડી હતી. આ સમયે શીકારને બહાને શેરગઢની સરહદપર પડાવ નાંખીને પડેલો કુલીન પોતાના તંબુના દ્વાર આગળ બીછાવેલા ગલીચા ઉપર એકલો ઉંડા વિચારમાં બેઠો હતો. પહેરેગીરો તંબુની આસપાસ પહેરો ભરતા હતા. બાકીના માણસો પોતાનું ભોજન કરવામાં રોકાયલા હતા. હજી પશ્ચિમ આકાશમાં સંધ્યાદેવીની લીલામાંનો પ્રકાશ જણાતો હતો, એટલામાં ચતુર આવી કુમારની પાસે બેસી તેને ખભે હાથ મૂકી બોલ્યો—"કુમાર, શા વિચારમાં છો?" કુલીને પાછળ ફરી ચતુરને જોતાં આતુરતાથી પૂછયું—"ભાઇ, વ્હાલી તરફથી શા સમાચાર લાવ્યો?"

"કુમાર, આજે તો કાન્તાકુંવરીની મુલાકાત લેવાનો સમય જ નહીં મળ્યો કેમકે, કપટની હીલચાલ તપાસવામાં હું રોકાયો હતો!" ચતુરે જણાવ્યું—"પાપી કપટે કાસમની સલાહથી

પોતાના પિતાને ઝેર દઇ મારી નાંખ્યો, તેથી એક રીતે આપણને ફાયદોજ થયો છે કેમકે, આપણે માટે રાજા રામસિંહને ભંભેરનાર મોહનરાયજ હતો, પણ સાંભળવા પ્રમાણે બે ત્રણ દીવસ પછી રાજા કપટને દીવાનગીરી સોંપનાર છે !"

"એ તો એક મ્હોટી મુશ્કેલી ઉભી થઇ ! દીવાન થતાં કપટ તો આપણે માટે રાજાને વધુ ભંભેરશે !" કુશીને ભય બતાવ્યો.

"છટ, એને તો આપણે સહેલાઇથી પહોંચી શકીશું ! એની કંઈ દરકાર કરવીજ નહીં !" ચતુરે જણાવ્યું—"પણ મને તો હવે રાજા રામસિંહની જીંદગી માટે ભય લાગે છે કેમકે, જેવી રીતે કપટ પોતાના પિતાને મારી નાંખતા અચકાયો નહીં, તેવી રીતે તે પોતાની નીચ વાસના પાર પાડવાની આશામાં રાજાને પણ મારી નાંખવાની તજવીજ કરે એ સંભવીત છે ! અને તેથી મેં પણ એવો ઠરાવ કીધો છે કે, હાલમાં બે ત્રણ દીવસ કાન્તાકુંવરીના મહેલમાં ન જતાં હું પણ દરબારમાં એ પાપીઓની હીલચાલની તપાસ રાખીશ, અને એ અરસામાં જો તક મળશે તો કુંવરીને પણ મળીશ."

"એ બધું તો ઠીક પણ હવે અમને કુંવરીનો મીલાપ કયારે કરાવશો ભાઇ !" કુશીને દ્રઢતાસહ જણાવ્યું—"બસ ! આજે રાત્રીએજ આપણે જઇશું !"

"કુમાર, આટલા દીવસ ધીરજ રાખી તો હવે થોડા દીવસ વધુ રાખો ! ઉતાવળે આંબા પાકતા નથી !" આમ કહી ચતુરે તેને બહુ સમજાવ્યો પણ તેણે કંઈ પણ માન્યું નહીં, એટલે થાકીને તેણે કહ્યું—"ઠીક, તમારી જ્યારે એવીજ ઇચ્છા છે તો ચાલો !" તરતજ કુમારે પોતાના તંબુમાં જઇ પોશાક સજ્યો, અને ફરવા જવાને બહાને ત્યાંથી રવાના થઈ એક કલાકમાં તેઓ કાન્તાના બાગ સમીપ આવી પહોંચ્યા. રાત્રી અંધારી હોવાથી બાગમાં દાખલ થતાં તેમને ઘણી મુશ્કેલી નડી નહીં. પહેરો ભરતા સીપાઇઓની નજર ચૂકાવીને ચતુરે પોતાની પાટલાઘો બાગની દીવાલપર ફેંકી અને તેની મદદથી તેઓ સહેલાઈથી બાગની અંદરના ભાગમાં ઉતરી ગયા. એક ઘટાદાર વૃક્ષની ઓથે ઉભા રહી આસપાસ જોતાં બાગના મધ્ય ભાગમાં સંગે-

-અરમરની બારાદરીમાં પ્રકાશીત રોશની હતી, અને એક સુંદર ગાલીચાપર કાન્તા પોતાની સખીઓ ચકોરી અને ચપળા સંગે વાતચીત કરતી બેઠી હતી. કાન્તાને જોતાંજ કુલીનની સ્થીતિ બદલાઇ ગઇ, અને એકાએક તેને મૂર્છા આવી ગઇ. ચતુરે પોતાની થેલીમાંથી લખલખો કહાડી તેને સુંઘાડતાંજ કુમાર શુદ્ધિમાં આવ્યો એટલે કહ્યું—“ કુમાર, દુશ્મનોના ઘરમાં આવીને આમ બેહોશ થઇ જાઓ, એ સલામતી ભર્યું કે? સાવધ થાઓ!” કુલીન ઉભો થયો અને અધીરાઈથી બોલ્યો—“ ચાલો ભાઇ, વહાલીને મળીએ !”

“ઉભા રહો ! એમ એકદમ ત્યાં ન જવાય!” ચતુરે તેને રોકતાં જણાવ્યું—“ પહેલાં હું જઇને તેમની સંગે વાતચીત કરી આવું પછી તમને લઇ જઇશ !” ત્યાં ઉભા રહેવાને કુમારનું મન માન્યું નહીં, પણ પોતાના મનની લાગણી દબાવી તે ઉભો રહ્યો, અને ચતુર કાન્તા સમીપ ગયો. કાન્તા ઉદાસ ચહેરે બેઠી હતી, અને ચતુરને જોતાં તેણી બોલી ઉઠી—“ આટલા દીવસ કયાં રોકાયા હતા? આજે પણ એકલાજ આવ્યા કે?”

“રાજકુમારી, કપટ અને તેના અઇયારોએ કેવી ખટપટ ચલાવી છે તે આપ કયાં નથી જાણતાં!” ચતુરે જણાવ્યું. તે આગળ બોલવા જતો હતો, એટલામાં ચકોરી ટકોરમાં બોલી ઉઠી—“ એ હીચકારાઓની બહીક લાગે છે તો ચુડી પહેરી ઘરમાં ભરાઇ બેસો ! બહાદુરીનાં મ્હોટાં બાંકા ન ફુંકીએ !”

“અરેરે ! રાજકુમારની અમ ઉપર આવીજ પ્રિત છે તો હવે-” આટલું બોલી કાન્તાએ નિશ્વાસ નાંખ્યો. તેની આંખો-માંથી આંસુની ધારા વહેવા લાગી. તેણીનો કંઠ રૂંધાઇ ગયો ને વધુ બોલી શકાયું નહીં. કાન્તાની આ હાલત જોઇ ચતુરે કહ્યું-“ કુમારી, મને કંઇ ખબર અંતર પૂછવાની તો એક બાજુએ રહી ને આ શું? લ્યો, હમણાંજ કુમારને તેડી આવું છું!” આટલું કહી ચતુર ત્યાંથી ચાલ્યો ગયો. આમ તેને એકાએક ગયલો જોઈ કાન્તા, ચકોરી અને ચપળા અજાયબ થઇ, એટલામાં ચતુર કુલીન સહીત ત્યાં ફરી આવી પહોંચ્યો. કુલીનને જોતાં ભાનભૂલી કાન્તા પોતાની સખી તથા ચતુર હોવા છતાં મર્યાદા

ભૂલી જઇ કુલીનને ભેટી પડી, અને મૂર્છા ખાઈ તેના શરીરપર ઢળી પડી. કુલીને પણ તેણીને પોતાનાં હૃદય સાથે ચાંપી. પ્રથમમીલનની ઉર્મી શમતાં તેઓ વાતચીત કરવામા ગુંથાયાં. વાંચનાર, એ પ્રેમી પુતળાંઓને એકાન્તમાં આનંદે વાતચીત કરી હૃદયના ઉભરા ખાલી કરવા દો! આપણા મનને પ્રવૃત્તિમાં રાખવા ચાલો આપણે કપટ અને કાસમની હીલચાલ તપાસીએ. અરે! જે બારાદરીમાં આ પ્રેમીઓ બેઠાં હતાં તેની સામેના પેલા આંબાના ઝાડની ઓથે સંતાઇને ઉભો રહી તેમની તરફ કોણ જોઇ રહ્યો છે? એજ પાપી કાસમ! તેમને આનંદે વાત કરતા જોઇ કાસમ તરતજ દોડતો કપટ પાસે ગયો. આ વખતે કપટ પોતાના શયનવાસમાં બીછાનામાં આળોટતો પડયો હતો. કાસમને હાંફતો હાંફતો દોડતો આવેલ જોઈ તેણે અજાયબી સહીત પૂછયું—"કેમ, આમ ગભરાયલો શા માટે જણાય છે? આપણો ભેદ ખુલી ગયો શું?"

"નહીં રે નહીં! જુઓ મેં કહ્યું હતું તેમજ થયુંને?" કાસમે ખુશાલીમાં ઉતાવળે જણાવ્યું—"ખરેખર, આપણી ચાલાકી અજમાવવાની આ તક સારી હાથ આવી છે! જો આ વખતે આપણાથી કંઇ નહીં કરી શકાય તો પછી તમારા નસીબજ ફુટેલા છે, એમ સમજવું!"

"પણ તું શું કહે છે તે કંઇ સમજાતું નથી! ભરમમાં વાત ન કરતાં ખુલ્લે ખુલ્લું જણાવ કે શું છે?" કપટ અધીરાઈથી વચમાં બોલી ઉઠયો.

"મેં તે દહાડેજ કહ્યું હતું કે કુલીન છૂપી રીતે કુંવરીના મહેલમાં આવશે, માટે અગાઉથીજ તમે કાંઇ બંદોબસ્ત કરો, પણ તમારી આંખ ઉઘડી નહીં, અને આજે તે રાજબાગમાં કુંવરી સંગે મઝાહ મારે છે!" કાસમે કહ્યું.

"કુલીન કાન્તાકુંવરીના બાગમાં અત્યારે?" કપટે અજાયબીસહ પૂછયું.

"હું નજરે જોઇને એ ખબર આપવાનેજ તમારી પાસે દોડતો આવ્યો છું કે, તેઓ ત્યાંથી જતા રહે તે પહેલાં તેમને ગીરફતાર કરવાનો કંઇ બંદોબસ્ત થાય! આ વખતે હાથમાં

શીકાર સજ્જડ સપડાયો છે, માટે સટકવા દેવો નહીં ! આવી સોનેરી તક ફરીથી હાથ આવવી મુશ્કેલ છે ! ”

“ કુલીન એકલોજ છે કે તેની સાથે બીજું કોઇ પણ છે ? ”

“ ચતુર પણ છે ! ચતુર ન હોય તો કુમારની શી મજાલ છે કે કુંવરીના મહેલમાં, અરે, આપણા નગરની સરહદ ઉપર પગ મૂકીને સહીસલામત રહી શકે ! ” કાસમે ભાર દઇને જણાવ્યું—“ તમારી મનકામના પાર પાડવામાં હવે ખીલી માત્ર ચતુરનીજ નડે છે, પણ આજે એ માછલું જાળમાં ઠીક આવી ગયું છે ! આનંદની લહેરમાં તેમને અત્યારે તો ભાન નથી કે તેમની ઉપર કાળચક્ર ભમે છે, ને ઘડી પછી તેમની કેવી હાલત થશે ! ” કપટ ખુબ છાપરે ચ્હડી ગયો. સુંદરી કાન્તા સંગે કુલીનને આનંદમાં મહાલતો સાંભળી તેનાં અંતઃકરણમાં અદેખાઈની સગડી સળગી ઉઠી. આજે તેના પિતાના મરણને દશ દીવસ થયા હતા, અને જાહેરમાં તેનો શોક બતાવવાને તેર દીવસ સુધી તેનાથી ઘરમાંથી બહાર નીકળાય તેમ નહોતું, પણ કાસમને મુખે ઉપલી ખબર સાંભળતાં તેનું હઇયું હાથ રહ્યું નહીં, અને તે છાતી ઠોકતો બોલી ઉઠયો—“ કંઈ નહીં, એ બાયલા કુલીનને તેની આ હિંમતભરી મૂર્ખાઇનો સ્વાદ હું બરોબર ચખાડું છું ! ચાલો, આપણે સીપાઇઓ લઇ જઈ તેમને કેદ પકડી લઈએ.”

“ નહીં, નહીં ! એમ કરવાથી શો લાભ ? તેઓ આપણા કબજામાં આવશે, પણ કંઇ કુંવરીનું મન તમો તરફ વળશે નહીં, તેમજ મહારાજાનો ઇતબાર અને સ્નેહ પણ કાંઇ તમોપર વધશે નહીં ! એક દાવે બે સોગઠીઓ સાથે મારવી જોઇએ ! ”

“ ત્યારે કેમ કરવું ? ” કપટે પૂછયું.

“ અત્યારેજ મહારાજા પાસે જઇ આ બીના જણાવો, અને નજરે બતાવવાને તેમને બાગમાં લઈ આવો, એટલે કુલીન અને ચતુરને કેદ કરી મહારાજ પોતેજ ગરદન મારવાનો હુકમ ફરમાવશે, તેમજ પોતાની કુંવરીની બેવકુફીથી તેણીના ઉપર પણ તેમનો ગુસ્સો ઉતરશે, જે સાથે તમારાપર મહારાજાનો પૂરતો ઇતબાર બેસી જશે. આમ થયું એટલે પછી તમારી મુરાદ પાર પાડવામાં નજીવી સરખી મુશ્કેલીઓજ માત્ર રહેશે, તે તો આપણે આસાનીથી દૂર કરી દઇશું ! ” કાસમે સલાહ આપી.

" ઘણીજ ઉમદા સલાહ ! " કપટ બોલી ઉઠયો—" બસ, એમજ કરીએ ! " સરખો પોશાક પહેરવાની પણ દરકાર ન કરતાં હાથમાં જે આવ્યું તે પહેરીને કપટ દોડતો રાજમહેલમાં ગયો, અને તેના આવવાની ખબર ચોપદાર રાજાને પહોંચાડે તે પહેલાં તો તે રાજાની હજુરમાં દોડી ગયો. આવી રીતે તેને એકાએક આવેલો જોઇ રાજાએ અજાયબીસહ પૂછયું—" કપટ, તારા પિતાની ક્રીયા હજી પૂર્ણ થઇ નથી છતાં આ સમયે તને આવી હાલતમાં અત્રે આવેલ જોઈ અમને અજાયબી લાગે છે ! "

" મહારાજ ! " રાજાનું બોલવું પૂર્ણ થાય તે પહેલાં કપટ નમન કરીને ઉતાવળે વચમાં બોલ્યો—" આપજ મારા પિતા છો ! આપ દયાળુનુંજ અન્ન ખાઇ જીવું છું, છતાં જ્યારે આપની કીર્ત્તિને કલંક લાગવાનો સમય આવે અને હું ઘરમાં શોક પાળતો બેસી જોયા કરૂં તો પછી આ દાસની ફરજ શું ? "

" કપટ, તું શું વદે છે ? અમારી કીર્ત્તિને કલંક લગાડવાની હિંમત કરનાર કોણ પાપી છે ? " રાજાએ ગુસ્સામાં પૂછયું.

" એક નાદાન ! " કપટે દબાયલે અવાજે જવાબ આપ્યો.

" હાથે કરીને મોતના મુખમાં પડનાર એવો કોણ છે તે સત્વર બતાવ ! " રાજાનો ગુસ્સો વધી જતાં તે ગાજી ઉઠયો.

" કુલીનકુમાર ! " કપટે ભાર દઇને જણાવ્યું.

" હીચકારો કુલીન—અમારી કીર્ત્તિને કલંક લગાડવાની તેણે કેવી રીતે હિંમત કીધી છે ? કયાં છે કુલીન ? " રાજાએ પૂછયું.

" કહેતાં જીભ ઉપડતી નથી પણ લાચાર ! આપ નામદારની આજ્ઞાનુસાર સેવકને કહ્યા વગર પણ ચાલતું નથી ! અરેરે ! આપને એ ખબર સંભળાવતાં પહેલાં મારી જીભ કેમ કપાઈ જતી નથી ! " કપટે આંખમાં આંસુ આણી ગળગળે અવાજે જણાવ્યું—" કૃપાનાથ, એ કુલીન હમણાં કુંવરીબાના બાગમાં છે ! " આ સાંભળતાં રાજાના ગુસ્સાનો પાર રહ્યો નહીં તેની આંખોમાંથી જાણે આગના ભભુકાઓ નીકળી રહ્યા, અને આખું શરીર કંપી ઉઠયું. આસનેથી ઉઠી કમ્મરે લટકતી તલવારની મૂઠપર હાથ નાંખતાં તે ગર્જના કરી બોલી ઉઠયો—" સીપાઇઓ સાથે જઇને બાગને ઘેરી લ્યો ! અમે પોતે બાગમાં જઇ એ

પાપીને પકડી એની નાદારીનાં ફળ ચખાડીશું !" આટલું કહી રાજા ત્યાંથી પાસેના ઓરડામાં ચાલ્યો ગયો, અને કપટ પણ આજ્ઞા મૂજબ અમલ કરવાને ઉતાવળે ત્યાંથી વીદાય થયો. વાંચનાર ! આપણાં નિર્દોશ પ્રેમીઓ ઉપર કેવી અણધારી આફત ! તેઓ હજી બાગમાંજ બેઠાં છે ! અહાહા ! કેવો આનંદમય દેખાવ ! એક બાજુએ કુલીન પોતાના એક પગપર કાન્તાને બેસાડી તેણી સંગે સ્નેહથી વાત કરે છે, ત્યારે બીજી તરફ ચતુર ચકોરી સંગે પ્રેમગોષ્ટીમાં ગુંથાયલો છે, અને ચપળા આ બંને પ્રેમી જોડાંઓ તરફ હસતે મુખે જોતી એક બાજુએ બેઠી છે. અરેરે ! તેમને પ્રેમના ઘેનમાંથી જાગૃત કરી થોડા સમયમાં તેમનાપર ત્રુટી પડનારા આફતનાં વાદળાંને દૂર કરવાને તેયાર રહેવાને સુચવનાર કોણ છે ? આપણે તો ઇચ્છીશું કે, ઇશ્વર તેમનું રક્ષણ કરો ! પણ ઇશ્વર કંઇ પોતે પધારીને માનવીને સહાય કરે છે ? નહીંજ ! જો જગતમાં એમજ ચાલતું હોય તો મનુષ્ય એકબીજાની દરકારજ રાખે નહીં ! આથીજ એ મહાન પિતાએ જો કે કુદરતની ચાવી પોતાના હાથમાંજ રાખી છે છતાં સંસારમાં થતાં દરેક કાર્ય માટે અમુક નિમિત્ત ઉત્પન્ન કરવાનું ડહાપણ વાપર્યું છે, અને તેમાંજ એ નિયંતાની ગહનગતી સમાયલી છે ! આથી આપણાં પ્રેમી જોડાંઓ માટે આપણે લેશ પણ ચિંતા કરવાની જરૂર નથી. જગત્પાલક સર્વેશ્વરને સઘળાની ચિંતા છે, માટે આપણે તો બાગમાં એક બાજુએ ઉભા રહી કેવો રંગ બદલાય છે તે જોઇએ. તેઓ બેઠાં હતાં ત્યાં બાગની ઝાડીવાળા ભાગમાંથી એકાએક એક ખવીસ સરખો પુરૂષ નાચતો કુદતો તેમની સમક્ષ જઇ ઉભો. તેનું આખું શરીર કાળું મેશ હતું. લાલ આંખો વીકાળ હતી. તેના હાથમાં લાલ રંગનો એક જાડો મજબૂત સોટો હતો. ફક્ત લંગોટ સિવાય તેના આખા શરીર ઉપર બીજું કશું ઢાંકણ હતું નહીં. ટુંકમાં તેનું સ્વરૂપ ડરામણું હતું. બારાદરીની વચમાં ઉભા રહી પહેલાં તો તે ખવીસે પોતાનું મ્હોં પહોળું કરી ચતુર તરફ દાંતીયાં કરીને જોયું, અને પછી મ્હોટેથી ગર્જના કરી તે બોલી ઉઠયો—" થઈ રાજાને તમ તણી જાણ, સુણો ગુરૂજી ચતુરસુજાણ !" બસ, આટલું બોલી તે જે માર્ગે આવ્યો હતો

તે માર્ગે પાછો અદૃશ્ય થઈ ગયો, પણ જતાં જતાં એક બાજુએ બેઠેલી ચપળાનો ચોટલો પકડી તેને થોડેક સુધી ઘસડતો ગયો. આ બનાવે સઘળાને અજાયબીમાં ગરકાવ કરી દીધા. કાન્તા તથા ચકોરી તો આ ભુતને જોઇને ડરીજ ગઇ, અને ચપળા તો એક મોટી ચીસ પાડી ઉઠી, પણ ચતુરે તરતજ ચેતી ઉઠીને કુલીનનો હાથ ખેંચતાં કહ્યું—"કુમાર, ઉઠો, અત્રેથી ચાલો! હવે અહીં બેસી રહેવાનો સમય નથી!" આમ કહી કાન્તા પ્રત્યે જણાવ્યું—"રાજકુમારી, અમે આટલા જલદી જઇએ છીએ તે માટે દુઃખી થશો નહીં, અને જ્યાં સુધી તમારા પિતાજી અહીં આવે ત્યાં સુધી આપ સઘળાં અહીંજ બેસી રહેજો!"

"પણ આટલી ઉતાવળ કરવાનું કંઈ કારણ? આ ખવીસ કોણ હતો?" કાન્તાએ પૂછ્યું.

"એ સઘળો ખુલાસો કરવાને હાલ અમને સમય નથી! થોડી વારમાં તમને જણાશે, અને બાકીની હકીકત હું ફરી આવીશ ત્યારે જણાવીશ!" ચતુરે જવાબ આપ્યો, ને જતાં જતાં ચકોરી તરફ ફરી કહ્યું—"જુઓ મેં કહ્યું છે તે ધ્યાનમાં રાખજો, અને કાન્તાકુંવરીને દીલગીર થવા દેશો નહીં!" આટલું કહી કુમારનો હાથ પકડી બંને જણ ત્યાંથી ઉતાવળે નીકળી જેવી રીતે બાગમાં આવ્યા હતા તેવી રીતે બહાર પહોંચી ગયા. તેમના આમ એકાએક જવાથી કાન્તાની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, અને તેણીએ ચકોરીને પૂછ્યું—"સખી, આ શું થઈ ગયું? કંઇ સમજાતું નથી! પેલા ભુતડાને જોઈ અમારા તો હોંશજ ઉડી ગયા! હજી એનું ડરામણું સ્વરૂપ અમારી નજર આગળ તરે છે અને છાતી ધડકે છે!"

"કંઈ સમજી શકાતું નથી!" ચકોરીએ ગંભીર અવાજે જણાવ્યું—"પણ હા, એટલું તો મને ભાસે છે કે, આ સમયે કુલીનસિંહના અત્રે પધારવાની ખબર મહારાજાને પહોંચી ગઇ છે, અને તેઓ અવશ્ય અત્રે પધારતા હશે!"

"પણ એ પીટયા ખવીસ સાથે મારે કોણ જાણે કયું વેર હશે તે મારાં હાડકાં ભાગી ગયો!" ચપળા બબડી. ચપળાનો બબડાટ સાંભળીને ચકોરી અને કાન્તાને હસવું આવ્યું, અને એ

શો ગજબ બની ગયો તેની અજાયબીમાં તેઓ થોડો સમય વાત ચીત કરતી બેઠી હતી, એટલામાં બાગની ચારે તરફ઼ ઘણા માણસો એગા થઇ ગયા હોય તેમ ઘોંઘાટ થતો સંભળાયો, તે સાંભળી ચકોરી બોલી—"રંગ બદલાઇ ગયો હોય એમ લાગે છે! આપણા બાગની આસપાસ સીપાઇઓ ઘેરો નાંખી ઉભા હોય એમ જણાય છે." હજી તેણીનું બોલવું પુરૂં ન થયું, એટલામાં સામેથી મસાલનો ઉજાસ દેખાયો અને રાજા રામસિંહ તેમની તરફ઼ આવતો જણાયો. રાજા બારાદરીમાં આવતાંજ તેઓ ઉઠીને ઉભી થઈ, અને કાન્તાએ આગળ વધીને પોતાના પિતાને નમન કરી પૂછયું—"પિતાજી, આ સમયે એકાએક આપને પધારવાનું કંઇ કારણ?" આટલું કહી તે નીચું જોઈ ઉભી રહી. કપટના જણાવ્યા મૂજબ કુલીનને ત્યાં ન જોતાં રાજાનો ગુસ્સો તદન બદલાઇ ગયો, અને પુત્રી તરફ઼ની સ્નેહની ઉર્મી ઉછળી આવતાં તેણીને પોતાના હૃદય સાથે દાબી રાજાએ જવાબ આપ્યો-"કંઇ નહીં વ્હાલી! તમને જોવાની ઈચ્છા થતાં આ તરફ઼ સહજ આવ્યા! હવે તમે અત્રે શા માટે બેઠાં છો? સીધારો મહેલમાં! શીતળ વાયુની શરદીમાં તમારી આરોગ્યતાને નુકશાન થશે!" આમ કહી રાજા પોતાના મહેલમાં ચાલ્યો ગયો. કાન્તા પણ પોતાની સખીઓ સહીત રાજાની પાછળ પોતાના મહેલમાં વીદાય થઇ. પોતાની પુત્રીની નિર્દોષતા જોઇ તેણીનાપર વગર ખાત્રી કરવે ગુસ્સે થવા માટે રાજાને પોતાના મનમાં બહુ લાગી આવ્યું, અને તેણીનાપર ઉપજેલો ગુસ્સો કપટપર ઉતર્યો. તે પોતાના મનમાં વિચારવા લાગ્યો—"અહાહા! કેવી ભોળી નિર્દોષ પુત્રી! એ બીચારી ઉપર નાહકનું જુઠું કલંક લગાડવાને એ લુચ્ચાને કોણ જાણે શા માટે સુઝયું હશે! પાપીને તેમ કરતાં લેશ પણ ડર લાગ્યો નહીં! અહાહા! જો કુંવરીના જાણવામાં એ બીના આવે તો તેણીને કેટલું દુઃખ ઉપજે! બસ, એવા નીચ નીમકહરામને તો યોગ્ય શાસન કરવું જોઈએ!" આમ વિચારી રાજાએ એક ચોપદારને બોલાવી કપટને સત્વર પોતાની હજુર હાજર કરવાની આજ્ઞા કરી, જે બજાવવા ચોપદાર નમન કરી પાછલે પગેજ ત્યાંથી ચાલ્યો ગયો, અને રાજા તેના આવવાની રાહ જોતો બેઠો.

---

# પ્રકરણ ૯ મું.

—+++∞+++—

## હાથનાં કીધાં હઇએ વાગ્યાં.

રાજા રામસિંહની આજ્ઞા મૂજબ કપટે સીપાઇઓથી કાન્તાના બાગને ઘેરી લીધો હતો. બાગમાંથી કોઇ પણ નહાસી જવા ન પામે તે માટે તે સીપાઇઓને ખુલ્લે હથીયારે હોંશીઆરીમાં ઉભા રહેવાની સુચના કરતો બાગની આસપાસ ઉત્સાહથી ફરતો હતો. કાસમ પણ આ સમયે તેની સાથેજ હતો.

"કેમ કપટરાય, હવે તમારી ઉમ્મેદ પાર પાડતાં કંઈ મુશ્કેલી નડશે કે ?" કાસમે મલકાઇને જણાવ્યું—"જુઓ ચતુર અને કુલીન કેવી આસાનીથી આપણા પંજામાં સપડાઇ ગયા ! તમારા વિચાર પ્રમાણે મહારાજાને આ ખબર કર્યા વગર આપણે આવ્યા હોત તો આવું પરીણામ કદીપણ આપણે જોવા પામત કે ? આ તો કાલે સવારેજ મહારાજા તમારી આ સેવાની પીછાન તરીકે તમને દીવાનપદ સોંપી દેશે ! પછી તમારૂં કામ પાર ! પણ વચન આપ્યું છે તે સત્તા મળતાં ભૂલી ન જતા—"

"કાસમ, તારા મુખમાં એ શબ્દો શોભે ?" કપટ ફુલાયો.

"પણ બીરાદર મહમદ માટે હું તમને અત્યારથીજ ચેતવી રાખું છું કે, કુલીન અને ચતુરને શીક્ષા કરવાને મહારાજા સમક્ષ ઉભા કરવામાં આવે તે વખતે મહારાજાને કહી મહમદને તેમણે કયાં કેદ કીધો છે તે જાણી લેજો !" કાસમે કહ્યું.

"અરે, તેઓ નહીં જણાવે તો તેમને ખાસડે ખાસડે મારીને મનાવીશું !" કપટ બોલ્યો—"તેમને શીક્ષા કરવાનું કામ મહારાજા મને સોંપે તો ઠીક ! હાઆસ ! તેમ થાય તો આટલા દીવસનું મ્હારૂં વેર વાળી મનની હોંસ પૂરી કરૂં !—"

એટલામાં ચોપદારે તેમની પાસે આવી કહ્યું "કપટરાયજી, આપને મહારાજાજી સત્વર મહેલમાં બોલાવે છે !"

"જાઓ, ચોર પકડાયા હશે, એટલે તેમને માટે બંદોબસ્ત કરવાનેજ મહારાજા બોલાવતા હશે !" કાસમ બોલી ઉઠયો.

"ચોર પકડાયા ?" કપટે ચોપદારને આતુરતાસહ પૂછ્યું.

"ચોર કેવા વળી ? મહરાજાની હજુરમાં તો કોઇ નથી!" ચોપદારે અજાયબી બતાવી.

"ત્યારે મહારાજ હજી બાગમાં પધાર્યા નથી?" કપટે પૂછ્યું.

"એમજ હશે! તમને પણ બાગમાં સાથે લઇ જવાની મહારાજાની ઇચ્છા હશે! જાઓ, વીલંબ ન કરો! હું અત્રે સીપાઇઓનો બંદોબસ્ત રાખું છું!" કાસમે ઉતાવળે કહ્યું.

"મહારાજા તો કુંવરીબા સહીત બાગમાંથી હમણાંજ મહેલમાં પધાર્યા પણ તેમની સાથે કોઇ ચોર તો નથી!" ચોપદારે જણાવ્યું.

"ચોર નથી પકડાયા ?" કપટે ગભરાઇને પૂછ્યું.

"નહીં! મહારાજા મહેલમાં પધાર્યા ત્યારે હું દોઢીપરજ હતો! કુંવરીબા અને તેમની બે સખીઓ સિવાય તેમની સાથે બીજું કાંઇજ નહોતું!" ચોપદારે જવાબ આપ્યો.

"હાલમાં મહારાજા પાસે કોણ છે અને તેઓ શું કરેછે?" કપટનો ગભરાટ વધવા માંડ્યો.

"મહારાજા પાસે બીજું કોઇ નથી, અને તેઓ ગુસ્સામાં બેઠા છે!" ચોપદારે જણાવ્યું. આથી કપટની હાલત કેવી થઇ હશે, તે અટકળવી સહેલ છે. તેના હોંસ ઉડી ગયા. તે થરથર ધ્રુજવા લાગ્યો. મહારાજા શા માટે પોતાને બોલાવતા હશે અને કોનાપર ગુસ્સે થયા હશે, તેના અનેક વિચારે તેને મહા મુંઝવણમાં નાંખ્યો. કાસમની સલાહ લેવા તેણે પાછળ નજર કરી તો તેને ત્યાં દીઠો નહીં. કાસમ તો ચોપદારની વાતચીત સાંભળીને ચેતી જઇ લાગ જોઈ પહેલાંથીજ ત્યાંથી સટકી ગયો હતો. હવે કપટ તદન હિંમત હારી ગયો, પણ મહારાજની આજ્ઞાને તાબે થયા વીના છુટકોજ નહોતો. કંપતો કંપતો તે ચોપદારની સાથે રાજમહેલમાં ગયો, અને રાજાને અનહદ ગુસ્સામાં બેઠેલ જોઇ એક પણ શબ્દ બોલ્યા વીના નમન કરી એક બાજુએ નીચું મસ્તક કરી ઉભો રહ્યો. કપટને જોતાંજ રાજાનો ગુસ્સો ઉભરી નીકળ્યો. મોટી ગર્જના કરી તે બોલી ઉઠયો—"કેમ નીચ કપટ! અમારી ભોળી નિર્દોષ કુંવરીને આમ ખોટી રીતે બદનામ કરીને

અમારી કીર્ત્તિને કલંક લગાડવાની તેં હિંમત કરી નહીં! હરામખોર, લુચ્ચા, પાજી! તેં કેમ કહ્યું કે બાગમાં કુલીન છે! ક્યાં છે તે બતાવ સત્વર નહીં તો તારી જીભ કાપી લઇશ!" રાજાની આંખો ગુસ્સાથી લાલચોળ થઇ રહી હતી, અને હોઠ કંપી રહ્યા હતા. કપટનું આખું શરીર પવનના સપાટામાં જેમ ઘાસનું તણખલું હાલે તેમ કંપવા લાગ્યું. તેની જીભજ ટુંકી પડી ગઇ, અને તેને લાગ્યું કે પોતાનું મોત સમીપ આવી પહોંચ્યું છે. તેણે અચકાતાં અચકાતાં જવાબ આપ્યો—"મહારાજ, કાસમ બાગપર પહેરો ભરતો હતો તેણે આ ખબર આપી હતી!"

"પણ કાસમ પહેરો ભરતો હતો છતાં તેણે કુલીનને બાગમાં દાખલ શા માટે થવા દીધો!" રાજાએ ગુસ્સામાં પૂછ્યું.

"શીરછત્ર, તેઓ તો દીવાલ ઓળંગીને બાગમાં આવ્યા હતા!" કપટે ગભરાટમાં જવાબ આપ્યો.

"ખરૂં, પણ કાસમે તેમને અંદર જોયા ત્યારે પણ કેદ શા માટે ન કર્યા! તેમને જોઇને તે ખબર તને આપવાને શા માટે આવ્યો! લુચ્ચા, તું તારા પિતાના શોકમાં હોવાથી ઘરમાંથી બહાર નીકળી શકે તેમ નથી તે કાસમ જાણતો હોવા છતાં તને એ ખબર આપવાને આવેજ નહીં! એમજ હતું તો કાસમ મહેલમાં અમને આવીને ખબર પહોંચાડત! નીચ પાપી, એક ગુન્હો કરીને તે છૂપાવવા માટે અસત્ય બોલી બીજો ગુન્હો કરેછે!"

"હું અસત્ય નથી બોલતો મહારાજ! મને કાસમેજ એ ખબર આપી હતી!" કપટે હાથ જોડીને ગભરાતાં ગભરાતાં કહ્યું

"હમણાં તેની ખાત્રી કરીએ છીએ!" રાજાએ ગુસ્સામાં કહ્યું અને તરતજ ચોપદારને બોલાવી કાસમને પોતાની સમક્ષ હાજર કરવાની આજ્ઞા કરી. થોડી વારમાં ચોપદારે કાસમને હાજર કીધો. રાજાનો ગુસ્સો હજુ શાંત પડ્યો નહોતો. તેણે કાસમને પૂછ્યું—"કેમ, કુલીન બાગમાં આવ્યા છે, એવી કપટને તેં કેમ ખબર પહોંચાડી?" રાજાનું ઉગ્ર સ્વરૂપ જોતાં કાસમના પણ ધાસ્તિથી હોંશ ઉડી ગયા. તેને પોતાનું મોત સમીપ આવેલું લાગ્યું, અને ગભરાટથી દબાયલે અવાજે તેણે હાથ જોડીને જણાવ્યું—"ખુદાવીંદ, મેં તેમને મારી આંખોએ બાગમાં જોયા હતા!"

"આંખોએ જોયા હતા તો ક્યાં છે?" રાજાએ વધુ ગુસ્સે થઇને પૂછ્યું.

"કોઇ રસ્તે તેઓ નહાસી ગયા હશે!" કાસમે અચકાતાં અચકાતાં જણાવ્યું.

"ત્યારે તમો સઘળા પહેરેગીરો શું કામ બજાવતા હતા? તમને બાગની રખેવાળીપર રાખ્યા છે તે કામ આવી રીતે બજાવો છો કે?"

"હું કપટરાયને ખબર કરવા ગયો એટલામાં તેઓ નહાસી ગયા હશે." કાસમે પોતાનો બચાવ કીધો.

"પણ એ ખબર કપટને પહોંચાડવાની શી જરૂર હતી? રખેવાળીપર તમને રાખ્યા છતાં બાગમાં જ્યારે કુલીન આવ્યો ત્યારે તેને કેદ કરી અમારી સમક્ષ હાજર કરવાની જરૂર હતી કે તેને બાગમાંજ રહેવા દઇ તે ખબર કપટને પહોંચાડવાની તમારી ફરજ હતી?" રાજાએ મોટે અવાજે પૂછ્યું-"લુચ્ચાઓ, તમારૂં પાપ અમે જાણી ગયા છીએ! અમારી કીર્ત્તિને કલંક લગાડવાનો તમો નીમકહરામો ધંધો લઇ બેઠા છો, પણ તેનાં ફળ તમે બરોબર ચાખશો!" આટલું જણાવી ચોપદારને બોલાવી આજ્ઞા કરી—"દરોગાને આજ્ઞા કર કે આ બંને નીમકહરામ પાજી કુતરાઓને બસો ફટકાઓ મારી છોડી મૂકવા!" આવી આજ્ઞા ફરમાવી કપટ તરફ કરડી નજરે જોઈ રાજાએ જણાવ્યું—"કપટ, તારા પિતાને સ્થાને તને દીવાનપદ સોંપવાની અમારી ઇચ્છા હતી, પણ તે પદને કેટલો લાયક છે તે આજે પૂરવાર થઇ ચુક્યું છે! હરામખોરો, યાદ રાખજો! ફરીથી આવી નીમકહરામી કરવાની હિંમત કરશો તો તમને હાથીના પગ તળે ચંપાવીને મારી નંખાવવામાં આવશે!" એટલામાં ચોપદાર દરોગાને તેડી આવ્યો. તેના હાથમાં એક લાંબો કોરડો હતો. રાજાની આજ્ઞા મળતાંજ પહેલાં કપટની પીઠપર ફટકા પડવા માંડયા. માર સહી ન શકવાથી કપટે બૂમરાણ કરી મૂકી, જેથી આખો રાજમહેલ ગાજી ઉઠયો. કપટ પછી કાસમની પણ તેવીજ અવસ્થા થઇ. બંનેની શીક્ષા પૂરી થતાં રાજાએ ગુસ્સામાંજ તેમને કહ્યું—"જાઓ પાપીઓ, તમારૂં કાળું કરો! ફરીથી એવું કામ કરવાની હિંમત

કરતાં પહેલાં તમારી જીંદગીની હયાતીનો વિચાર કરજો !" આ પછી રાજાની આજ્ઞાથી ચોપદાર તેમને મહેલની બહાર લઇ ગયો. સુજી આવેલા વાંસામાં ઉઠેલી બળત્રાની અસહ્ય વેદનામાં પીડાતા કપટ અને કાસમ ઘેર આવ્યા, એટલે હવે તેઓ બંને વચ્ચે સળગી, અને શીક્ષા ખમવા માટે તેઓ એક બીજાને દોષ આપવા લાગ્યા. "આજે તારે લીધે મારી સઘળી આબરૂ ધૂળ મળી ગઈ!" કપટે ગુસ્સામાં કાસમને કહ્યું—"અરે, કાલે પ્રભાતે તો મને દીવાનપદ મળનાર હતું, તે મનની હોંસ મનમાં રહી ગઈ, ને નફામાં માર ખાધી! તારી મહોકાણમાં બધો વાંસો સુજી આવ્યો છે, અને ચામડી ફાટી અંદરથી લોહી વહે છે!"

"વાહ! આ તો ચોર કોટવાલને દંડે તેમ થયું!" કાસમે ખીજવાઇને જણાવ્યું—"તમારે લીધે મારે આટલો બધો માર ખાવો પડયો! જહાનમમાં જાય કાન્તાકુંવરી અને કુલીન! મને શું એટલી બધી ગરજ પડી હતી કે કુંવરીના બાગમાં જઇ થકોરીની મોજડીઓનો માર ખાત! એ બધું તમારે માટે નહીં તો બીજા કોને માટે સહન કર્યું?"—"મારે માટે નહીં પણ પઇસા માટે! વજીર બનવું હતું તે માટે સઘળી મહેનત કરતો હતો, સમજ્યો!" કપટે ગુસ્સે થઇને જણાવ્યું-"કાન્તાકુંવરી મને મફતમાં મેળવી આપવા માટે તમે કંઇ આટલી મહેનત કરતા નહોતા! મારા સ્વાર્થ સાથે તારો પણ સ્વાર્થ હતોજ!"

"ઠીક છે ત્યારે હવે આજથી સલામ અલેકુમ! કપટરાય, તમારૂં ઇનામ તમનેજ મુબારક! હવે પઈસાથી બીજા કોઇ પાસે તમારૂં કામ કરાવજો! એક દોસ્ત તરીકે અમે તમારે માટે આટલી ગ્રહેમત ઉઠાવી તેનો આ નતીજો આપો છો, તો તમારા હાથમાં સત્તા આવતાં અમને ગરદનજ મરાવી નાંખો! ખુદાની એટલી પણ રહેમ કે, આટલામાંજ તમારી પરીક્ષા લેવાની તક મળી! માફ કરજો મહેરબાન તમને તકલીફ પડી તે માટે! તમે જાણો ને તમારૂં કામ જાણો! અમારી હોંશ તો તમે આજે પૂરી કરી નાંખી!" આમ કહી કાસમ જવાને ઉઠયો. હવે કપટને ધાસ્તિ લાગી કે, તેની મદદ વગર કાન્તા મેળવી શકાય તેમ ન હોવાથી તે હાથમાં નહીં રહે તો પોતાની હોંશ મનમાંજ

રહી જશે. આથી તેણે તદ્દન શાંત પડી જઇ કાસમનો હાથ પકડી તેને જતો અટકાવી હસીને કહ્યું "અરે દોસ્ત, જરા મશ્કરી કરી એટલામાં ગુસ્સો લાગ્યો! બેસ, બેસ!"

"એક તો વાંસાપર પડેલા મારથી વેદના બળે છે તેમાં વળી તમે આગમાં ઘી હોમતા હોય તેમ બોલે બોલથી હઇયામાં હોળી સળગાવો છો, એ તમારી મશ્કરી કેમ? મારૂં નાક કાપી લેવામાં તો કસર રાખી નથી! જવા દો, મને! નાદાનકી દોસ્તી ઓર જીકા જંજાળ! તમો સરખા નાદાન દોસ્ત કરતાં દાનો દુશ્મન ભલો! બેકદર માણસ પાસે બેસવાથી લાભને બદલે હાનીજ થાય છે!" કાસમે ગુસ્સામાં જણાવ્યું.

"અહોહો! ભાઇ, જરા મશ્કરી કરી તેમાં આટલો ગુસ્સો! ચાલો, આ બધી મારી કસુર! આ સઘળું મારે લીધેજ થયું તે પણ કબૂલ!" કપટ લટી ગયો. કાસમ પણ માની જઇ પાછો બેઠો. કપટે તેને વધુ છાપરે ચઢાવવા માંડયો—"તારા સરખો દોસ્ત ભરોસો આપી આમ નિરાશ કરે એ શોભે કે! મારી મુરાદ પાર પાડવાની આશાનો આધાર તું આમ રીસાઇ મને છોડી જાય તો પછી મારી કેવી હાલત થાય!" કાસમ હવે તદ્દન નરમ થઇ કપટનું કહેવું સાંભળતો હતો. કપટના કાલાવાલા ચાલુજ હતા—"પણ આજે ખુબ થઇ હોં યાર! આજની હાડમારીનું વેર ગમે તેમ વાળવુંજ જોઇએ!" કાસમ હવે ખુબ છાપરે ચ્હડી બોલી ઉઠયો—"હવે તો કુલીન રોજ કાન્તાના બાગમાં બેધડક આવશેજ. કેમકે, હું અગાઉથી કહેતો આવ્યો છું તેમ એ માટેજ તેણે આપણી સરહદપર પડાવ નાંખ્યો છે, પરંતુ હવે તેને ફરી જોતાં મહારાજને ખબર પહોંચાડવાની હિંમત ચાલતી નથી. ખબર આપવા જઇએ એટલામાં એ નહાસી જાય તો હવે જરૂર માર્યા જઇએ! હવે તો એવી કાઈ યુક્તિ શોધી કહાડવી જોઇએ કે આપણી જીંદગી જોખમમાં ન આવે અને મહારાજા પોતાની આંખોએ કુલીનને બાગમાં જોય!" કાસમ વિચારમાં પડયો અને તે થોડી વાર મુંગો રહી બોલ્યો—"અરે હા! એક ઉપાય છે—"

"શું છે ભાઈ?" કપટે આતુરતાથી પૂછયું.

"વીજયગઢના રાજા બલદેવસિંહની દરબારમાં શાંતીનાથ પંડીત નામનો એક ઘણોજ પ્રવીણ જોશી છે, અને તે રમલ નાંખીને આપણે જે કંઇ પૂછીએ તે ઝડપથી કહી શકે છે! અમુક માણસ આ સમયે કયાં છે, શું કરે છે અને તેને કેવી રીતે પકડી શકાશે? એ સઘળું રમલની ગણત્રીને આધારે તે બતાવી શકે છે! બસ! જો એ અહીં આવી આપણને મદદ કરે તો તમારી મુરાદ પાર પાડતાં વારજ લાગે નહીં!" કાસમે જણાવ્યું.

"પણ તેને આપણા હાથમાં કેવી રીતે લઇ શકાય?"

"મહારાજા બલદેવસિંહને મળીનેજ તો!" કાસમે જણાવ્યું.

"પણ તે માટે વીજયગઢ જવું જોઈએ! અને ત્યાં જાય કોણ? મહમદ હોત તો તમો બેમાંથી એકને ત્યાં મોકલત!"

"છટ! એમાં અમારાથી કંઇ વળે તેમ નથી! એ તમારૂં કામ છે! રાજા બલદેવસિંહને તમો કહેશો તેની વાત જુદીજ છે! તમારી માંગણી રાજા મંજુર રાખ્યા વગર રહેશેજ નહીં! વીજયગઢ કંઇ અહીંથી બહુ દૂર નથી! પચ્ચીસેક કોસનો માર્ગ છે, એ આપણે એક દીનમાં પહોંચી જઇશું!" આખરે એજ ઠરાવપર આવતાં કપટે કાસમના કહેવા મૂજબ કેટલુંક રોકડ નાણું તથા રાજા બલદેવસિંહને ભેટ ધરવા માટે કેટલુંક કીંમતી ઝવેરાત પોતાની સાથે લીધું અને ઝડપી ચાલના બે અશ્વો તૈયાર કરાવી તેજ સમયે તેઓ વીજયગઢ તરફ રવાને થયા. ઘરમાં કપટ પોતાના નોકરો વગેરે સઘળાઓને કહેતો ગયો કે, જો મહારાજાને ત્યાંથી કોઇ પોતાને તેડવા આવે તો કહેવું કે "પોતે બહુ બીમાર હોવાથી બીછાનેથી ઉઠી શકે તેમ નથી."

---

# પ્રકરણ ૧૦ મું.

—:o:—

## ચતુરની ચાલાકીનો બીજો નમુનો.

કાન્તાના બાગમાંથી બહાર નીકળીને કુલીન અને ચતુર મધ્યરાત્રી થતાં સુધીમાં પોતાના તંબુમાં પહોંચી ગયા. કુમારે પોતાનો પોશાક ઉતાર્યો પણ ચતુરે ન ઉતારવાથી કુલીને કહ્યું—

"ભાઇ, હવે પોશાક ઉતારી થાક દૂર કર! અમે પણ હવે નિંદ્રા લઇએ છીએ! રાત્રી ઘણી વીતી ગઈ છે!"

"કુમાર તમે સુખેથી પહોડો! હું તો શેરગઢ જાઉં છું."

"અત્યારે શેરગઢ શા માટે જવું છે?"

"રાજમહેલમાં અત્યારે શો રંગ ચાલે છે તે જાણવા! રાજા રામસિંહને આપણી ખબર કપટે અથવા તેના કોઇ જાસુસે પહોંચાડી તેનું પરીણામ શું આવ્યું તે અત્યારેજ જવાથી જણાશે!" આમ કહી ચતુર કુમારની રજા લઇ પાછો શેરગઢ તરફ રવાને થયો. માર્ગમાં તેણે પોતાની અઇયારીની ઝોળીમાંથી જોઈતી વસ્તુઓ કહાડી એક સ્થળે બેસી મહમદનું સ્વરૂપ ધારણ કર્યું અને પાધરો કપટને ઘેર ગયો. આ સમયે કપટ તો વીજયગઢ તરફ ગયો હતો, એટલે ઘરમાં રહેલા નોકરોએ એકાએક મહમદને જોતાં પૂછ્યું—"મહમદખાં, તમે કયાંથી આવ્યા?"

"અરે, હું તો જહાનમમાં ગયો હતો ત્યાંથી સહેલ કરીને પાછો આવ્યો છું, પણ કપટરાય કયાં છે?" આપણા વેષધારી મહમદે ઉતાવળે પૂછયું. નોકરોએ કપટ ઉપર વીતેલી હકીકત જણાવી અને છેવટે ઉમેર્યું કે "થોડી વાર પહેલાંજ કાસમ અને કપટરાય વીજયગઢ ગયા છે!"

"ત્યારે તો મારે પણ જવુંજ જોઇએ! તેઓ ઘોડાપર ગયા હશે માટે મારે વાસ્તે જલદી એક ઘોડો મગાવો!" આપણા મહમદે ફરમાવ્યું. તરતજ વડા નોકરે દરવાનને ઘોડો લાવવાને ફરમાવ્યું. થોડી વારમાં ઘોડો આવતાં તેપર સ્વાર થઇ આપણો મહમદ ત્યાંથી વીદાય થઇ પાછો ડેરે આવ્યો. આ વખતે કુલીનને હજી નિંદ્રા આવી ન હોવાથી ઘોડાની ખરીનો અવાજ સાંભળતા તંબુની બહાર આવી ચતુરને પાછો આવેલ જોઇ તેણે પૂછયું—"ભાઇ, ત્યાંના શા ખબર છે? આ અશ્વ કોનો?" ચતુરે સઘળી હકીકત કુલીનને કહી. બાકીની રાત આરામ લઇ પ્રભાતે ભોજન કરીને ચતુરે ફરી શેરગઢ જવાની તૈયારી કરી એટલે કુલીને હસીને પૂછયું—"રાતે તો કપટનો અશ્વ લાવ્યો, હવે આજે શું કરવું છે?"

"કુમાર, આજ કેવો રંગ જમાવું છું તે પાછો આવીશ ત્યારે જાણુશો ! બનશે તો કપટનું કાશળજ કહાડી નાખું છું !" ચતુરે કહ્યું અને શેરગઢ તરફ રવાને થયો. માર્ગમાં તેણે બીજુંજ સ્વરૂપ ધારણ કર્યું. ઉઘાડે માથે થઇ હાથ ને માથાપર ધુળ ચોળતો ગાંડા સરખો રડતો કકળતો તે રાજા રામસિંહની દરબારમાં ગયો. તેનું વિચીત્ર સ્વરૂપ તથા રીતભાત જોઇને દરબારમાં સઘળાઓને અજાયબી લાગી. તે કોણ છે અને શું કહેવા માંગે છે ? તે પૂછવાની રાજાએ કારભારીને આજ્ઞા કરી, જે મૂજબ પૂછવામાં આવતાં ચતુર રાજા સામે હાથ જોડી રડતો રડતો બોલી ઉઠયો—"ફરીયાદ, ફરીયાદ ! મહારાજા આપ ન્યાયીના રાજમાં મારા સરખા ગરીબને લુંટી લેવામાં આવે છે ! બચાવો મહારાજ, બચાવો !" આમ કહી ચતુર મ્હોટેથી છાતી અને માથું કુટી રડવા લાગ્યો. તેનો દયાજનક દેખાવ જોઈ રાજાના અંતઃકરણમાં દયા તેમજ વિસ્મયતા ઉપજી અને તેને પૂછ્યું— "તને કોણે લુંટી લીધો છે ?"

"મહારાજા, હું કપટરાયનો નોકર રામલાલ છું. ગઇ રાતે આપે શીક્ષા કરવાથી આપનું નીમક હરામ કરીને તે વીજયગઢના રાજા બલદેવસિંહ પાસે ગયો છે. અરે મહારાજ, મેં તેને બહુ વાર્યો, ને ઘણો સમજાવ્યો કે, આપ મહારાજનું લુંણ ખાઇને આમ કરવું નહીં. આથી મારાપર ગુસ્સે થઈ મને ખૂબ માર્યો." આમ કહી પોતાનો વાંસો બતાવતો હોય તેવું ડોળ ઘાલી જણાવ્યું—"જુઓ મહારાજ, ખાત્રી કરવી હોય તો મારો વાંસો ! અરે, મારાં હાડકાં ભાંગી નાખ્યાં છે ! હાય ! એટલેથીજ મને જવા ન દેતાં આટલા વરષની ચાકરી કરી મેં જે નાણું ભેગું કીધું હતું તે તમામ લુંટી લીધું છે ! હાય હાય ! મારી પાસે એક કોડી પણ રહી નથી ! હવે હું શું ખાઈશ ને મારે ઘેર કેવી રીતે પહોંચીશ ! અરેરે ! બાયડી છોકરાં જાણશે કે, રજવાડામાં ત્રણ વરષ ચાકરી કરીને મોટો ગાંસડો બાંધી આવ્યા હશે તેમને હું શું આપીશ ! મહારાજ બચાવો ! ગરીબ માર્યો જાઉં છું ! એ નીમકહરામ કપટ તો આપની સામે ચઢાઈ લાવવાને રાજા બલદેવસિંહને ઉશ્કેરવા ગયો છે !" આમ ચતુર મનમાં આવ્યું

તેમ બૂમો પાડવા લાગ્યો. તેની હકીકતથી રાજાને બહુ ગુસ્સો ચઢયો. તરતજ તેણે કપટને દરબારમાં હાજર કરવાની આજ્ઞા કરી. થોડી વારમાં ચોપદારે આવીને ખબર કરી કે કપટરાય બીમાર છે, અને બીછાનામાંથી ઉઠવા જેટલી પણ શક્તિ ન હોવાથી આવી શકે તેમ નથી !"

"જુઠું મહારાજ, હળાહળ જુઠું! આ ચોપદાર પણ એની સાથે મળી ગયો છે!" આપણો રામલાલ મ્હોટેથી બૂમ પાડી ઉઠયો—"મહારાજ, આપની નોકરીમાંના તમામ મુસલમાનો એને મળી ગયા છે! ખોટું કહેતો હોઉં તો ફરીથી તપાસ કરાવો!" તરતજ રાજાએ એક કારભારીને આજ્ઞા કરી–"કુંદન-રાય, તમે જઇને તપાસ કરી આવો!" કુંદનરાયે પણ જઈને થોડી વારમાં પાછો આવી જણાવ્યું "મહારાજ, કપટ ઘરમાં તો નથીજ, પણ તે કયાં ગયો છે તે તેના સેવકો જણાવતા નથી!" હવે રાજાની ખાત્રી થઇ કે, કપટ નકી વીજયગઢજ ગયો છે, પણ તે બાબતની વધુ ખાત્રી કરવા તેને ત્યાંના કોઇ નોકરને પકડી આણવાની આજ્ઞા કરી. તરતજ બે સીપાઇઓએ જઈ એક કમનસીબ દરવાનને પકડી દરબારમાં હાજર કીધો, એટલે રાજાની આજ્ઞાથી કુંદનરાય કારભારીએ તેને પૂછયું "જો મહારાજની હજુરમાં સત્ય હોય તે જણાવજે નહીં તો ભારી શીક્ષા થશે! બોલ, કપટ કયાં ગયો છે?" આ ધમકીની કંઇ દરકાર ન કરી પેલા દરવાને ખરો જવાબ ન આપતાં બીમારીનુંજ કારણ જણાવ્યું, એટલે આપણો રામલાલ બોલી ઉઠયો-"મહારાજ, જેવો શેઠ તેવો નોકર! કપટનો નોકર કપટ સરખોજ લુચ્ચો હોય! થોડો કુંદીપાક જમશે ત્યારેજ એ ખરૂં માનશે!" રાજાએ ગુસ્સે થઇ તરતજ તેને મારવાની આજ્ઞા કરી. તેને મારવાને ચોપદાર પોતાનો ડંડુકો ઉગામે છે તે પહેલાં તો તે હાથ જોડી ધાસ્તિમાં બૂમ પાડી ઉઠયો-"મહારાજ, મને ન મારશો! ખરેખરૂં કહું છું!"

"જોયું મહારાજ, કેવો ઠેકાણે આવ્યો! એ લુચ્ચાના સર-દારોને ઘાંચીની ઘાણીમાં પીલીને મારવા જોઈએ!" આપણા રામલાલે દાંત કચકચાવી જણાવ્યું. મારને ધાકે દરવાને કપટ

વીજયગઢ જવાનું કબૂલ કરવાથી રાજા ક્રોધાવેશમાં ગાજી ઉઠયો– "કપટના ઘરમાંના તમામ માણસોને બહાર કહાડી આજ્ઞા કરો કે, જો તેમની જીંદગી બચાવવી હોય તો તેમણે એક દીનમાં રાજ્યની બહાર ચાલ્યા જવું. એ સમય પછી તેઓમાંથી કોઇપણ આપણી હદમાં નજરે પડે તેને ગરદન મારવો! કપટના ઘરબાર લુંટી લઈ તેની તમામ મીલકત જપ્ત કરો, અને તેમાંથી જેટલું ધન રામલાલ ઉપાડી શકે તેટલું તેને આપી બાકીનું રાજ્યના ખજાનામાં જમા કરવું!" રાજાની આજ્ઞા સાંભળતાંજ આપણો રામલાલ અત્યંત આનંદમાં આવી નાચવા મંડી જઇ રાજાને હજ્જારો આશીર્વાદ આપવા લાગ્યો. કારભારી કુંદનરાય રાજાની આજ્ઞા અમલમાં મૂકવા કપટને ઘેર ગયો તે પહેલાં તો રામલાલ ત્યાં જઇ પહોંચ્યો ને કારભારી પ્રત્યે બોલ્યો "ચાલો પહેલાં મને મહોરો આપો કે હું તો ન્યાયી મહારાજાને આશીર્વાદ આપતો મારે ઘેર જઇ કુટુંબ કબીલાને મળું! જલ્દી કરો મહેરબાન! ગરીબને નકામો ખોટી કરી હેરાન શું કરો છો!"

"કેવો વિચીત્ર માણસ છે!" કુંદનરાય કંટાળીને બોલ્યો "તને તો તારી પોતાનીજ પડી છે! ઉભો રહે જરા! બીજું કામ બજાવીને પછી તારી હોંશ પણ પૂરી કરૂં છું! એટલી બધી ઉતાવળ શી છે?" આપણા રામલાલની ધીરજ કંઇ રહી શકે તેમ હતી? બસ, તેણે બૂમરાણ મચાવી મૂકી—"ફરીયાદ, ફરીયાદ! મહારાજ, આ આપનો કારભારી મને મહોરો નથી આપતો! મને મારી નાંખ્યારેએએએ!" આમ બૂમો પાડતો તે રાજદરબાર તરફ ચાલ્યો, એટલે કુંદનરાયે તેને પાછો બોલાવી સમજાવવા માંડયો—"અરે ભલા માણસ, એટલામાં મહારાજ પાસે ફરીયાદ કરવા શું જાય છે! લે તનેજ પહેલાંથી પતાવુંછું! બહુ વિચીત્ર માણસ છે તું તો!"

"હુંઅઅઅ! હવે કેવા ઠેકાણે આવ્યા!" રામલાલ બોલી ઉઠયો–"બૂમો પાડી મહારાજને ફરીયાદ કરવા જાત નહીં તો મારૂં બધું ધન ખાઈ જવાનો વિચાર હતો નહીં!"

"ઠીક તું જેમ કહે તેમ! લે તારૂં ધન!" કુંદનરાયે હસીને કહ્યું, અને તેની સામે હજાર મહોરનો ઢગલો કરાવ્યો.

"મહારાજાએ શી આજ્ઞા ફરમાવી છે તે કંઇ યાદ છે કે? અરે, એટલી મહોરો તો મારા એક ખીસામાંજ સમાઇ જશે! પછી હું ઉપાડીને શું લઇ જઇશ!" રામલાલે જણાવ્યું-"કેમ હજી દાનત બગડેલીજ છે? જાઉં મહારાજાને ફરીયાદ કરવા! આ તો દાતારી દાન કરે ને દળનારીના પેટમાં દુઃખે!"

"લે તારાથી ઉપડે એટલું ધન લઇ જા!" કુંદનરાયે કહ્યું અને આપણા રામલાલને કપટના ખજાના પાસે ઉભા રાખી જણાવ્યું-"આમાંથી તારાથી જેટલું ઉપડે તેટલું ઉપાડ!" તરતજ આપણા રામલાલજીએ પોતાની થેલીમાં, ઝોળીમાં, ખીસામાં, માથાપર અને છેવટ મ્હોમાં જ્યાં સમાયું ત્યાં ભરીને દસ હજાર મહોરો ઉપાડી પોતાનો રસ્તો લીધો. રાજાની આજ્ઞા મુજબ કપટનાં ઘરબાર અને ધન દોલત લુંટીને જપ્ત કરવામાં આવ્યાં અને તેનાં કુટુંબનાં સઘળાં સ્ત્રીપુરૂષો અને નોકર ચાકર રડતાં કકળતાં વીજયગઢ તરફ રવાને થયાં. રામલાલના વેષમાં ચતુર તો મહોરો લઈને કુલીનસિંહ પાસે ગયો, અને પોતાની સાથેના વજન સહીત તેની સામે બેસી ગયો. મહોરોનો ખણખણાટ થતાં કુલીને પૂછ્યું—"આજ તો શરીરમાંથી બહુ અવાજ નીકળે છે? કપટને ત્યાંથી કેવોક હાથ માર્યો છે?"

"કુમાર, આજ તો બેવડો લાભ થયો છે! એક તો આ મહોરોનો લાભ!" આમ કહેતાં તેણે પોતાની પાસેની મહોરો ખાલી કરીને મ્હોટો ઢગલો કર્યો ને જણાવ્યું—"આ સાથે શેરગઢમાંથી તો કપટનો કાંકરો દૂર કરી દીધો છે! રાજાએ તેનાં ઘરબાર જપ્ત કીધાં છે, અને હવે જો કપટ શેરગઢમાં આવે તો એક ઘડી પણ જીવવા પામે તેમ નથી!" આટલું કહી ચતુરે સઘળી હકીકત કહી, જેથી કુમારને અજાયબી લાગી અને તે સાથે બેહદ હસવું આવ્યું. "કુમાર, આટલી બધી સેવા બજાવી તે માટે શું ઇનામ આપો છો? આ પાપીનું ધન મને એમને એમ પચે તેમ નથી. તમારી તરફથી એમાં એટલી બીજી મહોરો ઉમેરો કે એ પવીત્ર થઈ જાય!" ચતુરે હસીને કહ્યું.

"પણ અત્રે એટલી બધી મહોરો કયાંથી લાવવી?"

"અત્યારેજ કોણ માગે છે? કબૂલ કરો એટલે થયું!" કુમાર હસ્યો અને પોતાની આંગળીમાંથી અમુલ્ય હીરાની વીંટી ઉતારી ચતુરની આંગળીએ પહેરાવતાં બોલ્યો—"ભાઇ, આ નજીવી મુદ્રીકા પૂરતી છે?!"

"ઇશ્વર તમારી મુરાદ પૂર્ણ કરો!" ચતુર આનંદસહ બોલ્યો —"કુમાર, હવે તમે નગરમાં પધારો કેમકે, મારે હવે વીજયગઢ જવાની જરૂર છે ત્યાં પાપી શા પ્રપંચ લડાવે છે તે તો જોઇએ!" મધ્યાન્હકાળનો સમય વીત્યા બાદ કુલીને પોતાનો પડાવ ઉઠાવવાની આજ્ઞા કરી, અને સાંજ પડતાં તેઓ કીર્ત્તિપુર જઇ પહોંચ્યા. આ તરફ કપટનાં ઘરબાર રાજાએ જપ્ત કરી લીધાની ખબર આખા શેરગઢમાં પ્રસરી રહી. રાજમહેલમાં મહારાણી રત્નવતી અને કાન્તા તથા ચકોરી, ચપળા વગેરે સર્વે એ બાત જાણી અત્યંત આનંદ પામ્યાં. રાજા રાજમહેલમાં પધારતાં રાણીએ આનંદસહ કપટ વિષેની હકીકત રાજાને પૂછી, એટલે રાજાએ તિરસ્કારસહ જણાવ્યું—"એ જબરો લુચ્ચો હતો! પાપીએ વિના કારણે આપણી લાડકી કુંવરી ઉપર કલંક લગાડયું!" આ તક જોઇ રાણીએ કુલીનની વાત છેડી. "પ્રાણનાથ!" રાણીએ ગંભીર અવાજે જણાવ્યું—"કુલીનકુમારને આપણે ત્યાં આવતા આપે શા વિચારે બંધ કીધા? મહારાજ, કાન્તાનો જન્મ થયો નહોતો ત્યારથી કુલીનકુમાર વારંવાર આપણા મહેમાન થઇ દીવસોના દીવસો રહી જતા હતા! કુંવરીનો જન્મ થતાં તેઓ બંને સાથે રમતાં હતાં તેથી તેમની વચ્ચે સ્નેહ બંધાઇ ગયો! એ સિવાય રાજા જગતસિંહ અને આપ જુદા છો અને શેરગઢ અને કીર્ત્તિપુર જુદાં રજવાડાં છે, એમ કોઇને લાગતું નહોતું. વળી રાજા જગતસિંહ આપનું વચન કદી ફેરવતા નહીં! કુંવરીના વીવાહ તો કુલીનકુમાર સંગેજ કરીશું, એમ આપે પણ વારંવાર ઈચ્છા દર્શાવી હતી! તેમની વચ્ચે બંધાયલા આવા દ્રઢ પ્રેમમાં ભંગ કરવા માટે પાપી કપટે આપને ભંભેરીને બંને રાજ્ય વચ્ચેનો સબંધ તોડી નંખાવ્યો! નાથ, અમારા આ કહેવા ઉપર આપ વિચાર કરશો તો આપને સત્ય જણાશે!"

" દેવી, તમારૂં કહેવું સત્ય છે ! " રાજાએ ગંભીર અવાજે જણાવ્યું—" અમારી મતી કેમ ગૂમ થઈ ગઇ હતી તે અમે પોતે સમજી શકતા નથી ! કુલીનકુમાર માટે અમારા અંતઃકરણમાં જે સ્નેહભાવ હતો તે શા માટે દૂર થઇ ગયો હશે ? ઓફ ! પાપી કપટે તો ગજબ કરી નાંખ્યો હતો ! "

" પાપી હજી શાંત પડયો નથી ! સાંભળવા મૂજબ એ વીજયગઢ ગયો છે ! " રાણીએ જણાવ્યું—" ભુંડો પોતાની ભુંડાઇનો ભાવ ભજવ્યા વગર કદી રહેશે નહીં ! તે અવશ્ય રાજા બલદેવસિંહને ઉશ્કેરશે ! "

" અરે, તેની કંઇ દરકાર નહીં ! જોઈ લઈશું ! " રાજાએ ભાર દઇને જણાવ્યું. થોડી વાર વાતચીત કરી રાણી કુંવરીના મહેલમાં ગઈ, અને રાજા ભવિષ્યના વિચારમાં ગુંથાઇ આસને બેઠો. દીવાનપદપર કોને નીમવો તેની તેને હવે ચિંતા લાગી. ભવિષ્યમાં આવનાર કટાકટીના સમયમાં દીર્ઘદ્રષ્ટિથી બંદોબસ્ત રાખે એવા કોઇ લાયકને નીમવાનો ઠરાવ કીધો, અને તે માટે ઉંડા વિચારમાં પડયો. આખરે રાજાએ પોતાના નાયબવજીર ધવલરાયને દીવાનપદે નીમવાનો નિશ્ચય કર્યો. ધવલરાય પણ તે પદને દરેક રીતે લાયકજ હતો. તે સત્યવાદી, ન્યાયી, દયાળુ અને ભલો હતો, તેમજ રાજકાજમાં પણ દરેક વાતે પ્રવીણ હતો. શુભ મુહુર્ત જોઇ રાજાએ ધવલરાયને દીવાનપદે મુકરર કર્યો, જેથી આખી પ્રજામાં સંતોષ અને આનંદ પ્રસરી રહ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

—+++—+++—

### ચંડાળ ચોકડી અને પાંચમા પંડીતજી.

મધ્યાન્હકાળનો સમય હતો. સૂર્યનો ઉગ્ર તાપ પ્રાણી માત્રને અસહ્ય થઈ પડયો હતો, જેથી સર્વ કોઇએ પોતપોતાના આરામ સ્થાનમાં આશરો લીધો હતો. માર્ગમાં નિર્જનતા છવાઇ ગઈ હતી. આ સમયે વીજયગઢની પાદરે આવેલા એક વિશાળ તળાવપર કપટ અને કાસમ એક આમલીના ઘટાદાર વૃક્ષ તળે આ-

શ્રમ લેવાને બેઠા હતા. તેમના અશ્વ તેમની સામેના ઝાડનાં થડ સાથે બાંધેલા ઉભા ઘાસ ચરતા હતા. કાસમ અને કપટ તરતનાજ ભોજન કરી વાતો કરતા બેઠા હતા. "આપણે નગરમાં કયારે જઇશું ?" કપટે કાસમને પૂછયું.

"દીવસ નમતે દરબારને વખતે આપણે પહોંચી જઇશું કે રાજાની મુલાકાત થતાં વીલંબ નહીં લાગે." કાસમે કહ્યું.

"ઠીક! યાર, કુલીન અને ચતુરને પકડી તેમને ઠાર કરવાને મારૂં મન બહુ તલપી રહ્યું છે." કપટ ગુસ્સાસહ બોલ્યો.

"બધું થશે! જુઓ તો ખરા! રાજા બલદેવસિંહના અઇયારો અને શાંતીનાથ જોશીજીની મદદ મળી એટલે આપણે જે કાંઇ ધારીશું તે કરી શકીશું! પછી તમને કાન્તકુંવરી મળી એમ સમજીજ રાખવું!" કાસમે ગંભીરતા સહ જણાવ્યું.

"આપણાથી બની શકે તો આખું કીર્તિપુર રાજ્ય પાયમાલ કરી નાંખવું!" કપટ હવાઇ કીલ્લા બાંધવા લાગ્યો.

"રાજા બલદેવસિંહની મદદ મળી એટલે બધું બની શકશે! કીર્ત્તિપુર અને આપણા શેરગઢના રાજ્યો સાથે મળી જાય તો પણ રાજા બલદેવસિંહની બહાદુરી અને લશ્કરી જોર આગળ તેઓ તણખલા સમાન છે! એક વાર તમે રાજા બલદેવસિંહને મળી આપણા પક્ષમાં લ્યો પછી જુઓ કે કેવા રંગ ઝામે છે!" કાસમ બોલ્યો. આમ મનમાં અનેક હવાઈ કીલ્લાઓ બાંધવામાં કાળ ગુમાવી દીવસ નમતાં તેઓ ઘોડેસ્વાર થઇ નગરમાં દાખલ થયા અને રાજદરબારમાં જઇ પહોચ્યા આ સમયે રાજા બલદેવસિંહ પોતાના રાજકાજમાંથી પરવારીને દીવાન સંગે પ્રજાની સ્થીતિ સંબંધી વાતચીત કરતો બેઠો હતો, એટલામાં કપટે દરબારમાં હાજર થઇ રજવાડી રીવાજ મુજબ નમન કરી પોતાની પાસેનું ઝવાહીર ભેટ ધર્યું. રાજા પણ કપટને સારી પેઠે ઓળખતો હોવાથી તેને આસને બેસાડી શેરગઢની તથા તેના પિતાના મરણ સંબંધી ખબર અંતર પૂછી, જે સઘળાના ઘટતા જવાબ આપ્યા પછી રાજાએ તેના આવવાનું કારણ પૂછતાં કપટે જણાવ્યું—"મહારાજ, ખાસ કારણને લીધેજ આપની હજુરમાં આવવાની જરૂર પડી છે, પણ જે હકીકત હું આપને જણાવવા અત્રે આવ્યો

છું તે તદન ખાનગી અને ઘણીજ અગત્યની છે, તેથી આશા છે કે આ સેવકને એકાન્તમાં આપની મુલાકાત લેવાનો લાભ આપશો.” કપટની અરજ રાજાએ ઘણી ખુશીથી મંજુર રાખી, અને તે એવી તે શું ખાનગી અને અગત્યની હકીકત જણાવવા માગે છે તે જાણવાની આતુરતા ઉપજતાં રાજાએ તરતજ દરબાર બરખાસ્ત કરી, અને થોડી વાર પછી કપટને પોતાના મહેલમાં તેડી આવવાની પોતાના દીવાનને આજ્ઞા કરી પોતે મહેલમાં પધાર્યો. આજ્ઞા મૂજબ દીવાન કપટને રાજાની હજુરમાં તેડી ગયો, જ્યાં રાજાએ તેને પોતાની હકીકત જણાવવાની આજ્ઞા કરવાથી કપટે પોતાના આવવાનું કારણ જણાવ્યું. રાજા રામસિંહ સામે બલદેવસિંહને ઉશ્કેરવા તે બોલ્યો “મહારાજ, શેરગઢની પ્રજાનું દુઃખ મટાડવાને આપે ઇચ્છા કરવાની આ તક બહુ સારી છે, અને આપની એ ઈચ્છા હાલમાં પાર પડતાં બહુ મુશ્કેલી નડે તેમ નથી કેમકે, રાજા રામસિંહનું લશ્કર હાલમાં તદન અવ્યવસ્થિત થઇ ગયું છે. આ સાથે વળી લશ્કરમાં ઘણે ભાગે મુસલમાન સીપાઇઓજ છે, તેઓ સઘળા મારા હાથમાં છે, એટલે આપના લશ્કરે શેરગઢની સરહદપર પડાવ નાંખ્યો કે તરતજ રાજા રામસિંહ આપને શરણે આવી રક્ષણ માંગશે! વળી રાજા રામસિંહની કુંવરી કાન્તાના રૂપગુણનું વર્ણન હું આપને શું કહું?! સૌંદર્યમાં તેણીની જોડી આખી દુનિયામાં મળવી મુશ્કેલ છે. કીર્તિપુરના રાજા જગતસિંહનો કુંવર કુલીન તેની સંગે પરણવા તલપી રહ્યો છે, પણ કાગડાની કોટે રત્નની માળા કદી શોભે? દુનિયામાં આપ સરખા રત્ન નથી શું? મહારાજ, એ રમણીરત્ન બાયલા કુલીનના હાથમાં જવા દેવું જોઇએ નહીં!” આ મૂજબ રાજા બલદેવસિંહને ઘણું સમજાવી કપટે તેને ખુબ છાપરે ચઢાવ્યો, અને શેરગઢ ઉપર એકદમ ચ્હડાઇ કરવાને પોતાની સાથેજ તેનું લશ્કર મોકલવાની અરજ કરી. કાન્તાના સ્વરૂપનાં વખાણ સાંભળીને તેણીને મેળવવાની રાજા બલદેવસિંહને પણ બહુ જીજ્ઞાસા ઉત્પન્ન થઈ, પણ તે પાર પાડવા માટે શેરગઢ ઉપર ચઢાઇ કરવાને એકદમ લશ્કર મોકલવાની કપટની સુચના તેને પસંદ પડી નહીં તેથી

તેણે કપટને કહ્યું—" શેરગઢપર ચઢાઈ મોકલવાની અમને કંઇ અગત્ય જણાતી નથી કેમકે, બીજે રસ્તે અમે એ ઇચ્છા પાર પાડી શકીએ તેમ છે! બસ, પહેલાં તો અગારા અઇયારોને અમે એ કામ સોંપીશું, પછી વખત આવશે ત્યારે જોઈ લઈશું! અમારી દરબારમાં છ અઇયારો છે તેમાંથી ચાર અઇયારો અને પાંચમા જોશી શાંતીનાથ પંડીતને અમે તમારી સાથે મોકલીશું. પછી જરૂર પડશે તો અમે પણ પાછળથી લશ્કર સહીત આવી પહોંચીશું."

" મારી સાથે કયા અઈયારોને મોકલવાની આપની ઇચ્છા છે?" કપટે આનંદમાં આવી પૂછયું.

" ચમનરાય અને ઘસીટાસિંહને અમારી પાસે રાખીશું અને ભૈરવનાથ, બદ્રીનાથ, વીરકાળ, તેમજ નારાયણસિંહને તમારી સાથે મોકલીશું!" રાજાએ જવાબ આપ્યો, અને ચોપદારને બોલાવી ઉપલા ચાર અઇયારો અને પંડીતજીને પોતાની હજુરમાં મોકલવાની આજ્ઞા કરી. થોડી વારમાં ચારે અઇયારો પંડીતજી સહીત આવી પહોંચ્યા. રાજાએ તેમને કપટ સાથે શેરગઢ જવા-ની આજ્ઞા કરી અને ત્યાં એમણે શું કામ બજાવવું છે, તે વિષે પૂરતી સમજણ આપી કેટલીક સુચનાઓ કરી છેવટે કહ્યું—" એ સિવાય બીજી કશી બાબતમાં તમને મુંઝવણ પડે તો કપ-ટરાય ખુલાસો કરશે! પણ તમોએ કેટલું કામ બજાવ્યું છે તેના સમાચાર અમને વારંવાર જણાવજો." આમ તેઓ ત્યાં વાત-ચીત કરતા બેઠા હતા, એટલામાં ચોપદારે આવી નમન કરી અરજ કરી—" મહારાજ દોઢીપર કેટલાક સ્રીપુરૂષો આવી આપને અરજ કરવાને ઉભા છે. તેઓ કપટરાયનાં સગાં સબંધી તરીકે પોતાને ઓળખાવે છે, અને એમ જણાવે છે કે, કપટરાય આપ શીરછત્ર પાસે આવ્યા તેની ખબર રાજા રામસિંહને પડતાં તેમણે કપટરાયનાં ઘરબાર લુંટી લઇ તેઓ સઘળાંને પોતાના રાજ્યમાંથી હાંકી કહાડયાં, તેથી તેઓ આપના સાહ્યતા મેળવવાને અરજ કરવા આવ્યાં છે!" આ સાંભળતાંજ કપટના હોશ ઉડી ગયા, અને આતુર ચહેરે તેણે રાજા તરફ જોયું. તરતજ રાજાએ તેમને અંદર મોકલવાની ચોપદારને આજ્ઞા ફરમાવી. અંદર આવ્યા

પછી રાજાના પૂછવાથી તેમણે સઘળી હકીકત કહી સંભળાવી. કપટ અને કાસમ સંગે ત્યાં મહમદને ન જોતાં જે બુઢા સેવકે તેને અશ્વ આપી વીજયગઢ તરફ રવાને કીધો હતો તેણે કપટને પૂછયું—"બાપુ, મહમદ આપને મળ્યો હશે ?"

"કયાં છે મહમદ વળી ? અહીં તો તે આવ્યો નથી !" કાસમ બોલ્યો.

"અત્રે નથી આવ્યો ત્યારે એ કયાં ગયો હશે ? આપ જે રાત્રે અત્રે આવવાને વીદાય થયા તેજ રાત્રે થોડી વાર પછી તે મહેલે આવ્યો હતો, એટલે અમે તેને આપની હકીકત જણાવી આ તરફ રવાને કીધો હતો !" બુઢા નોકરે જણાવ્યું. આથી સઘળો ભેદ તરત ખુલ્લો થઇ ગયો, અને કાસમ બોલી ઉઠયો—"બસ, બસ, મહમદ કોણ હતો તે જાણવું મુશ્કેલ નથી ! તે ચતુરજ હોવો જોઈએ ! આપણ અત્રે આવવાની ખબર રાજા રામસિંહને આપી તમામ ફીસાદ તેણે મચાવ્યો છે !" આ સાંભળી કપટના સઘળા સેવકો દીંગમૂઢ સરખા ઉભા રહી ગયા. કપટની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં, અને તે હાથ જોડી રાજાને કંઈ અરજ કરવા જતો હતો, એટલામાં તેને ધીરજ આપવા રાજાએ કહ્યું "કપટરાય, તમે લેશ પણ ચિંતા કરશો નહીં ! હજી શું વહી ગયું છે ? રાજા રામસિંહ તમને આમ લુંટી લઇને શું સુખે બેસી શકશે ? તમે અમારી સાહ્યતા માગવા આવ્યા છો, તે અમારે આપવી જ જોઇએ ! બસ, તમને થયલા ગેરઇનસાફનું વેર અમે રામસિંહ ઉપર લઇશું ! તમારા કુટુંબ માટે સર્વ પ્રકારનો યોગ્ય બંદોબસ્ત કરીશું !" કપટને આથી ધીરજ મળી. રાજા બલદેવસિંહે તરતજ કપટનાં કુટુંબ માટે ઉતારાનો બંદોબસ્ત કરવાની આજ્ઞા કરી. થોડા દીવસ વીજયગઢમાં ગાળી કપટ રાજાની આજ્ઞા લઇ ચાર અઇયારો તથા જોશી શાંતીનાથ અને કાસમ સહીત શેરગઢ રવાને થયો. રાજાના અઇયારોએ જાતજાતનાં પોશાક તથા અઇયારી માટેની દરેક વસ્તુઓ તેમજ હથીયારો પોતાની સાથે લીધાં હતાં. પંડીતજીએ પણ પોતાનાં પાનાંપુસ્તક તેમજ તે પણ થોડી ઘણી અઇયારી જાણતો હોવાથી કેટલીક તેને લગતી અગત્યની વસ્તુઓ સાથે લીધી હતી. [illegible] કીર્તિપુર

જવાનો પણ તેમણે વિચાર કીધો હતો. આપણે પણ તેમની સંગે મુસાફરીએ નીકળી જોઇએ છીએ કે તેઓ કયાં જાય છે અને શું કરે છે? પણ તે પહેલાં શેરગઢ અને કીર્ત્તિપુરના મુલકો વિષે વાંચનારને અગાઉથીજ થોડીક માહીતી આપવાની જરૂર છે. શેરગઢ અને કીર્ત્તિપુરના મુલકોમાં ઘણો ભાગ પહાડી પ્રદેશ હતો. ઘીચ ઝાડીવાળાં જંગલો પણ ઘણાં હતાં. ચંદ્રપ્રભા અને કર્મનાસા નદીઓ આ પહાડી મુલકમાં વહેતી હતી. પહાડોમાં કુદરતને હાથે બનેલી મ્હોટી મ્હોટી ખાઇઓ અને ગુફાઓ, વગેરે ઘણાં રમણીક સ્થાનો હતાં. વર્ષા રૂતુમાં તો આ પ્રદેશની સુંદરતા કંઇ ઓરજ શોભી નીકળતી હતી. કાચ સરખા નીર્મળ જળના સુંદર ઝરાઓ ઠેકાણે ઠેકાણે વહી રહેતા હતા. વીજયગઢથી કપટ સાથે નીકળેલા અઇયારો નગરમાં ન જતાં શેરગઢની પાસેના આવા એક મનહર જંગલમાં પડાવ નાંખી રહ્યા હતા. તેઓએ એવો ઠરાવ કીધો કે, સઘળાઓએ સાથે ન જતાં જુદે જુદે વેષે નગરમાં જવું, અને અઈયારી ચલાવવી, પણ જરૂર પડે ત્યારે તેજ જંગલમાં આવીને સીટી વજાડવી. જે સાંભળીને સઘળાઓએ ભેગા મળવું, પણ એ અઇયારોમાં સઉથી વધારે ચાલાક અને હુશીયાર અઈયાર બદ્રીનાથને એ માર્ગ પસંદ પડયો નહીં, અને તેણે કહ્યું "ભાઇઓ, એટલી બધી ઉતાવળ કરવા પહેલાં જરા દુશ્મનોનો પણ કંઈ વિચાર કરો! આપણને કેવા માણસો સાથે કામ લેવાનું છે, તેનો જરા ખ્યાલ કરો! એક તો આપણે તેમને ઓળખતાજ નથી, ત્યારે ધારો કે, હમણાં આપણે અજાણતાં કોઈ દુશ્મનના હાથમાં સપડાઈ ગયા તો પછી શું કરવું, માટે પહેલાં તો આપણે જુદે જુદે વેષે નગરમાં જઇ રાજ્યદરબાર અને રાજમહેલમાંના તમામ માણસો ને દાસીઓ અને છેક રાણી, વગેરેને સારી રીતે ઓળખવાં જોઇએ. તેમની રીતભાત અને નામ, વગેરે પણ જાણી લેવા જોઇએ!" બદ્રીનાથની આ સલાહ સઘળાને પસંદ પડી અને કપટ જાણે પોતાની મનકામના પારજ પડી ગઇ હોય તેમ ઉત્સાહ સહ બોલી ઉઠયો "એ સઘળું જાણવાની તમને બહુ મુશ્કેલી નડશે નહીં. ઘણી ખરી બાબતો તો કાસમ તમને અત્યારથીજ જણાવી દેશે!" કાસમે તેમને શેર-

ગઢની દરબાર અને રાજ્યમહેલમાંના તમામ માણસોનાં નામો અને સાથે બની તેટલી તેમના રૂપરંગ અને રીતભાત વગેરેની પણ ઓળખાણ આપી. આમ કેટલીક માહીતી મેળવ્યા બાદ અઈયારોએ હવે પોતાનું કામ ચાલુ કર્યું. જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરી શેરગઢ જઇ રાજ્યમહેલનો રંગ જોવાને તેમાં પ્રવેશ કીધો, અને તેમાંના સઘળા સ્થાનો વગેરે જોઇ આવ્યા, પણ ચકોરીની ચાલાકી આગળ તેમને પોતાની ચાલાકી અજમાવવાની તક મળી નહીં. આમ થોડા દીવસો જોઇતી ખબર મેળવવાને ગાળ્યા પછી તેમણે પોતાની અઇયારીની જાળ ત્યાં પાથરવા માંડી.

---

## પ્રકરણ ૧૨ મું.

### નવી બાજીની રચના.

કીર્ત્તિપુરના કીલ્લાની બહાર ચંદ્રપ્રભા નદીના કીનારાપર કુલીનકુમાર ચતુર અને બીજા કેટલાક માણસો સહીત સંધ્યાકાળની શોભા નીહાળતો બેઠો હતો. એક તરફથી વહેતી ચંદ્રપ્રભા નદી સામી બાજુએથી વહી રહેલી કર્મનાસા નદી સાથે કીલ્લાની નીચે મળી જઇ વધુ જોરથી પ્રવાહ વહેતો હતો. જે સ્થાને કુલીન અને ચતુર બેઠા હતા ત્યાં નદીનો પટ બહુ પહોળો ન હોતો. સામી બાજુના કીનારાપર આંબા, આમલી, આશોપાલવ, વગેરે જાતજાતનાં મ્હોટાં ઝાડોનું ઘાડું જંગલ હતું, જેમાં અસંખ્ય મોરનાં ટોળાં કલ્લોલ કરી રહ્યાં હતાં. પોતાની પ્રીયાને પૂકારવાને મયુરના સાદ સાથે ઝાડોપર કુદી રહેલા વાંદરાઓનો કલરવ મળી જવાથી તે સ્થાન ગાજી રહી અપૂર્વ આનંદી બની રહ્યું હતું, પરંતુ કાન્તાના વિરહની વેદનાએ પિડાતા કુલીનના હૃદયને આથી લેશ પણ શાન્તી વળવાને બદલે તેનાં દુઃખમાં વધારો થતો. તેની મુખમુદ્રા ઉપર ઉદાસી છવાઇ ગઇ હતી. મોરના અવાજથી તેનું અંતઃકરણ જાણે તીરોથી ભેદાઇ જતું હતું. વાંદરાઓના કલરવનો અવાજ વજના કારી ઘા સરખો પિડાકારી લાગતો હતો. ધીમે ધીમે વહેતો શીતળ સંધ્યાવાયુ તેના શરી-

રને ગરમ લાગતો હતો. ચતુર તેને અનેક પ્રકારે સમજાવતો હતો તેથી જાણે તેના હૃદયના જખમ ઉપર મીઠું રેડાતું હતું. નદી તરફ દ્રષ્ટિ માંડી ઉંડા નિસાસા નાંખતો તે મુંગો મુંગો બેઠો હતો, એટલામાં તેમનાથી થોડેક દૂર નદી કીનારાપર એક સાધુ હાથમાં ખંજરી લઇ મ્હોટે અવાજે ગાતો સંભળાયો. તેના અવાજે ચતુરનું ધ્યાન ખેંચ્યું અને પાછળ ફરી જોતાં તેની સાધુ પર નજર પડી. આ સાધુએ ભગવા રંગની કફની પહેરી હતી. તેને કપાળે સફેદ ચંદનનું મ્હોટું રામાનંદી તીલક હતું. તેના ભજનના કેટલાક શબ્દો ચતુરને કાને પડવાથી તેની જીજ્ઞાસા ઉશ્કેરાઇ અને તે એક ચિત્તે સાંભળવા લાગ્યો, એટલે ભજનના નીચલા શબ્દો સાંભળ્યાઃ—

બેફીકરા થઇ શું બેઠા છો ? થાઓ જલદી તઈયાર,
વીજય જઇ લાવ્યો કપટ, ચતુર ચાર અસ્યાર,
સાથે વળી પંડીતજી રમલમાં બહુ હુશીયાર,
ચેતો, જાગો કંઇ કરો ભવિષ્યનો વિચાર.

આટલા શબ્દો સાંભળતાંજ ચતુરે ફરીથી સાધુ તરફ નજર કરી. આ સમયે તે સાધુની નજર પણ તેમની તરફજ હતી. પોતાની તરફ ચતુરની નજર જોઇ તે સાધુ પોતાના દાંત બતાવતો ત્યાંથી ચાલ્યો ગયો. કાન્તાનાં રટણમાં ગુંથાયલા કુમારને આ સઘળાનું કંઇ પણ ભાન નહોતું. તેની નજર તો નદીના વહેતાં પાણી ઉપર ઠરી રહી હતી. સાધુ નજર આગળથી દૂર થતાંજ ચતુરે કુમાર તરફ ફરી જોયું અને તેને મૂઢ સરખો બેઠેલ જોઇ ઢંઢોળી કહ્યું—“ કુમાર, કુમાર ! ” પણ કુલીને તે ન સાંભળ્યાથી તેણે તેનો હાથ પકડી ખેંચ્યો, જેથી કુલીન પોતાના વિચારમાંથી ચમકી જાગૃત થયો અને પૂછયું “ કેમ ? ” ચતુરે તેનાં ચિત્તની સ્થીતિ જાણી જઇ તે સ્થળે વધુ વાર બેસવાનું યોગ્ય ન ધારી કહ્યું “ ચાલો કુમાર, મહેલમાં જઇએ ! ” કુલીન સાવધ થઇ ઉભો થયો, અને તેઓ બંને કુલીનને મહેલે આવ્યા. અત્રે તેઓ એકલાજ હતા. આસને બેસતાં ચતુરે કહ્યું “ કુમાર ચિત્ત સ્થીર કરો ! તમને એક અગત્યની બીના કહેવી છે ! ”

“ અમારૂં ચીત્ત સ્થીરજ છે ! કહો ! ” કુલીને કહ્યું.

"ક્યારે રાજા બલદેવસિંહ પાસે મદદ મેળવવાને વીજયગઢ ગયો તે તમે જાણો છો ખરૂં!" ચતુરે કહ્યું—"અને તેના પરીણામમાં રાજા બલદેવસિંહે તેને મદદ આપી, પોતાના ચાર અઇયારો અને પાંચમા શાંતીનાથ જોશીજીને કપટની સાથે શેરગઢ મોકલ્યા છે. જોશી રમલ નાંખવામાં બહુ પ્રવીણ છે. કાસમ તો પહેલાંથીજ તેમની સાથે છે. દુશ્મનોની સંખ્યા મ્હોટી થઇ છે, એટલે તેઓ કંઈ ઓછું તોફાન નહીં મચાવે, માટે હવે આપણે સાવધ રહેવું જોઇએ. તેઓમાંથી કોઇ પણ આપણા નગરમાં આવી જરૂર તમને ફસાવવાની તજવીજ કરશે માટે તમે સાવચેત રહેજો, અને મારા સિવાય બીજા કોઇ સાથે કદી પણ કોઈ સ્થળે જતાજ નહીં, તેમજ કોઇ કંઇ પણ આપે તે કદી ખાશો નહીં કે એકાદ ફુલ આપે તો તે સુંઘશો પણ નહીં! મારૂં સ્વરૂપ ધારણ કરીને પણ તેઓ કદાચ આવે તો તેમાં કંઈ અજાયબ થવા જેવું નથી, પણ તે જાણવા માટે જુઓ, આ મારી જમણી આંખમાં નીચેના ભાગમાં એક તલ છે, જેની કોઇને ખબર નથી. હવેથી દીવસમાં જેટલી વાર તમારી પાસે આવીશ તેટલી વાર એ તલને છૂપી રીતે બતાવી હું તમને મારી ઓળખાણ આપીશ અને જ્યારે તેમ ન બતાવું ત્યારે જાણવું કે તે આવનાર મારૂં સ્વરૂપ ધારણ કરનાર કોઇ અઇયાર છે!" આ સિવાય બીજી કેટલીક વાતો કહી ચતુરે કુમારને પૂરતી રીતે સાવધ કર્યા પછી છેવટે કહ્યું—"હવે હું રજા લઉં છું કેમકે, દુશ્મનોની હીલચાલપર બારીક નજર રાખવા આજે શેરગઢ જવાની જરૂર છે, માટે મહારાજ અથવા પિતાજી મારે માટે પૂછે તો તમને યોગ્ય લાગે તે જણાવજો." આટલું કહી તે જવાને ઉઠયો. જતાં જતાં ફરી તેણે કુમારને કહ્યું—"મેં કહ્યું છે તે યાદ રાખી સાવધ રહેશો નહીં તો દુશ્મનોના હાથમાં સહજમાં ફસી પડશો!" પછી ચતુર પોતાને ઘેર ગયો, અને થોડીક રાત્રી આરામ લઇ પ્રહર રાત્રી રહેતાં અઇયારીની થેલી સજ કરી શેરગઢ તરફ રવાને થયો. આ તરફ ચકોરી પણ દુશ્મનોની હીલચાલ તપાસવાને રાત્રીએ પુરૂષના વેષમાં નીકળી હતી. મધ્ય રાત્રી સુધી નગરચર્ચા નીહાળી ચંદ્ર પ્રકાશ ખીલી નીકળતાં કીર્તિપુર જઇ ચતુરને મળવાની ઇચ્છાથી

તે નગર બહાર ચાલી. ચતુર શેરગઢ તરફ આવતો હતો એટલે માર્ગમાં બંનેનો મીલાપ થઇ ગયો. ચતુર પોતાના અસલ સ્વરૂપમાં હોવાથી ચકોરીએ તરતજ તેને ઓળખી કહાડયો, પણ ચતુર પોતાને ઓળખી નહીં શકે તેટલા માટે તેની સામા જઇ તેણીએ પોતાના અસલ અવાજે પૂછ્યું—“ કેમ કઇ તરફ સીધારો છો ચતુરસિંહજી ? ”

“અહોહો ! ચકોરી, તમે છો ! આ વેષે આ સમયે આ તરફ ક્યાં સવારી ઉપડી?” ચતુરે તેણીને ઓળખી કહાડતાં જણાવ્યું “હું તમો તરફ આવતો હતો.”

“હું પણ તમને મળવાનેજ આવતી હતી. રાત્રીએ દુશ્મનોની હીલચાલ તપાસવા નીકળી હતી એટલામાં વિચાર થયો કે, આજ ઘણા દીવસથી તમારો મીલાપ થયો નહતો તે તમને મળું તો ખરી, એટલે નીકળી પડી હતી !” ચકોરીએ જણાવ્યું.

“ચાલો, ઠીક મળી ગયાં. મારે તમને ઘણી અગત્યની હકીકત કહેવી હતી. આવો અત્રેજ એક બાજુએ બેસી આપણે વાતચીત કરીએ.” ચતુરે જણાવ્યું, અને તેઓ રસ્તાની બાજુએ વડના એક વૃક્ષની આસપાસ બાંધેલા પથ્થરના ચોતરાપર બેઠાં, એટલે ચતુરે કહ્યું. “કપટ વીજયગઢ ગયો છે, ત્યાંથી રાજા બલદેવસિંહે તેને મદદ માટે પોતાના ચાર અઇયાર અને પાંચમા શાંતીનાથ જોશીને આપી આ તરફ મોકલ્યો છે.–”

“ત્યારે તો દુશ્મનોનું જોર બહુ વધી ગયું !”

“અને તેમની સામે ટક્કર લેનાર તો આપણે બંનેજ છીએ. તેઓ શેરગઢ આવી પહોંચ્યા છે, અને છૂપે વેષે દરબાર અને મહેલના રંગ તપાસે છે, માટે હવે તો આપણે બહુજ સાવચેત રહેવાની જરૂર છે કેમકે, તેઓ મહારાજ રામસિંહજીને પણ પકડી જાય તો કંઇ અજબ થવા સરખું નથી !” ચતુરે ભાર દઇને જણાવ્યું—“ કાન્તાકુંવરીને તો હવે ક્ષણ વાર પણ એકલાં મૂકવાં નહીં કેમકે, તેમને માટે તો રાજા બલદેવસિંહે તેમને ખાસ મોકલ્યા છે, અને તે સઘળાથી તમને સાવચેત કરવાનેજ હું આ સમયે તમો તરફ આવતો હતો. દુશ્મનો સામે કેવી રીતે કામ લેવું તેનો માર્ગમાં આવતાં મેં વિચાર કરી રાખ્યો છે, અને

તે રસ્તેજ આપણે દુશ્મનોને સહેલથી જેર કરી શકીશું! જુઓ, પહેલાં તો હું તમારા નવા દીવાનજી ધવલરાયને કેદ પકડું છું."

"ધવલરાયને શા માટે કેદ કરવા છે? શું તે પણ કપટને મળી ગયા છે?" ચકોરીએ અજાયબીસહ પૂછ્યું.

"ના, તેવું કંઈ નથી, પણ ધવલરાયને કેદ કરવાની મારી બીજીજ મતલબ છે!" ચતુરે જવાબ આપ્યો—"ધવલરાયને કેદ કરી હું તેનું સ્વરૂપ ધારણ કરી દીવાનનું કામ બજાવીશ, એટલે આપણી ધારણા પાર પાડી શકાશે!"

"ઠીક! તમારી યુક્તિ હું સમજી!" ચકોરી બોલી ઉઠી.

"અને તમે પણ મહેલમાં ઘણી હોંશીયારીથી રહેજો તેમજ મને રોજ મળજો. હું દીવાન બનીશ એટલે મને મળતાં તમને કંઇ મુશ્કેલી નડશે નહીં! તમારે તો તમારા અસલ સ્વરૂપમાંજ આરે એટલે ધવલરાયને મહેલે મળવાને આવવું, કેમકે હું તેના ઘરમાંજ રહીશ!"

"ત્યારે હવે તો તમે દીવાનજી થશો એટલે પછી અમારી સામેએ શા માટે જોશો?! પછી તો મુજ સરખી દાસીને તમારી મુલાકાતે આવતાં પહેલાં દરવાન પાસે આપની આજ્ઞા મંગાવવી પડશે, અને તે પછી પણ આપની ઇચ્છામાં આવશે તો આપ હજુરમાં બોલાવશો, નહીતો દ્વારપરથીજ ધકકો મારી કહડાવી મૂકશો! વાહ દીવાનજી વાહ!" ચકોરીએ મશ્કરી કરી "અરે, પછી તો આપ મ્હોટા દીવાનજીની હજુરમાં આવીને સો સો સલામ ભરવી પડશે ત્યારે આપ અમ તરફ જરા આડી નજરે જોશો! આ ગરીબ દાસીપર કરડી નજર કરીને સીપાઇઓ પાસે બંધાવી કેદી બનાવશો નહીં હો દીવાનજી!"

"અમે તો તમને બંધાવીશું ત્યારે પણ હાલ તો તમે અમને કેદી બનાવ્યા છે! કોઈ પરદેશીને આમ ફસાવીએ એ કયાંની રીત?" ચતુરે મંદ હાસ્યસહ જણાવ્યું. આનો છૂપો ભાવાર્થ ચાલાક ચકોરી સમજી ગઇ, અને પોતાના હૃદયપર હાથ મૂકી શરમાઇને નીચું જોઇ મૂંગી ઉભી રહી. ચતુર તેનાં અંતરની સ્થીતિ જાણી ગયો. તેના અંતઃકરણમાંનો દબાઇ રહેલો પ્રેમ ઉછાળા મારવા લાગ્યો, પણ પ્રેમની લાગણીને

માર્ગ આપવાનો સમય હજી દૂર ધારી તેણે પોતાની લાગણી દબાવી વાત ફેરવી નાંખી. "ત્યારે હવે તમને જે કંઇ મેં કહ્યું છે તે ધ્યાનમાં છે ને? કોઇ વાતમાં ગફલતી ન થાય તે સંભાળજો, નહીંતો તે દહાડે કાસમને કેદ કરવામાં જેટલી હુશીયારી વાપરી હતી, તેટલી રાખજો કે પછી ફત્તેહ મળતાં કંઇ વારજ ન લાગે!"

"એક વાર એવી ભૂલ થઈ, પણ કંઇ ફરીથી તેમ થાય!" ચકોરીએ શરમાઇને જવાબ આપ્યો—"અને કદાચ કંઇ ગફલતી થઇ પણ જાય, કેમકે અમો અબળાનું તે શું ગજું? હવે તો તમે દીવાનજી પાસેજ છો, તેથી તમારી સલાહ લેતાં શી વાર લાગવાની છે!" આમ કેટલીક વાતચીત કરી તેઓ ઉઠયાં ને હીરગઢ તરફ રવાને થયાં. માર્ગમાં ચતુરે તેણીને બીજી કેટલીક વધુ સુચનાઓ કરી. ચકોરી રાજમહેલ તરફ વીદાય થઈ અને ચતુર પોતાની અઈયારી અજમાવવામાં રોકાયો.

---

## પ્રકરણ ૧૩ મું.

——:o:——

### રંગ બદલાયો.

આખા દીવસના રાજકાજમાંથી પરવારી દીવાન ધવલરાય પોતાનાં ઘરની આગલી બારાદરીમાં પોતાના મિત્રો સહીત હાસ્ય વિનોદ કરતો બેઠો હતો. બાગમાંના સુગંધી ફુલો સાથે અથડાઈ આવતો વાયુ સુવાસ આપી રહ્યો હતો. બાગમાં કોઈ નોકર ચાકર ફરતો જણાતો નહોતો. ગાદી તકીયાની બેઠકપર દીવાનજી આડે પડખે બેઠો હતો, તેથી પોતાનો પોશાક ઉતારી પાસેની એક ચોકી ઉપર મૂકયો હતો, અને ઉઘાડે શરીરે હવા ખાતો બેઠો હતો, એટલામાં એક અત્તારીએ આવી પગથીઓ ઉપર ઉભા રહી દીવાનજીને નમીને સલામ કરી હાથ જોડી કહ્યું "જનાબ, હું લખનઉનો રહીશ છું ને અત્તર અને સુગંધી તેલ વેચવાનો ધંધો કરૂં છું. આપ સરખા અમીરનું મ્હોટું નામ સાંભળીને આપ મહેરબાનને લાયકના ઉંચા અત્તર લઇ આવ્યો છું!"

આમ કહેતાં તે દીવાનજીની બેઠકની સામે પગથીએ ચ્હડીને બેસી ગયો અને પોતાની પેટી છોડી તેમાંથી અત્તરની શીશી કહાડી ફાયા બનાવી દીવાન અને તેના મિત્રોને આપતો ગયો. તે અત્તારીનો પહેરવેશ અને તેની બોલવા ચાલવાની છટાએ તેનું અત્તર જોવાની દીવાનના મિત્રોને જીજ્ઞાસા થઇ અને તેઓ અત્તરના ફાયા લઈ સુંઘવા લાગ્યા. દીવાન ધવલરાય પણ ઘણો દયાળુ હોવા સાથે અત્તરનો શોખીન હતો, એટલે પોતાની પાસે આશાએ આવેલાને નિરાશ ન કરવા તે પણ ફાયો લઈ અત્તર કેવું છે તે તપાસવા લાગ્યો, એટલે અત્તારીએ હાથ જોડી ફરી કહ્યું "દેખીએ મહારાજ, કયસા ઉમદા અત્તર હય! આપ સરીખે અમીરોંકે લાયક હય યા નહીં! યહ ખોરસલીકા અત્તર હય! દેખો અભી યહ દુસરા ઉસ્સેભી ઉમદા બતાતા હું!" એમ કહી તેણે પોતાની પેટીમાંથી એક બીજી શીશી કહાડી તેમાંથી ફાયા બનાવી તેમના હાથમાં આપતાં કહ્યું "દેખો યહ કયસા લહેજતદાર ગુલાબ હય! આપકી તબીયતકે લાયકકી ઇસમે કયા બડી મીઠાશ હય!" આ ગુલાબના અત્તરના ફાયા સુંઘતાં થોડી વારમાં દીવાન ધવલરાય અને તેના ચારે મિત્રો બેહોશ થઇ ઢળી પડયા. તરતજ આપણા અત્તારીએ પોતાની પેટી બાંધી લઇ ખભે ચ્હડાવી દીધી, અને તેમને તેવીજ હાલતમાં ત્યાં રહેવા દઇ ફક્ત દીવાનની ગાંસડી બાંધી અને તેમાં ત્યાં પડેલો તેનો પોશાક બાંધી દઈ પોતાને મ્હોડે એક પીછોડી વીંટાળી ગાંસડી માથે ઉપાડી ત્યાંથી ચાલ્યો. આ સમયે સૂર્યાસ્ત થઇ ગયેલો હોવાથી સંધ્યાકાળ પછીનો અંધકાર છવાયલો હોવાથી આપણાં અત્તારીના માથાપરના ગાંસડાથી તેને ધોબી ધારી કોઇએ કંઇ પૂછપરછ કરી નહીં, અને તેણે કીર્તિપુરનો રસ્તો લીધો. વાંચનાર, આગલા પ્રકરણમાં ચતુર અને ચકોરીની વાતચીત ફરીથી યાદ કરતાં સહજમાં જાણશો કે, ધવલરાયને બેહોશ કરી કીર્તિપુર તરફ ઉપાડી જનાર અત્તારીના વેષમાં આપણો ચતુરજ હતો. શેરગઢની બહાર નીકળ્યા પછી ચતુર ઉતાવળે ચાલતો પેલા પહાડી કેદખાના સમીપ પહોંચ્યો, અને સિંહની જીભ ખેંચીને ગુફાનું દ્વાર ઉઘાડી અંદર દાખલ થઇ ઝરાના કીનારાપર બેહોશ દીવાનની ગાંસડી

ઉતારી છોડી અને ધવલરાયનો પોશાક તથા તેની આંગળીમાંથી સીક્કાની વીંટી લઇ તેને શુદ્ધિમાં આણવા વિનાજ તે તરત બહાર આવ્યો અને શેરગઢ તરફ ચાલ્યો. માર્ગમાં તેણે ધવલરાયનું સ્વરૂપ ધારણ કરી લીધું, અને પાધરો તેને ઘેર ગયો. આ તરફ ધવલરાયનો ભોજન કરવાનો સમય થવાથી તેને બોલાવવાને એક દાસી તે બારાદરીમાં આવી, પણ તેને ત્યાં ન જોતાં તથા તેના મિત્રોને બેહોશ થઇ પડેલા જોતાંજ તે ઘણી અજાયબ થઈ મ્હોટેથી બૂમો પાડવા લાગી, જે સાંભળી નોકરચાકરો અને સીપાઇઓ ત્યાં દોડી આવ્યા, અને ઉપલો બનાવ જોઈ ગભરાટમાં પડી તેમણે બાગના ખુણેખુણામાં દીવાનની શોધ ચલાવી પણ તેમને ક્યાંથી પણ ભાળ મળી નહીં. આમ શોધ કરતાં રાત ત્રણ પહોર વીતી ગઇ, ત્યારે દીવાનના મિત્રો શુદ્ધિમાં આવ્યા. તેઓ પણ પોતાની હાલત જોઇ અજાયબ થયા. દીવાનજી ક્યાં ગયા તે વિષે તેમને પૂછવામાં આવતાં તેઓમાંથી એકે જણાવ્યું– "દીવાનજી ક્યાં ગયા તે અમે શું જાણીએ ? અમે તો દીવાનજી સંગે સંધ્યાકાળે વાતચીત કરતા બેઠા હતા એટલામાં લખનૌનો એક અત્તારી આવ્યો તેણે પોતાનું અત્તર ખરીદવાની અરજ કરી અને જાતજાતનાં અત્તરો અમને બતાવ્યાં જેની સુગંધી લેતાં અમે બેહોશ થઇ ગયા. પછી દીવાનજી ક્યાં ગયા તે અમે શું કહી શકીએ !"

"ભાઇઓ, મેં તો આજથી પાણી મૂક્યું કે હવેથી કોઇ દહાડો મ્હોટા માણસ સાથે મિત્રાચારી રાખવીજ નહીં ! એથી જીવને કેટલો જોખમ છે, તે આજેજ જાણ્યું." બીજા મિત્રે પોતાનો કાન મરડ્યો. આમ વાતચીતમાં ઘણી ખરી રાત્ર પસાર થઇ ગઇ, એટલામાં સામેથી આપણા દીવાન ધવલરાય બહાદુરની સવારી પધારતી જણાઇ. દીવાનજી કહો કે આપણા બહાદુર ચતુરસિંહજીને હાંફતા હાંફતા રજવાડી ચાલે આવતા જોઇ સઘળા તેની સામે ગયા, એટલામાં દીવાનજી પણ બારાદરીમાં આવી પહોંચ્યા, એટલે આતુરતાથી સઘળાઓ તેમને ઘેરીને ઉભા ને તે ક્યાં ગયા હતા તે વિષે સાથે મળી પૂછવા લાગ્યા. "પણ પેલો હરામખોર અત્તારી ક્યાં ગયો? અમે સઘળા હમણાં સુધી બેહોશ પડયા હતા !" એક મિત્ર ગુસ્સામાં બોલી ઉઠયો.

"અરે એ અત્તારી તો એક જબરો ચોર હતો!" સઘળાઓને શાંત પાડવા આપણા દીવાનજી ગંભીર અવાજે બોલ્યા.

"હેં! ચોર હતો? કયાં ગયો એ લુચ્ચો!" સઘળાઓ ગુસ્સામાં ગાજી ઉઠયા.

"મેં તો તેને તરત ઓળખી કહાડયો!" દીવાનજીએ ભાર દઇને જણાવ્યું—"અને તેથી તેનું અત્તર સુંઘ્યું નહીં, નહીંતો તમારી માફક હું પણ બેહોશ થઇ પડયો હોત!–"

"ત્યારે આપે અમને શા માટે ચેતાવ્યા નહીં?" એક મિત્ર વચમાં બોલી ઉઠયો.

"અમને જરા ઈશારતથી સાવધ કરી દીધા હોત તો એ હરામખોરને પકડીને એની બરાબર ખબર લીધી હોત!" બીજાએ જુસ્સાસહ ઉમેર્યું.

"ભાઇઓ, તેટલો પણ સમય તો મળવો જોઇતો હતો!" આપણા દીવાનજીએ તેમને શાંત પાડતાં જણાવ્યું—"તેને ઓળખતાંજ હું તેને પકડવા જતો હતો એટલામાં તો તમે બેહોશ થઈ પડયા અને તેણે પણ નહાસવા માંડયું. આ સમયે મને પણ એટલો બધો ગુસ્સો ઉપજ્યો કે, કોઇને કંઇ ચેતવ્યા વગરજ હું તેની પાછળ દોડયો, પણ એ હરામખોર હાથમાંથી છટકી ગયો!" સઘળાઓની અજાયબી શાંત પાડી અને મિત્રોને પોતપોતાને ઘેર વીદાય કરી આપણા દીવાનજી બારાદરીમાં તકીએ અઢેલી થાક ખાતા બેઠા હતા, એટલામાં દાસીએ આવીને અરજ કરી "મહારાજ, ભોજન તૈયાર છે!"

"હવે પ્રભાત થવા આવી છે, એટલે ભોજન શું કરવું?" આપણા દીવાનજીએ જણાવ્યું, અને પાસેના ઓરડામાં એક પલંગપર આરામ લેવાને સુતા. સવારે રોજના નીયમ મૂજબ પોશાક સજી તથા અંદર પોતાની અઇયારીની થેલી લઇ નેકનામદાર ચતુરસિંહજી દીવાન દરબારમાં સીધાર્યા. દરબારમાં પહોંચતાં ચતુર ધવલરાયની રીતભાતથી જાણીતો હોવાથી તે મૂજબજ દીવાનની ખુરસીએ જઇ બેઠો, અને પોતાને લાયકનું કામકાજ કરવામાં રોકાયો. થોડી વારમાં રાજા રામસિંહ પણ દરબારમાં પધાર્યા. દરબારનું કામકાજ સમાપ્ત થતાં તક જોઇ દીવાનજીએ

ધીરે રહીને રાજાને અરજ કરી "મહારાજાધીરાજ, સેવકને પક્કે પાયે ખબર મળી છે કે, વીજયગઢના રાજા બલદેવસિંહે કપટને મદદ આપી છે, અને પોતાના પાંચ અઈયારોને તેની સાથે આપીને આપ મહારાજા સામે નીમકહરામી કરવાને અત્રે મોકલ્યા છે, અને પાછળથી પોતે લશ્કર સહીત આપણા નગરપર ચઢી આવવાની કબૂલાત આપી છે આ સમય સાવધાની રાખવાનો છે કેમકે, આજકાલ આપ મહારાજની દરબારમાં એક પણ અઈયાર નથી. કાસમ અને મહમદ હતા તેઓ કપટ સાથે મળી ગયા છે. દુશ્મનના અઇયારો છૂપે વેષે હાલમાં નગરમાં ફરે છે, એટલે તો અવશ્ય કંઇ પણ તોફાન મચાવશેજ ! વળી આપણી સેનામાંના ઘણા મુસલમાન સીપાઇઓ ઉપર મને ભરોસો નથી!"

"દીવાનજી, કેટલાક દીવસોથી મુસલમાન સીપાઇઓની હીલચાલમાં અમને પણ ફરક જણાય છે, અને તે માટે આપણે વગર વીલંબે યોગ્ય બંદોબસ્ત કરવાની જરૂર છે!" રાજાએ ગંભીર અવાજે જણાવ્યું. આમ રાજા અને દીવાન ધીમેથી ખાનગી વાત કરતા હતા એટલામાં દીવાનની નજર દૂર ઉભેલા એક ચોપદારપર પડી. થોડી વાર દીવાને તેની તરફ તાકીને જોયું. પેલો ચોપદાર પણ ચમકી ગયો, એટલામાં રાજા સાથે વાત કરતા અટકી જઇ દીવાને બૂમ પાડી કહ્યું—"પેલા ચોપદારને પકડો!" આજ્ઞા થતાંજ ત્યાં ઉભેલા સીપાઇઓ તે ચોપદાર તરફ ધસ્યા, પરંતુ તે ચેતી ગયેલો હોવાથી તરતજ દરબારમાંથી ભાગ્યો અને તેની પાછળ ઘણા માણસો દોડયા પણ પકડાયો નહીં. આપણા દીવાનજી ચતુરસિંહ જો તે ચોપદારને પકડવા જાત તો અવશ્ય પકડી આવત, પણ તેને તો અહીં ધવલરાય દીવાનનો વેષ ભજવવાનો હોવાથી સઘળાં કામ અને છેવટે ઉઠવું, બેસવું, એ સઘળું ધવલરાયની માફકજ કરવાનું હોવાથી તે પોતાને આસનેથી ઉઠયો પણ નહીં. ચોપદાર વેષમાં આવેલો પેલો અઇયાર ભાગી ગયો, અને તેને પકડવા ગયેલાં માણસો નિરાશ થઇ દરબારમાં પાછા ફર્યા.

"મહારાજ, મેં આપને હમણાંજ અરજ કરી જે બાબતની ભ્રાન્તિ બતાવી તેજ ખરી ઠરી કે નહીં?" દીવાનજીએ જણાવ્યું.

આ બનાવથી રાજા રામસિંહના મનમાં દુશ્મનો માટે ઉચ્ચાટ ઉપજ્યો, તેથી તે દરબાર બરખાસ્ત કરી દીવાન સાથે મહેલમાં મસલત કરવાને સીધાર્યો. એકાંત દીવાનખાનામાં આવી આસને બેસતાં રાજાએ ગંભીર અવાજે કહ્યું—"પાપી કપટે તો એક મ્હોટા દુશ્મનને આપણી સામે ઉશ્કેરી મૂકયો છે!"

"મહારાજ! એ ચિંતા હાલ કરવાની નથી! રાજા બલદેવસિંહ આપણાપર ચઢાઇ લાવશે ત્યારે જોઇ લઇશું!" દીવાનજીએ જણાવ્યું—"હાલ તો આપણે તેના અઈયારોથી સાવધ રહેવાનું છે! મહારાજને મેં જણાવ્યું તેમ આપણી દરબારમાંના કાસમ અને મહમદ બંને અઇયારો કપટને મળી ગયા છે, અને અઇયાર સામે અઈયારજ ટક્કર લઇ શકે, માટે આ સમયે કોઇ નીમકહલાલ અઇયારને આપણી દરબારમાં રાખવાની જરૂર છે!"

"સઘળાઓ સામે ટક્કર લઇ શકે એવો પ્રવીણ અઇયાર હાલ તરતજ મળી આવવો મુશ્કેલ છે!" રાજા વિચારમાં પડયો.

"હા, એવો લાયક અઇયાર મળવો મુશ્કેલજ છે!" દીવાને ગંભીર અવાજે કહ્યું. જાણે કંઇ યાદ કરતો હોય તેમ ઉંડા વિચારમાં થોડી વાર ચૂપ રહીને પછી તે બોલી ઉઠયો—"અરે, હા! મહારાજ, રાજા જગતસિંહના દીવાનનો પુત્ર ચતુરસિંહ છે, તે અઇયારીમાં ઘણો ચાલાક, હુશીયાર અને હિંમતવાન છે. રાજા બલદેવસિંહના પાંચને બદલે પચ્ચીસ અઇયારોને પણ તે એકલો પૂરો પડી શકે તેમ છે!" આમ આપણા દીવાનજી ચતુરે પોતાનાં થોડાંક વખાણ કરીને જાણે સઘળો ભય દૂર થઇ ગયો હોય તેમ સહેજ મ્હોં મલકાવીને જણાવ્યું "મહારાજ, જો આપની ઇચ્છા હોય અને આપ ચતુરને મદદ માટે માંગણી કરશો તો મહારાજા જગતસિંહજી આપની માંગણીનો અનાદર કરશે નહીં કેમકે, તેમનો આપના તરફ અનહદ સ્નેહભાવ છે."

"દીવાનજી, તેવો સ્નેહભાવ હાલ નથી!" રાજાએ દીલગીરીસહ જણાવ્યું—"એ સબંધ આપણેજ મૂર્ખાઇથી તોડયો છે! એ ભૂલ હવે યાદ આવી પસ્તાવો થાય છે!"

"મહારાજ, રાજા જગતસિંહ માટે આપના મનમાં એવો ખ્યાલ આવે એ સ્વાભાવિક છે કેમકે, પાપીઓના ભૂલાવામાં

આવી જઈ આપે કુલીનકુમારને આપને મહેલે આવતા જતા બંધ કીધા; તોપણ તેથી રાજા જગતસિંહના મનમાં આપને માટે ખરાબ વિચાર ઉત્પન્ન થયો હોય એમ ઠરતું નથી કેમકે, એમની ઉદાર વૃત્તિ જગજાહેર છે! મને મળેલા સમાચાર મૂજબ રાજા જગતસિંહજી આપ શીરછત્ર તરફ પહેલાં જેવોજ દ્રઢ સ્નેહભાવ હજી ધરાવે છે!” .

“ખરેખર! રાજા જગતસિંહ અને કુમાર કુલીનસિંહ ઉદાર વૃત્તિના શુરવીર છે, એમાં કંઈ શક નથી! કુલીનકુમાર બહાદુર તેમજ રાજ્યનીતિજ્ઞ છે, અને ચતુરસિંહની ચાલાકી માટે પણ કંઇ શંકા આણવા સરખું નથી; પણ અફસોસ, તેમની સંગેનો સબંધ પાપીઓના ભમાવ્યાથી અમે તોડી નાંખેલ હોવાથી તેમની પાસે મદદ માંગવા જવું, એ અમને યોગ્ય લાગતું નથી!”

“મહારાજ, એમાં કંઇ પણ અયોગ્ય નથી!” કુલીન અને રાજા જગતસિંહ તરફ રાજા રામસિંહનું અંતઃકરણ ખેંચાયાથી ચતુરે વધુ આશા આપવા જણાવ્યું.

“ત્યારે દીવાનજી, તમેજ મહારાજા જગતસિંહની દરબારમાં જઇ તેમને સમજાવીને ચતુરસિંહને આપણી દરબાર માટે તેડી આવો! તમારા સિવાય બીજા કોઇથી એ કામ બજાવી શકાય તેમ નથી, તેમ બીજા કોઈને સોંપી શકાય તેમ પણ નથી!” રાજાએ જણાવ્યું. પોતાની ધારણા ઘણે અંશે પાર પડતી જોઇ ચતુર મનમાં બહુ મલકાયો, અને હાથ જોડીને બોલ્યો—“સેવક આપની આજ્ઞા ઉઠાવવાને તૈયાર છે, અને આપ મહારાજની ચિંતા ટુંક સમયમાં દૂર કરવામાં કંઈ પણ બાકી રાખશે નહીં! પણ મહારાજ, આપના તરફથી એક પત્ર મહારાજા જગતસિંહપર લખી આપો!” રાજાએ ચતુરના કહેવા મૂજબ પત્ર લખી પોતાની મોહોર કરી આપતાં જણાવ્યું “દીવાનજી, તમે આજેજ કીર્ત્તિપુર જાઓ!” કેટલીક વાતચીત કરી આપણા દીવાનજી રાજાની આજ્ઞા લઈ પોતાને ઘેર સીધાર્યા, અને કીર્તિપુર જવાની તૈયારી કરવા લાગ્યા, એટલામાં ચકોરી પણ તેને મળવાને આવી. દીવાનજીના ખાનગી મસલત કરવાના ઓરડામાં જઇ ચતુરે તેને સઘળી હકીકતથી વાકેફ કરી અને રાજાએ આપેલો પત્ર પણ

બતાવ્યો. આથી ચકોરી આનંદ પામી બોલી ઉઠી "બસ ! હવે કામ પાર ! વાહરે મારા દીવાનજી સરદાર !"

"પણ ધવલરાયને કેવી રીતે સમજાવવા ?" ચતુરે પૂછ્યું.

"દીવાનજી માટે લેશ પણ ચિંતા કરશો નહીં ! આપણી સાથે તે મ્હોટી ખુશીથી મળી જશે !" ચકોરીએ જણાવ્યું. કેટલીક વાતચીત કરી આ ખુશ ખબર કાન્તાકુંવરીને આપવા ચકોરી મહેલે પાછી ફરી, અને ચતુર ઘોડેસ્વાર થઇ કાર્તિપુર તરફ રવાને થયો. માર્ગમાં તેણે પોતાનું અસલ સ્વરૂપ ધર્યું.

---

## પ્રકરણ ૧૪ મું.

### ચતુરનુ શેરગઢમાં સન્માન.

કાન્તાના વિરહની વેદના અસહ્ય થઇ પડવાથી ઝુરાતો કુલીન પોતાના મહેલની અગાસીમાં બીછાવેલા એક ગાલીચાપર પડેલા તકીયાને અઢેલીને બેઠો હતો. સંધ્યાકાળનો મધુર વાયુ બાગમાંના પુષ્પવૃક્ષો સાથે અથડાઇ શીતળતા સાથે સુગંધ પ્રસરાવી રહ્યો હતો, પણ કુમારપર તેની ઉલટીજ અસર થતી હતી. કુમારની હાલત આ સમયે કેવી હતી તેનો આબેહુબ ચીતાર વાંચનારને અમે શું આપીએ ! પ્રેમની પરિસીમાં જેઓ પીછાનતા હશે, અને પોતાનાં હૃદયની દેવી પ્રેમીનિની વિરહવેદનાનો જેને અનુભવ હશે, તેઓજ કુમારની આ સમયની હાલત અટકળી શકશે. કુલીન આકાશ તરફ એક ટસે જોતો બેઠો હતો. વારંવાર તે ઉંડા નિઃશ્વાસ નાંખતો હતો, એટલામાં દરવાને આવી નમન કરી કહ્યું "કુમારજી, શેરગઢથી આવેલ ચકોરીબાઇ આપને મળવાની ઈચ્છાથી દ્વારપર ઉભી છે." ચકોરીનું નામ સાંભળતાં કુલીન પોતાના વિચારમાંથી જાગી ઉઠયો, અને દરવાન તરફ ફરી આજ્ઞા કરી—"સત્વર અમારી સમક્ષ હાજર કર" આજ્ઞા મુજબ થોડી વારમાં દરવાન ચકોરીને કુમારની હજુરમાં હાજર કરી ત્યાંથી ચાલ્યો ગયો. તેને પોતાની પાસે બેસાડીને કુમારે આતુરતાસહ પૂછ્યું-"કુંવરી તરફના શા સમાચાર છે ?"

"સમાચાર બીજા શા હોય વળી ?" ચકોરીએ છણકો કરીને જવાબ આપ્યો-"રાત્રી દીવસ કુંવરીબા આપના નામનુંજ રટણ કરે છે ! કુમારજી, મારી સંગે કહેવરાવ્યું છે કે, એક વાર ભોળી બાળાનું ચિત્ત ચોરી લઇ પાછળથી આમ દગો દઇ ખબર પણ લેતા નથી, એવા કઠણ હૈયાના કેમ થઈ ગયા છો ? પુરૂષો કઠણ હૈયાના કહેવાય છે તેમાં કશું ખોટું નથી. કોમળ અંતઃકરણનાં કુંવરીબાની હાલતનું શું વર્ણન કરૂં ? ચાતકની માફક આપની રાહ જોઇ થાક્યાં, પણ આપ તરફના કશા સમાચાર ન મળવાથી થાકીને આખરે મને આપની પાસે મોકલી !"

"ચતુર તમારી પાસે આવ્યો નથી ?" કુમારે પૂછ્યું.

"અરે, કોઈ નથી આવ્યું ! કોઇ તરફથી સમાચાર મળ્યા હોત તો મને અહીં સુધી મોકલવાની જરૂરે શું હતી ?" ચકોરીએ જવાબ આપ્યો, અને પોતાના પાલવ તળે સંતાડેલી પુષ્પની એક માળા કુમારને આપતાં કહ્યું—"લ્યો આ માળા કુંવરીબાએ આપને માટે પોતાને હાથે ગુંથીને મોકલાવી છે !" પોતાની પ્રિયતમાના હાથે બનાવેલી માળા જોતાં કયા પ્રેમીને આનંદ ઉપજ્યા વગર રહે ! કુમારે ઉત્સાહસહ માળા હાથમાં લઇ સ્નેહથી હૃદય સાથે ચાંપી. "જે વેલના પુષ્પોની આ માળા બનાવી છે તે વેલને કુંવરીબા પોતેજ પાણી પીવરાવે છે ! આખા બાગમાં આવા સુગંધીદાર પુષ્પની બીજી એકે વેલ નથી !" ચકોરી ગંભીરતા ધારણ કરી બોલી.

"વહાલીના સકોમળ હાથે ગુંથાયલી આ માળામાંના પુષ્પો કેટલાં ભાગ્યશાળી ! જે હસ્તનો સ્પર્શ કરવાને અમે અહોરાત્રી તલપીએ છીએ, તે હસ્તનો સ્પર્શ કરી આવેલાં આ પુષ્પોની સુગંધીની શી સીમા !" કુલીન પ્રેમમાં લીન થઇ બોલી ઉઠયો, અને તે માળા સુંઘવા તેણે હાથ ઉંચકયો. હજી તો તે માળા નાક આગળ ધરવા જાય છે, એટલામાં દ્વાર આગળથી અવાજ આવ્યો—"ખબરદાર ! એ માળા સુંઘતા નહીં !" કુમારનો હાથ અટકી ગયો, અને અવાજ ઓળખતાં તેણે સામી નજર કરી તો ચતુર આવતો જણાયો. વાંચનારને જણાવવાની જરૂર નથી કે ધવલરાયને વેષે રાજા રામસિંહની આજ્ઞાથી નીકળેલો ચતુર

કીર્ત્તિપુર આવી પહોંચતાં રાત્રી પડી જવાથી પહેલાં કુમારને મળવા આવ્યો હતો, પણ દ્વાર સૂધી પહોંચતાં કુમારને ચકોરી સંગે વાતચીત કરતો બેઠેલ જોઈ તે તરતજ ચેતી ગયો કે, ચકોરીનું સ્વરૂપ ધારણ કરીને કપટનો કોઇ અઇયાર કુમારને ફસાવવા આવેલ છે. આથી તે શું કરે છે તે જોવા ચતુર દરવાજા આગળ છૂપાઈ રહી તેમની વાતચીત સાંભળતો હતો, અને ચકોરીએ સુંઘવા આપેલી માળામાં કુમારને ફસાવવાને કંઇ બેહોશીની દવા ભેળવી હશે, એમ ધારીને વખત ન ખોતાં તે જાહેર થયો હતો. ગુસ્સાભેર ચતુરને ઓરડામાં દોડતો આવતો જોઇ કુલીને ચમકીને માળા ન સુંઘતાં અજાયબીસહ પૂછ્યું—“કેમ શું છે વળી?”

“આપને હું આટલી ચેતવણી આપી ગયો હતો તે ભૂલી ગયા? કુમાર, એટલો તો વિચાર કરવો હતો કે, આટલા દીવસમાં ચકોરી કદી પણ અહીં આવી હતી કે આજે તમારી પાસે આવે? આ ચકોરી છે કે અઇયાર તેની કંઇ તપાસ કરી? બસ, સ્રીની મોહક વાતો સાંભળી અંજાઈ ગયા!” ચતુર બોલ્યો. કુમાર ચમકીને ચકોરી તરફ જોવા લાગ્યો. ચકોરી પણ પોતાને ફસી ગયેલ જાણી પોતાની કમ્મરે છૂપાવેલ ખંજર કહાડી ચતુર તરફ ધસી. કુમાર હવે ચેતી ગયો કે, ચકોરીના વેષમાં પોતાની પાસે આવનાર એક અઈયારજ છે. ચતુર તરફ તેને ખંજર ઉગામતો જોતાં પાછળથી કુદકો મારીને એક હાથે તેણે તેનો હાથ પકડી લઇ બીજે હાથ તેની કમ્મરમાં વીંટાળી તેને જોરથી જમીનપર નાંખી દીધો અને તેની છાતીપર ચઢી બેસી જોરથી તેની ગળચી દબાવી. “હાં, હાં, કુમાર! બળ વાપરવાની જરૂર નથી! ગુસ્સો શમાવો! એ તો અઇયારોનું કામ છે! ઉઠો, એને મારા તાબામાં સોંપો!” ચતુરે કુમારનો હાથ પકડી તેને અટકાવતાં કહ્યું. કુલીને તે અઇયારના હાથ પગ બાંધી તેની છાતીપરથી ઉઠી જઇ તેને ચતુરને સોંપી દીધો. ચતુરે પોતાની થેલીમાંથી બેહોશીની ભુકી કહાડી તેના નાકમાં ફુંકી દીધી, જેની અસરથી તે તત્કાળ બેહોશ થઇ પડયો, એટલે તેઓ વાત કરતા બેઠા. કુલીને શેરગઢના સમાચાર પૂછવાથી ચતુરે સઘળી હકીકત સવીસ્તર કહી રાજા રામસિંહે રાજા જગતસિંહ ઉપર લખી આપેલ પત્ર બતાવ્યો. આથી કુમા-

રના આનંદનો પાર રહ્યો નહીં, અને સ્નેહથી ચતુરને ભેટી તે બોલી ઉઠયો—" ભાઈ, હવે જે કામ બજાવવાનું છે, તે સત્વર પૂર્ણ કરો !" આમ વાત કરતાં આખી રાત ગુજરી ગઇ. પ્રભાત થવાને થોડો સમય બાકી હતો ત્યારે ચતુરે કહ્યું " આ અઈયારને ઠેકાણે પહોંચાડી દરબારનો સમય થતાં પહેલાં હું પાછો આવી પહોંચીશ !" આમ કહી બેહોશ અઇયારની ગાંસડી ઉપાડીને તે ગેલી પહાડી ગુફા તરફ વીદાય થયો. ગુફામાં ઝરાના કીનારાપર પોતાની ગાંસડી મૂકી તે ત્યાં રાખેલ કેદીઓની હાલત જોવા આગળ ચાલ્યો. મહમદ કીનારાપર એક બાજુએ સુતો હતો, અને દીવાન ધવલરાય તેનાથી થોડે દૂર એક ઝાડ તળે નીચું મસ્તક કરી ઉંડા વિચારમાં બેઠો હતો. ચતુરનાં પગલાં સાંભળી તેણે ઉંચી નજર કરતાં તેને જોઇ ઉભા થઈ હસીને પૂછયું—" ચતુરસિંહજી, મને શા માટે કેદ કર્યો છે ? મારી એવી શી ભૂલ થઇ ?"

" દીવાનજી, તેવું કંઇ હોત તો આપને આમ છુટા ન રાખતાં પેલા કેદીની માફક પગમાં બેડીઓ નાંખી હોત !" ચતુરે હસીને તેનો હાથ પકડતાં જવાબ આપ્યો—" આપની સાથે આટલી છુટ લઇ આપને આ હેરાનગતી આપવાનું કારણ એટલુંજ હતું કે અમારૂં કેટલુંક કામ પાર પાડવાનું હતું, માટે મને ક્ષમા કરશો ! હવે આપ છુટા છો, ઇચ્છામાં આવે ત્યાં જઇ શકો છો, અને આપનો આ દાસ આપની સેવા બજાવવાને હાજર છે ! દીવાનજી, આપ સરખા ભલા અને ન્યાયી શેરગઢમાંથી વીરલાજ મળી આવશે, અને અમારૂં કામ પણ આપની મદદથીજ પાર પડી શકે તેમ છે !"

" ચતુરસિંહ, તમે જાણો છો કે, હું કુમાર કુલીનસિંહજીનો શુભેચ્છક છું, એટલે તમો સરખા સ્નેહીઓની સેવા બજાવવાને સદા તત્પર છું !" ધવલરાયે જણાવ્યું—" અને તેથીજ મને સમજાતું નહોતું કે તમ સરખા એક મિત્રે મને શા માટે કેદ કીધો હશે ! અરે, પહેલાં તો આ રમણીક સ્થાનમાં જીવતોજ આવ્યો કે મૃત્યુ પામ્યા પછી આવ્યો તે હું ધારી શકયો નહીં, પણ જ્યારે અહીં મહમદને જોયો ત્યારે જાણ્યું કે એ તમારાજ કારસ્તાન છે !" આટલું કહી ધવલરાયે હસીને પૂછયું—" વારૂ,

અને કેદ કરીને તમે કેવી રીતે કામ પાર પાડયું ?" ચતુરે સઘળી હકીકત જણાવીને પોતાની પાસેનો રાજા રામસિંહનો પત્ર અને તેના પોશાકની ગાંસડી આપતાં કહ્યું "હવે આપનો આ પોશાક આપ ધારણ કરો ! એનો મેં ઉપયોગ કર્યો તે માટે આપનું અપમાન કરેલું માનશો નહીં !"

"છટ, છટ ! એ શું બોલ્યા ? મારૂં સ્વરૂપ ધારણ કરી દરબારમાં ખુલ્લે દહાડે સર્વ કામકાજ કોઇના જાણ્યામાં ન આવે એટલી ચાલાકીથી બજાવી તેમજ મહારાજા સરખા સકળગુણ શીરોમણી સંગે લાંબો વખત છૂપા રહી આ કામ પાર પાડવા માટે તમે જે હિંમત બતાવી છે, તે માટે તમને જેટલો ધન્યવાદ આપું તેટલો થોડો છે ! તમો સરખા બહાદુરની મિત્રતાનો મને લાભ મળ્યો તે માટે હું મને પોતાને મ્હોટો ભાગ્યશાળી માનું છું !" ધવલરાયે પોતાના અંતઃકરણની લાગણી જણાવી—"ચતુરસિંહ, મારા પોશાકનો તમે ઉપયોગ કીધો તેથી મારૂં અપમાન થયલું માનું, એવો તમને ખ્યાલ કેમ આવ્યો ? પોશાક તો શું પણ મારી આ દેહ પણ ગમે તે કામ બજાવવાના ઉપયોગમાં લેવાનો તમને અને કુલીનકુમારને હક છે !" આ સાંભળી ચતુરે આનંદ પામી કહ્યું "હવે આપ મહારાજા રામસિંહનો પત્ર લઇ મહારાજા જગતસિંહની દરબારમાં જઇ તેમની પાસેથી મારી માંગણી કરો, એટલે હું આપની સાથે શેરગઢ આવીશ, જેથી વીજયગઢથી રાજા બલદેવસિંહે મોકલાવેલા અઘયારો કંઇ તોફાન મચાવી શકશે નહીં, અને આપના આશીર્વાદથી હું તેમને કેદ પકડી મહારાજા રામસિંહજીના ચરણમાં હાજર કરીશ."

"આ સાંભળી મને અત્યાનંદ થાય છે !" ધવલરાય બોલી ઉઠયો—"મહારાજા જગતસિંહજીને મારી સંગે તમને શેરગઢ મોકલવાને હું અવશ્ય આગ્રહ કરીશ ! ખરેખર, તમો સરખા બહાદુરની હાલમાં અમારે ત્યાં બહુજ જરૂર છે !" આમ કહેતાં તેણે પોતાનો પોશાક પહેરવા માંડયો.

"વળી આ બે બાબતો આપ ધ્યાનમાં રાખજો !" ચતુરે જણાવ્યું—"એક તો એ કે શેરગઢની દરબારી નોકરીમાં જેટલા મુસલમાનો હોય તે સઘળાને જેમ બને તેમ બરતરફ કરજો અને સૈન્યમાં તેમને બદલે હિંદુઓને રાખજો. એ વાત આપના સ્વરૂ-

અમાં મેં મહારાજા રામસિંહને જણાવી છે. મારી આપને બીજી અરજ એ છે કે, કુમાર કુલીનસિંહ માટે મહારાજાના મનમાં પાછો ઉંચો વિચાર ઠસી જઇ તેઓ કુમારને મદદ માટે શેરગઢ બોલાવે તેની પણ તજવીજ કરશો."

"એ માટે તમારે મને કંઇ કહેવાની જરૂર નથી! કુલીનસિંહ માટે હું મારાથી બનશે એટલું કરવાને તૈયાર છું, અને આજે ફરીથી પ્રતિજ્ઞા લઇને કહું છું કે કુલીનસિંહની સેવા તમોએ કરી છે તેના કરતાં પણ અધીક બજાવીશ!" ધવલરાયે જણાવ્યું. પછી ચતુરે પોતાની સાથે આણેલ પેલા અઈયારની ગાંસડી છોડી અને તેના પગમાં એક બેડી પહેરાવી તેની કમ્મરમાંથી ખંજર તેમજ અઇયારીની થેલી કહાડી લઇ તેને શુદ્ધિમાં આણ્યો, અને તેનો રંગેલો ચહેરો ધોઈ નાંખ્યો તો ભૈરવનાથ ઓળખાઇ ગયો. ચતુર વીજયગઢના સઘળા અઇયારોને સારી પેઠે ઓળખતો હતો, તેમજ તેઓ પણ ચતુરને જાણતા હતા, એટલે ચતુરે ટકોરમાં કહ્યું—"અહો ભૈરવનાથજી, ખુબ ચાલાકી કરી હોં! મારા મહેરબાન, જાણતા નહોતા કે કોની સામે અઇયારી કરો છો! કંઈ નહીં! તમારી ચાલાકીનો તમને યોગ્ય બદલો મળવો જોઇએ, અને તેટલા માટેજ આ નંદભુવનની મોજમઝાહનું સુખ ભોગવવાને તમે દરેક રીતે લાયક છો! મારો મઝાહ! જુઓ, પેલા તમારા મિત્ર મહમદખાનજી! બીચારાને અહીં એકલા ગમતું નહોતું તેથી તમને તેડી લાવવાને મને વારંવાર ફરમાવતા હતા, એટલે તે મારે બજાવવું પડયું. બંને મિત્રો મળ્યા છો એટલે ગમ્મત ઠીક પડશે હોં!" આ ટકોરથી ભૈરવનાથને મનમાં તો બહુજ ગુસ્સો ઉપજ્યો, પણ પોતે દુશ્મનના પંજામાં સપડાયલો હોવાથી નીચું જોઇ મુંગો રહ્યો. પછી ચતુર ધવલરાય સહીત ગુફાની બહાર આવ્યો. દરવાજા પાસે આવતાં તેણે ધવલરાયને સવિનય કહ્યું—"આપને થોડા સમય માટે બેહોશ કરવાની સેવકને આજ્ઞા આપશો! ગુફાની બહાર પહોંચી દ્વાર બંધ કરીને આપને ફરી શુદ્ધિમાં લાવીશ."

"મને કશી હરકત નથી!" ધવલરાયે જવાબ આપ્યો।—"તમારા આ તલેસ્માતી ભોંયરામાં આવવા જવાનો માર્ગ

જાણવાની મને લેશ પણ ઇચ્છા નથી, તેમજ તે જાણવાથી મને ફાયદો શું છે? એ તો તમારૂંજ કામ છે!" તરતજ ચતુર ધવલરાયને બેહોશ કરી ભોંયરાની બહાર લાવ્યો, અને દ્વાર બંધ કીધા પછી તેને શુદ્ધિમાં આણી તેઓ બંને કીર્ત્તિપુર તરફ વીદાય થયા. તેઓ એક બીજાથી જુદા પડીને નગરમાં દાખલ થયા. ચતુરના કહેવા મૂજબ ધવલરાય એકલો રાજા જગતસિંહની દરબારમાં ગયો. રાજાએ તેનું યોગ્ય સન્માન કરી રાજા રામસિંહની ખબર અંતર પૂછી, જેનો યોગ્ય જવાબ આપ્યા પછી ધવલરાયે પોતાની પાસેનો પત્ર રાજા જગતસિંહને આપ્યો. રાજાની આજ્ઞાથી દીવાને તે વાંચી સંભળાવ્યો, જેથી આનંદ પામી ધવલરાય તરફ ફરી રાજાએ કહ્યું "અમે તેમજ અમારૂં રાજ્ય મહારાજ રામસિંહજીનું છે, માટે એમની ઇચ્છામાં આવે તેવો અમારા રાજ્યનો તેઓ ઉપયોગ કરી શકે તેમ છે, અને અમારી દરબારમાંથી ગમે તે માણસની સેવાની એમને જરૂર હોય તેને અમે મ્હોટી ખુશીથી મોકલવાને તૈયાર છીએ. ચતુરસિંહને મહારાજાની સેવામાં મોકલીશું!" આટલું કહી પોતાના દીવાન તરફ ફરી ધવલરાયની યોગ્ય પરોણાગત કરવાની આજ્ઞા કરી, અને જરૂરના કામકાજ બજાવી દરબાર બરખાસ્ત કરી. દીવાન ધવલરાયની પરોણાગત ત્રણ દીવસ સુધી ઘણી સારી રીતે કરવામાં આવી. ચોથે દીવસે કેટલુંક ઝવેરાત તથા યોગ્ય પોશાક ભેટ આપી ચતુરને કેટલીક સુચનાઓ કરી તેમને ઠાઠમાઠથી રાજાએ વીદાય કર્યા. સંધ્યાકાળ થતાં તેઓ શેરગઢ પહોંચી જઇ રાજા રામસિંહની દરબારમાં ગયા, જેથી રાજાને પણ ઘણોજ આનંદ થયો. ધવલરાયે રાજા જગતસિંહનો પત્ર રાજાને આપતાં તેના ઘણા વખાણ કીધા. રાજાએ ચતુરને રહેવા માટે લાયક મકાનનો બંદોબસ્ત કરવાની ધવલરાયનેજ આજ્ઞા કરી. દરબાર બરખાસ્ત થતાં દીવાન ચતુરને પોતાની સાથે લઈ વીદાય થયો, અને પોતાના મહેલમાંજ તેને ઉતારો આપ્યો, તેમજ તેની સેવામાં કેટલાક હીંદુ નોકરો અને સીપાઇઓને રાખ્યા. તે દીવસથી ચતુર દીવાન સાથે રોજ દરબારમાં જવા લાગ્યો.

---

# પ્રકરણ ૧૫ મું.

——:૦:——

## હાથમાં આવેલ શીકાર છટકી ગયો.

રાત્રીનો સમય હતો. વરષાદની રૂતુ હોવાથી આકાશ વાદળથી ઘેરાયલું હોવાથી સર્વત્ર અંધકાર છવાઇ રહ્યો હતો. આ સમયે શેરગઢની પાસેના જંગલમાં રાજા બલદેવસિંહનો અઇયાર ભૈરવનાથ ચાલ્યો આવતો હતો. તેને જંગલમાં જોઇ વાંચનારને અજાયબી ઉત્પન્ન થશે કે, આગલા પ્રકરણમાં જોયું તેમ ચતુરે તેને છુપી પહાડી ગુફામાં કેદ કીધો હતો, જે ઉઘાડવાની તેમજ બંધ કરવાની ચાવી ચતુર અને વીજય સિવાય બીજું કોઇ જાણતું નહોતું. ત્યારે ભૈરવનાથ તે ગુફામાંથી કેવી રીતે બહાર નીકળવા પામ્યો હશે? ચાલો આપણે તેની હીલચાલ તપાસીશું તો કંઇ ભેદ ખુલ્લો થશે. થોડેક ચાલ્યા પછી એક ઉંચા ટેકરા-પર ચ્હડી ભૈરવનાથે મ્હોંટેથી સીટી વગાડી, અને પછી થોડી વાર ત્યાં ઉભો રહેતાં રાજા બલદેવસિંહના ત્રણે અઇયારો શાંતીનાથ પંડીતજીસહ આવી પહોંચ્યા. ભૈરવનાથને જેતાંજ બદ્રીનાથે પૂછ્યું —"કેમ કીર્તિપુર જઇ શું કરી આવ્યા?"

"ભાઇઓ, ત્યાં ચતુર વાઘ જેવો બેઠો છે! તેની ચાલાકી આગળ મારી તો એકે યુકિત પાર પડી નહીં, માટે તમો ભાઇ-ઓમાંથી એક જણ મારી સાથે ચાલો તો બે જણ મળીને કંઇ કરી શકીએ!" ભૈરવનાથે મંદ અવાજે જવાબ આપ્યો.

"ત્યારે હું ભૈરવનાથ સાથે જઇશ!" વીરકાળ બોલ્યો.

"હા, હા! એ બરોબર, તમે બંને ત્યાં જશો તો આપણું કામ સહેલાઇથી પાર પાડી શકાશે!" નારાયણસિંહે ઉમેર્યું.

"ત્યારે ચાલો આપણે અત્યારે તો રાજા રામસિંહના મહેલમાં જઈ આપણી યુકિત અજમાવીએ!" બદ્રીનાથે સુચવ્યું.

"પણ હું સવારનો ભુખ્યો છું, માટે મને કંઈ ખાવાનું આપો કેમકે, ભુખ બહુ લાગી છે." ભૈરવનાથે જણાવ્યું.

"પણ આપણી પાસે જે કંઇ ખાવાનું છે તેમાં તો બેહો-શીની દવા મેળવેલી છે!" વીરકાળ બોલી ઉઠયો.

"શેરગઢ જઇને બજારમાં કંદોઇની દુકાન ઉઘાડી હોય તો લઈ આવીએ ત્યારે !" બદ્રીનાથે સુચવ્યું.

"હા, હા,! જાઓ ભાઇઓ, કંઈ ફક્કડ મીષ્ટાન લઇ આવો તો આપણે બધા સાથેજ ખાઇએ !" જોશીજીએ ઉમેર્યું.

"ચાલો આપણે લઈ આવીએ !" ભૈરવનાથ જવાને ઉઠયો.

"ચાલો હું સાથે જાઉં છું ! હમણાં પાછા આવીશું !" વીરકાળ બોલી ઉઠયો, અને તેઓ બંને ત્યાંથી વીદાય થયા. નગર થોડે દૂર રહેતાં માર્ગમાં વીરકાળે ભૈરવનાથને કહ્યું–"ભાઇ, આપણે નગરમાં સ્વરૂપ બદલીને જઇએ તો સારૂં. ગઇ કાલથી ચતુર અત્રે આવેલ છે, તે આપણ સર્વને સારી પેઠે ઓળખે છે, એટલે કદાચ તે મળી જાય તો ભેદ ખુલી જશે !"

"અરે, એટલી બધી ભાંજગડ કરવાની કંઈ જરૂર નથી ! અત્યારે રાતને સમયે આપણને કોણ જોવા આવનાર છે ?" ભૈરવનાથે બેદરકારીસહ જણાવ્યું. આ જવાબ સાંભળતાં તેને માટે વીરકાળના મનમાં શક ઉત્પન્ન થયો, પરંતુ રાત અંધારી હોવાને લીધે તેનું મુખ જોઇ ન શકવાથી તે ઓળખી શક્યો નહીં, એટલે ત્યાં ઉભા રહી તેણે મ્હોટેથી સીટી વજાડી, પણ તેઓ ઘણે દૂર નીકળી આવેલ હોવાથી તેમના સાથીઓને તે સંભળાઇ નહીં. તરતજ ભૈરવનાથે તેને ગળચીમાંથી પકડયો, પણ વીરકાળે ચેતી જઇને પોતાની કમ્મરેથી કટાર કહાડી, અને તેઓ બંને વચ્ચે ઝપાઝપી ચાલી. આ હાથોહાથની લડાઇમાં ભૈરવનાથે તેને પકડીને જોરથી જમીનપર પછાડયો અને તેની છાતીપર ચ્હડી બેસી પોતાના હાથમાંની બેહોશીની ભુકી તેને સુંઘાડી દીધી, જેની અસરથી બેભાન થતાંજ તેની ગાંસડી બાંધીને તે નગરમાં ચાલ્યો. નગરમાં ધવલરાય દીવાનના મહેલના દરવાજાપર ગાંસડી ઉતારી તેણે ત્યાં પહેરો ભરતા એક સીપાઇ પાસે થોડુંક પાણી મંગાવી પોતાનું મુખ ધોઇ નાંખ્યું તો આપણા નેકનામદાર ચતુરસિંહ દીપી નીકળ્યા. વાંચનાર, રાજા રામસિંહને ત્યાં આવ્યા પછી દુશ્મનોના કયા અઇયારો કપટ સાથે આવ્યા છે તે જાણવાની ઈચ્છાથી ચતુર આજે તપાસ કરવાને નીકળ્યો હતો, અને દુશ્મનોને ફસાવવાને તેણે ભૈરવનાથનું સ્વરૂપ ધારણ કીધું

હતું કેમકે, ભૈરવનાથ તો પોતાના પંજામાં કેદ પડેલો હોવાથી તેની અઇયારીનો ભરમ ખુલી જવાની લેશ પણ ધાસ્તિ નહોતી, અને આપણે જોયું તેમ દુશ્મનોની આંખમાં ધુળ નાંખી તેઓમાંથી એક જણને તેણે પકડયો. પોતાનું અસલ સ્વરૂપ ધારણ કરી ચતુર ધવલરાયના મહેલમાં દાખલ થયો, અને એક ઓરડીમાં વીરકાળને બંધ કરી તેના ઉપર સખ્ત દેખરેખ રાખવાની સીપાઇઓને આજ્ઞા કરી તેણે તેની બાજુના ઓરડામાંજ એક પલંગ સજાવી બાકીની રાત નિંદ્રા લીધી આ તરફ જંગલમાં નારાયણસિંહ, બદ્રીનાથ અને જોશીજી તો ખાવાનું લઇને તેમના આવવાની રાહ જોતાજ રહ્યા. ઘણી વારે તેઓને એવો વહેમ ગયો કે બંને જણ કદાચ પકડાઈ ગયા હશે, પણ રાત્રીને સમયે તેઓ તેમની કયાં શોધ કરી શકે તેમ હતું ? રાતની રાત તો તેમણે જંગલમાંજ પસાર કરી અને સવાર પડતાં તેઓ જુદા જુદા રૂપ ધારણ કરી નગરમાં તપાસ કરવાને ગયા. પહેલાં તેઓ દરબાર તરફ ચાલ્યા તો માર્ગમાં ચતુરને પણ દરબારમાં જતો જોયો. તેની પાછળ પંદરેક સીપાઇઓ વીરકાળને પણ કેદીની હાલતમાં પકડીને લઇ જતા હતા, જે જોઈ તેઓ પણ તેમની પાછળ ગયા. દરબારમાં જઇ ચતુરે નમન કરી વીરકાળને રાજા સમક્ષ ઉભો કર્યો. તેને જોતાં રાજાએ પૂછ્યું—" ચતુરસિંહ, આ કેદીને શા માટે લાવ્યા છો ? એ કોણ છે ? "

" મહારાજ, વીજયગઢથી આવેલા પાંચ અઇયારોમાંના એકને સેવક પકડી લાવ્યો છે. એને માટે શી આજ્ઞા છે ? " ચતુરે નમીને જણાવ્યું. રાજાએ કેદી તરફ આનંદ તેમજ ગુસ્સાની ભેળાયલી નજરે જોઇ તેનું નામ પૂછવાની દીવાનને આજ્ઞા કરી. દીવાને પૂછતાં કેદીએ બેદરકારીથી જવાબ આપ્યો " મારૂં નામ અઇયાદત્ત છે ! " તેના જવાબથી રાજાને હાસ્ય સાથે ગુસ્સો ઉપજ્યો, અને તેણે આજ્ઞા કરી—" બસ, એ હરામખોરને વધુ પૂછવાની જરૂર નથી ! કારાગૃહમાં લઇ જઇ એને કેદ કરો, અને સખત ચોકી પહેરો રાખો ! " આજ્ઞા થતાંજ સીપાઇઓ તેને હાથપગમાં બેડીઓ પહેરાવી કેદખાના તરફ લઇ ગયા. દુશ્મનોમાંથી એક જણને પકડવા માટે રાજાએ ખુશ થઇ ચતુરને મોતીની માળા

ભેટ આપી. દરબારમાં છૂપે વેષે નારાયણસિંહ, બદ્રીનાથ અને જોશી શાંતીનાથ સઘળો તમાસો એક બાજુએ ઉભા રહી જોતા હતા, તેઓ વીરકાળને લઇને સીપાઈઓ બહાર નીકળ્યા, એટલે તેમની પાછળ ગયા, અને પોતપોતામાં મસલત કરી તેગણે એક ચાલાકી વાપરી. એક ઉજ્જડ સ્થાનમાં જઈ બદ્રીનાથે ચતુરનું સ્વરૂપ ધારણ કર્યું, અને નારાયણસિંહ તેમજ જોશીજીએ સીપાઇ બની જઇ તેઓ ત્રણે વીરકાળને પકડી જતા સીપાઇઓ પાછળ ગયા. સીપાઇઓ હજી વીરકાળને લઇને કેદખાનાના દરવાજા સુધી પહોંચ્યા, એટલામાં વેષધારી ચતુરે તેમને રોકીને દમામથી ફરમાવ્યું—"સબુર! આ લુચ્ચા અઇયારને કેદખાનામાંથી એના સાથીઓ ગમે તે યુક્તિથી નહસાડી જશે, તેથી એ હરામખોરને મારા કબજામાં રાખવાની મહારાજાએ આજ્ઞા કરી છે!" ચતુરની ગમે તે આજ્ઞા ઉઠાવવાનો રાજા તરફથી હુકમ મળી ચુકેલો હોવાથી સીપાઇઓએ કંઇ પણ આનાકાની વગર કેદી તેમને હવાલે કરી દીધો, અને તે ખબર રાજાને આપવા તેઓ દરબારમાં પાછા ફર્યા. આ તરફ વેષધારી ચતુર, કેદી અને તેની સાથેના સીપાઇઓ જંગલ તરફ રવંદા માપી ગયા. સીપાઇઓ દરબારમાં આવ્યા તો ત્યાં પણ ચતુરને દીવાન ધવલરાયની બાજુમાં બેઠેલ જોઇ તેઓ દીંગમૂઢ સરખા ગયા, અને રાજાને નમીને બ્હાવરા સરખા ઉભા રહી ગયા. તેમની આ હાલત જોઈ ચતુરને કંઇ શક જવાથી તેણે તેમને પૂછ્યું—"કેમ અઇયારને કેદ કરી આવ્યા?"

"મહારાજાજીએ કેદી આપને હવાલે કરવાની આજ્ઞા કરી છે, એમ ફરમાવી આપજ તેને લઇ ગયા તે!" સીપાઇઓએ બારિતથી ધ્રુજતાં જવાબ આપ્યો. ચતુર આ સાંભળી ચમકી ગયો. રાજા તેમજ તમામ દરબારીઓને પણ અજાયબી લાગી, અને રાજા ગુસ્સામાં બોલી ઉઠયો—"ચતુરસિંહ તો અત્રેથી બહાર ગયાજ નથી, અને તમે જણાવો છો કે એ તમારા કબજામાંથી કેદીને લઇ ગયા, એ શું? હરામખોરો, સત્ય બોલજો, નહીં તો સઘળાઓને હાથીના પગ તળે ચંપાવીને મારી નંખાવીશું! તમે પણ દુશ્મનો સંગે મળી ગયા હો તેમજ લાગે છે.! સત્વર બતાવો

ક્યાં છે કેદી ?" રાજાના ગુસ્સાના વચનો સાંભળી સીપાઇઓના જીવ ઉડી ગયા, અને ધાસ્તિથી તેમનાં મુખ સીવાઇ ગયાં. તેઓ પાષાણના પૂતળાવત સ્થિર થઈ ગયા. ચતુર સઘળો ભેદ પામી ગયો, અને રાજાનો ગુસ્સો જોઇ નાહકમાં નિર્દોષ સીપાઇઓ માર્યા જશે, એમ ધારી તેણે હાથ જોડી રાજાને અરજ કરી— "મહારાજ, એ સીપાઇઓ નિર્દોષ છે ! દુશ્મનના અઈયારોની ચાલાકીનુંજ એ પરીણામ છે ! તેઓ મારૂં સ્વરૂપ ધારણ કરીને કેદીને એમના હાથમાંથી છોડાવી ગયા હશે ! અઇયારોની ચાલાકીની કંઇ સીમાજ નથી ! તેઓ મ્હોટા મ્હોટા કાબેલ અને ચાલાક માણસોને પણ ગફલતીમાં નાંખી ઠગી જાય છે તો આ બીચારા મૂર્ખ સીપાઇઓને ઠગી જાય તેમાં શી નવાઇ ?" ચતુરના સમજાવવાથી રાજાનો ગુસ્સો શાંત પડયો, પણ કેદી છટકી જવા માટે તેને બહુ દીલગીરી ઉપજી.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### શેરને માથે સવાશેર !

બદ્રીનાથ, વીકરાળ, વગેરે અઇયારો અને પંડીતજી ન્હાસીને જંગલમાં જઇ એક ઝાડ નીચે બેઠા, અને વીરકાળ કેવી રીતે પકડાઇ ગયો તે વિષે તેને મુખેથી સઘળી હકીકત સાંભળી રહ્યા પછી બદ્રીનાથ બોલ્યો—"ચતુરે જબરી ચાલાકી વાપરી ! આપણ સઘળાઓની આંખમાં તે ધુળ નાંખી ગયો ! આ ઉપરથી મારી ખાત્રી થાય છે કે, ભૈરવનાથને પણ ચતુરેજ પકડયો છે !"

"પણ તેની કયાં શોધ કરીએ ?" નારાયણસિંહે કહ્યું.

"તે જાણવામાં શી મ્હોટી મુશ્કેલી છે ! આપણા પંડીતજી કયાં કાચા છે !" વીરકાળ બોલ્યો.

"હા પંડીતજી, જરા રમલ નાંખીને ગણત્રી કરી જુઓ કે, ભૈરવનાથ કયાં છે ?" બદ્રીનાથે કહ્યું. તરતજ જોશીએ પોતાનાં પાના પુસ્તકની પોટલી છોડી અને તેમાંથી રમલ કહાડી તે

ફેંકી તેપરથી કંઇ ગણત્રી કરીને પછી ગંભીર અવાજે જણાવ્યું —"ખરેખર! ભૈરવનાથ અને તે સાથે મહમદ બંનેને ચતુરે એકજ ઠેકાણે કેદ કરેલા છે! અહીંથી ઉત્તર તરફ બે કોસપર એક પહાડી ગુફા છે, તેમાં આપણા સાથીઓ બંધીવાન પડેલાછે!"

"બસ, ત્યારે ચાલો આપણે તે ગુફા શોધી કહાડીં તેમને છોડાવીએ!" વીરકાળ બોલી ઉઠયો "પંડીતજી આપણને માર્ગ પણ બતાવશે!" તરતજ સઘળાઓ ઉઠીને ગુફા તરફ ચાલ્યા. પંડીતજી વારંવાર રમલ ફેંકી તેમને માર્ગ બતાવતો ગયો, અને તેઓ પેલી પહાડી ગુફા સુધી જઇ પહોંચ્યા, જેમાં દાખલ થઇ તેને બીજે નાકે બહાર આવ્યા. સામે પહાડમાં પેલો સિંહના મુખવાળો દરવાજો ઉઘાડવાની બહુ મહેનત કરવા છતાં તેઓ તે ઉઘાડી શકયા નહીં. જોશીજીએ પણ તે ઉઘાડવાની યુકિત શોધી કહાડવાને રમલ નાંખી બહુ ગણત્રી કરી, પણ તેની અકકલ ચાલી નહીં, અને તેણે જણાવ્યું "ભાઇઓ, મારી ગણત્રીપરથી તો આ દરવાજો એક તલેસમ સાથે જોડાયલો હોય એમ લાગે છે, અને તલેસમની બાબતમાં રમલ નીરૂપયોગી છે, માટે એ દ્વાર ઉઘાડવાને કોઈ બીજીજ યુક્તિ અજમાવવી જોઇએ" પંડીતજીની શકિત પણ ત્યાં ચાલી ન શકવાથી તેઓ લાચાર થઇ ગુફાની બહાર આવ્યા, અને પરસ્પરમાં ચોક્કસ સંકેત કરી અઇયારી અજમાવવા એક બીજાથી છૂટા પડી ગયા. વાંચનાર, તેપનાથી છૂટા પડીને આપણે ચતુર શું કરે છે તે જોઇએ. એક દીવસ બપોર પછી તે દુશ્મન અઇયારોના હીલચાલ તપાસવાને ફરવા નીકળ્યો અને ફરતા ફરતાં શેરગઢની બહાર ઘણે દૂર સુધી ચાલ્યો ગયો તો એક ગંભીર વડના ઝાડને ઓથે કુલીનને ઉદાસ ચિત્તે બેઠેલ જોયો. તેની સ્વારીનો ઘોડો થોડેક દૂર બીજા એક ઝાડના થડ સાથે બાંધેલો ચરતો હતો. સામે એક મુવેલું હરણ પડયું હતું, જેની પાસે દેવતા સળગતો હતો. કુમારની છેક પાસે જતાં કેળના એક પાંદડા ઉપર થોડાક માંસના તુકડા પડેલા જોઇ ચતુરે પાછળથી પૂછયું-" કુમાર, શા વિચારમાં બેઠા છો? ખાઓ! હાથ કેમ રહી ગયો!" પાછળ ફરીને જોતાં ચતુરને જોઇ કુમારે સસ્નેહ જણાવ્યું "ભાઇ, શેરગઢ ગયો તે પાછો કંઇ સમાચારજ નહીં!"

"કુમાર, શેરગઢમાં હું આપનીજ સેવા બજાવતો હતો!" ચતુરે હસીને જવાબ આપ્યો, અને તેની પાસે બેસી ગયો.

"વહાલી કાન્તાની શી ખબર છે?" કુલીને પૂછયું.

"કુમાર, આપની પાસેથી ગયા પછી કુંવરીની મુલાકાત થઈજ નથી, કેમકે હું દુશ્મનોની હીલચાલ તપાસવામાં રોકાઇ ગયો હતો! એક અઇયારને પકડયો હતો તે પણ છટકી ગયો! બીજાઓની તો દરકાર નથી, પણ બદ્રીનાથ તેમની સાથે છે, તે ઘણો ચાલાક છે. મને એનીજ કંઇક ધાસ્તિ છે, પણ જોઇ લઇશું! પણ કુમાર, તમે અહીં કયાંથી આવી ચ્હડયા? તમારી સાથે કોઇ સીપાઇ કેમ નથી?" ચતુરે પૂછયું.

"થોડાક સીપાઇઓ સહીત અમે આજે સવારે શીકારે નીકળ્યા હતા. જંગલમાં બે પ્રહર સુધી શીકારની શોધમાં ફર્યા પણ એકે શીકાર હાથ લાગ્યો નહીં, એટલામાં આ હરણ નજરે પડયું, એટલે અમે તેની પાછળ અશ્વને છોડયો, અને સીપાઇઓ પાછળ રહી ગયા. અમે એકલા અહીં નીકળી આવ્યા. થોડી વાર પહેલાંજ શીકાર કરી અમે અહીં થાક ખાવા બેઠા છઈએ. ભાઇ, અમને ક્ષુધા પણ બહુ લાગવાથી એ હરણનું માંસ સેકીને ખાવાનો વિચાર હતો, એટલામાં તું આવી ચ્હડયો! હવે તું સેકીને તૈયાર કર કે આપણે સાથેજ અહાર કરીએ. ભાઇ, જલ્દી કરજે! આખા દીવસમાં કંઇ ખોરાક લીધો નથી!" કુલીને કહ્યું. ચતુરે થોડી વારમાં માંસ સેકીને તૈયાર કર્યું અને ઝરાને કીનારે તેઓ ખાવા બેઠા. "કેમ સ્વાદિષ્ટ થયું છે કે નહીં?" ચતુરે ખાતાં ખાતાં કુમારને પૂછયું.

"એમાં મસાલો કોણે લગાડયો છે, એટલે સ્વાદિષ્ટ કેમ ન થાય? એ માન તું શાનો ખાટી જઈશ?" કુલીન હસ્યો.

"પણ કુમાર, તમે મસાલો કહાડી નાંખીને કેમ ખાઓ છો?" ચતુરે પૂછયું.

"અમને મોળું માંસ ભાવે છે!" કુલીને જવાબ આપ્યો, અને બે ત્રણ કટકા ખાઇ તેણે ઉઠીને ઝરામાં હાથ ધોઇ નાંખ્યા, એટલે ચતુરે પૂછયું "કેમ એટલામાં ધરાઇ ગયા?"

"ભાઈ, પ્રભાતના ભુખ્યા હતા એટલે શું ખવાય ?"

"તમો સરખા મ્હોટા માણસના પેટ તો મ્હોટાઈથીજ ભરેલા હોય એટલે તમો ઝાઝું ખાઓ નહીં, પણ આપણે કંઈ તમારી માફક ઉઠી જવાના નથી! કેવું સ્વાદિષ્ટ બન્યું છે ?" ચતુરે હસીને જણાવ્યું અને ખૂબ ધરાઇને માંસ ઝડાવ્યું. અહાર કરી રહ્યા પછી તેણે કહ્યું "કુમાર, હવે સંધ્યાકાળ થયો છે માટે તમે મહેલે સીધારો અને હું પણ શેરગઢ જાઉં છું!"

"નગર સુધી અમારી સાથે તો ચાલ પછી શેરગઢ પાછો ફરજે!" કુમારે પોતાના અશ્વપર બેસતાં આગ્રહ કીધો.

"નહીં કુમાર, મારૂં માથું કોણ જાણે શાથી ફરવા લાગ્યું છે, માટે મને શેરગઢ જવા દો!" ચતુરે જણાવ્યું.

"માંસ ખૂબ દાબીને ખાધું ત્યારે કંઇ વિચાર કીધો હતો!" કુલીને હસીને કહ્યું—"હવે તો નગર સુધી ચાલવાથી ખાધેલું પણ પાચન થઈ જશે!"

"ઠીક ચાલો!" ચતુરે કહ્યું, અને તેઓ કીર્તિપુર તરફ ચાલ્યા. થોડેક જતાં ચતુરને ચક્કર આવ્યા અને તે બેહોશ થઈ પડયો કુમારે તરતજ પોતાનો અશ્વ ઉભો રાખી નીચે ઉતરીને ચતુરના હાથપગ મજબૂત બાંધી પોતાની પાસેના કપડામાં તેની ગાંસડી બાંધી તે ઘોડાની પીઠપર નાંખી, અને કીર્તિપુર તરફ ન જતાં શેરગઢ તરફ અશ્વ ફેરવ્યો. થોડેક દૂર જંગલમાં પહોંચતાં તેણે મ્હોઢેથી સીટી વજાડી, એટલે નારાયણસિંહ, વીરકાળ અને જોશીજી તેમજ કપટ, વગેરે ત્યાં આવી પહોંચ્યા. કુમારના અશ્વપર ગાંસડી જોઇ વીરકાળ બોલી ઉઠયો—"વાહ બદ્રીનાથ! તમે મહાભારત કામ બજાવી આવ્યા! આપણા સઉથી વધુ બળવાન દુશ્મનનો ભય હવે દૂર થયો!"

"બસ, ચતુર પકડાયો છે, એટલે હવે આપણી મુરાદ પાર પડતાં શું મુશ્કેલી નડનાર છે!" કાસમ બોલી ઉઠયો. કપટના આનંદનો તો કંઇ પારજ ન રહ્યો ઘોડી વાર વાતચીત કર્યા પછી બદ્રીનાથે નારાયણસિંહને કહ્યું—"જે ઘોડારમાંથી આ અશ્વ તમે ચોરી લાવ્યા છો, તેની પાસે પાછો એને ફરતો મૂકી

આવે એટલે અશ્વશાળાના રક્ષક તેને પોતાની મેળે બાંધી લેશે!" તરતજ નારાયણસિંહ અશ્વપર સ્વાર થઇ ત્યાંથી રવાને થયો.

"હવે આપણા આ શીકારની શી વ્યવસ્થા કરવી? મારા વિચાર મુજબ તો એને વીજયગઢમાં કેદ કરી આવીએ, કે પછી કોઇને એનો પત્તો પણ ન લાગે!" બદ્રીનાથે જણાવ્યું. સઘળાઓને એ સલાહ યોગ્ય લાગી, અને તે મુજબ બદ્રીનાથ ચતુરની ગાંસડી ખભે ઉંચકી વીજયગઢ તરફ રવાને થયો.

---

## પ્રકરણ ૧૭ મું.

——:o:——

### રંભાની રસિકતા.

રાજા રામસિંહની દરબારમાં ચતુર દરરોજ જતો હોવાથી બે ત્રણ દીવસ સુધી તેને દરબારમાં ન જોવાથી રાજાએ એક દીવસ દીવાન ધવલરાયને પૂછ્યું—"દીવાનજી, આજ બે ત્રણ દીન થયાં ચતુરસિંહ દરબારમાં દેખાતા નથી તે કયાં ગયા છે?"

"નહીં કૃપાનાથ! સેવકને પણ મળ્યા નથી, આજે તેમના મહેલમાં તપાસ કરીશ!" દીવાને જવાબ આપ્યો, અને દરબાર બરખાસ્ત થતાં તે ચતુરને ઉતારે ખબર કહાડવા ગયો, જ્યાં તે ન હોવાથી તેની નોકરીમાં સોંપવામાં આવેલા પહેરેગીરોને પૂછતાં તેમણે જણાવ્યું. "આજ ચાર દીવસ થયાં તે ગયા છે, તે પાછા ફર્યા નથી!" ધવલરાય આથી વીમાસણમાં પડી ગયો, અને પોતાને મહેલે આવી હવે શું કરવું તેના વિચારમાં પડયો. ચતુરની ભાળ નહીં મળે તો પોતાના ઉપર કલંક આવશે, એમ વિચારી ગમે તે ઉપાયે તેની ભાળ મેળવવા તેણે આસપાસના શહેરો અને બીજા ભાગોમાં તેની શોધ કરવાને ઘણા માણસો મોકલ્યા. કીર્ત્તિપુરમાં તપાસ કરાવવાને તેણે પોતાની તરફથી ત્યાંના દીવાન અને ચતુરના પિતા જયસિંહ ઉપર એક પત્ર લખી એક સ્વાર રવાના કીધો સ્વાર પત્ર લઇને સાંજના કીર્ત્તિપુર પહોંચી ગયો, અને જયસિંહને ઘેર જઇ તેણે ધવલરાયનો પત્ર

આપ્યો, જે વાંચી તેમાંથી ચતુર ગૂમ થવાના સમાચાર જાણી તેની ખાત્રી થઇ કે, તે અવશ્ય કોઇ અઇયારના હાથમાં સપડાઇ ગયો હશે. ધવલરાયના પૂછાવ્યા મૂજબ ચતુર કીર્તિપુરમાં નથી, એવો જવાબ લખીને સ્વારને શેરગઢ વીદાય કરી તેણે તરતજ પોતાના કેટલાક જાસુસોને બોલાવી ચતુરની શોધ કરવાને જુદે જુદે ઠેકાણે મોકલી દીધા. બીજે દીવસે જયસિંહે દરબારમાં જઇને રાજા જગતસિંહને ધવલરાયના પત્ર વિષેની હકીકત જણાવી, જે સાંભળી તેણે પૂછ્યું—"ચતુર દુશ્મન અઈયારોના પંજામાં તો કદાચ સપડાઇ ગયો નહીં હોય ?"

"મહારાજ, ઘણું કરીને એમજ હશે !" જયસિંહે જણાવ્યું "તપાસ માટે કાલે રાત્રીએજ મેં આપણા જાસુસોને મોકલ્યા છે, એટલે બે ચાર દીવસમાં કંઈપણ ભાળ મળશેજ !" રાજાની જમણી બાજુએ બેઠેલો કુલીનકુમાર આ સઘળી વાતચીત સાંભળી ઉઠીને રાજાને નમન કરી બોલ્યો—"પિતાજી, અમને આજ્ઞા હોય તો અમે ચતુરસિંહની શોધ કરવા સીધારીએ ?"

"કુમાર, આપની હિંમત અને શુરવીરતા માટે કંઇ શક આણવા સરખું નથી, પરંતુ ચતુર ચાલાક અઇયારોના હાથમાં સપડાઇ ગયો છે, તેની શોધમાં જવાનું કામ આપનું નથી !" જયસિંહે કુમાર તરફ ફરી કહ્યું "આપ જાણો છો કે, એક અઇયારને બીજો કોઇ અઈયાર કેદ પકડે છે, તો તે ફક્ત તેને કેદ કરી રાખે છે, પણ તે કદી તેના પ્રાણ લેનાર નથી. આથી જો ચતુર તેમના હાથમાં પકડાઈ ગયોજ હશે તો પણ તે કેદી હશે, અને કોઇ પણ ઉપાયે છૂટો થઇ આવશે ! તેની શોધમાં જાસુસો મોકલ્યા છે, એટલે થોડા દિવસ રાહ જોઈએ ! એ અરસામાં જો ચતુર નહીં આવે, તો પછી આપણે યોગ્ય પગલાં લઇશું ! હાલમાં વિના કારણે હોહા કરી મૂકવાથી દુશ્મનો આપણને ગભરાટમાં પડેલા જાણી વધુ ઉદ્ધત બની જશે. હાલ તો કંઇ જાણતા નથી તેમ છૂપી રીતે કામ લેવાનો સમય છે ! કુમાર, આપને મિત્રતાને લીધે ચતુરની ચિંતા લાગે તે સ્વાભાવિક છે !" આ પછી રાજાનું મન દરબારી કામકાજમાં રોકાતાં તે વાત બંધ પડી, પરંતુ રાજા જગતસિંહ તેમજ કુમારનાં અંતઃકરણમાંથી ચતુર ગૂમ

થવાની દીલગીરી દૂર થઇ નહીં. આ તરફ શેરગઢમાં રાજા રામસિંહે બીજે દીને પણ ચતુરને દરબારમાં ન જોતાં ધવલરાયને પૂછયું "દીવાનજી, ચતુરસિંહની કંઇ ભાળ મળી ?"

"મહારાજ, હજી કંઇ ભાળ મળી નથી, પરંતુ કીર્ત્તિપુર ખાતે મેં કાસદને પત્ર લઇ મોકલ્યો છે, તે પણ જે સમય જાય છે તેમાં આવવો જોઇએ." દીવાને જવાબ આપ્યો; એટલામાં કીર્ત્તિપુર ગયલો કાસદ આવી પહોંચવાની ખબર દરવાને આપતાં રાજાની આજ્ઞાથી તેને દરબારમાં બોલાવી દીવાને પત્ર લઇ વાંચ્યો, એટલે રાજાએ આતુરતાથી પૂછયું "કેમ શા સમાચાર છે ?"

"મહારાજ, કીર્ત્તિપુરમાં પણ ચતુરસિંહ નથી !" પત્ર વાંચી રહ્યા પછી દીવાને નિરાશાસહ જવાબ આપ્યો. "પત્ર દીવાન જયસિંહેજ લખી મોકલ્યો છે." ચતુર ગૂમ થવાથી રાજા રામસિંહને ખેદ ઉપજ્યો, અને દરબાર બરખાસ્ત કરી તે મહેલમાં ગયો. તેને ઉદાસ જોઇ મહારાણીએ પૂછતાં તેણે ચતુર ગૂમ થવાની હકીકત જણાવી, જે સાંભળી રાણીએ જણાવ્યું "ત્યારે હવે દુશ્મનો વધુ જોરમાં આવશે !"

"અરે, તેમની તો કંઈ ધાસ્તિ નથી, પણ રાજા જગતસિંહને અમે શો જવાબ આપીશું !" રાજા દીલગીરી ભરે અવાજે બોલ્યો. રાણી પણ બહુ ખેદ પામી. આ સમયે ત્યાં ઉભેલી ચકોરી ચતુરની હકીકત સાંભળી ઉદાસ બની ત્યાંથી ચાલી જઈ કાન્તાકુંવરી પાસે ગઈ. તેને ઉદાસ જોઇ કાન્તાએ તેનું કારણ પૂછયું, પણ ચતુરની હકીકત કહેતાં તેણીનું હૈયું ભરાઇ આવવાથી તે બોલી શકતી નહોતી. કાન્તાએ તેણીને પૂછવાનો આગ્રહ ચાલુ રાખ્યો, પણ ચકોરીનો કંઠ રૂંધાઈ જવાથી તે કંઇ પણ જવાબ આપી શકી નહીં. તેની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી આથી કાન્તાએ ગભરાટસહ પૂછયું, "સખી, આમ રૂદન શું કરે છે ? કંઇ મુખેથી કહીશ તો ખુલાસો થશે !"

"કુંવરીબા, અત્યારે હું રાજમાતાને મહેલે હતી, ત્યાં મહારાજને મુખે સાંભળ્યું કે, ચતુરસિંહ રાજા ...દેવસિંહના અઇમારોના પંજામાં પકડાઇ ગયા છે !" ચકોરીએ ગળગળે અવાજે કહ્યું.

"હેં!" કાન્તા ગભરાટમાં બોલી ઉઠી. ચકોરી રડી પડી. તેણીનું હૃદય કાન્તાએ પારખી કહાડયું. ચતુરને માટે તેણીનાં અંતઃકરણમાં પ્રેમાંકુર ફુટયાં છે, એ જાણી જતાં ચતુર ગૂમ થવાથી પોતાની માનીતી સખીને ઉપજેલાં દુઃખ માટે કુમારી દુઃખી થઇ. તેણીને ધીરજ આપવા તે બોલી—"સખી, આમ વિલાપ કરવે શું વળવાનું છે? એથી કંઇ ચતુરસિંહ છુટી આવશે? પિતાજીએ અવશ્ય ઘટતી તજવીજ કરી હશે!" તેમની દીલગીરીભરી વાતચીત સાંભળતી બેઠેલી ચપળાએ હિંમતથી કાન્તાને અરજ કરી—"કુંવરીબા, આજ્ઞા આપો તો હું એમની શોધમાં જાઉં!"

"હજી એટલું તારૂં ગજું નથી!" કાન્તાએ કહ્યું.

"ગજું શા માટે નથી? અઇયારીમાં હું પણ હવે પ્રવીણ થઇ નથી શું?" ચપળા બોલી ઉઠી "કુંવરીબા, મને એકવાર આજ્ઞા આપો પછી જુઓ કે હું દુશ્મનોની આંખો કેવી ચાલાકીથી આંજીને ચતુરસિંહને છોડાવી લાવું છું!"

"હજી એટલી બધી હિંમત કરવાને વાર છે!" ચકોરીએ સ્નેહભરે અવાજે કહ્યું—"ચતુરસિંહ સરખા ચાલાકને જેમણે ફસાવ્યા તેવાઓની સાથે કામ લેવું છે તે જાણે છે કે? પણ કુંવરીબા, જો મને આજ્ઞા આપો તો હું જાઉં!"

"સખી, એમાં મારી આજ્ઞા લેવાની શી જરૂર છે? ચતુરસિંહને તું છોડાવી આવીશ તેથી એ તારા ઉપકાર તળે દબાયાથી તારી મનકામના પૂર્ણ થશે!" કાન્તાએ જણાવ્યું "સખી, તું આજેજ જવાની તૈયારી કરજે!"

"પણ દુશ્મનના અઇયારો અત્રે આવેલા હોવાથી તમારી સંભાળ કોને સોંપી જાઉં?" ચકોરી વિમાસણમાં પડી.

"તે હું કેવી વાઘ જેવી બેઠી છું!" ચપળા હિંમતથી બોલી ઉઠી—"એટલી પણ મારામાં હોંશીયારી નથી શું?"

"ભલે ત્યારે સાવધ રહેજે!" ચકોરીએ જણાવ્યું—"તારી ગફલતીથી કુંવરીબાપર કંઇ સંકટ આવ્યું તો પછી—"

"તેની લેશ પણ ચિંતા કરવી નહીં! જો જો તો ખરાં કે, હું કેવી ચાલાકીથી કામ ચલાવું છું!" ચપળાએ કહ્યું. આ પછી ચપળાને કેટલીક અગત્યની સુચનાઓ કરી ચકોરી પોતાની મુસાફરીની તૈયારી કરવામાં ગુંથાઇ. દુશ્મનના પંજામાં સપડાયલા ચતુરને ચાલાક અઇયારોને થાપ આપીને છોડવવાને ચકોરી સરખી એક યુવતી તૈયાર થાય, એ ઉપરથી વાંચનાર અટકળી શકશે કે, તે કંઇ સાધારણ યુવતી નહોતી. તે શરીરે બળવાન હતી, અને બે ચાર પુરૂષો સાથે સમય આવતાં લડીને તેમને કેદ પકડી લેવાનું તો તે સહજ સમજતી હતી. શસ્ત્ર વિદ્યામાં તે પ્રવીણ હતી, અને અઇયારીમાં પણ તેવીજ ચાલાક હતી. ગાયનકળામાં પણ તે કુશળ હતી. તેણીના શરીરનો સ્વેત રંગ અને અવયવોની કોમળતા જોઇ તેપર એક ફુલ મારતાં પણ આપણો જીવ ચાલે નહીં. પોતાનું ખરૂં સૌંદર્ય છુપાવવા તેણી જ્યારે રાજમહેલની બહાર જતી ત્યારે પોતાનું સ્વરૂપ કદરૂપું બનાવી અથવા વેષ બદલીને જતી હતી. સંધ્યાકાળ વીતી રાત્રીની મુસાફરી ચાલુ થઈ ચુકી હતી, અને પોતાની પ્રિય રજની સંગે રમવાને ચંદ્ર પણ પુર હાસ્યસહ દોડતો આવતો હતો. આ સમયે પોતાના હૃદયના માની લીધેલા પ્રિયતમ ચતુરની શોધમાં ચકોરી પોતાનાં ખરાં સ્વરૂપમાં જંગલમાં ચાલી જતી હતી. તેણીએ કસેલી કમરમાં એક આબદાર ખંજરની રત્નજડીત મૂઠનો ઝળકાટ પ્રકાશી રહ્યો હતો. ચતુરના રટણમાં તે ભાન ભૂલી ગઈ હતી. પોતાના શરીરનું પણ તેને ભાન નહોતું. પોતે શા માટે રાજમહેલની બહાર નીકળી છે, કઈ તરફ જાય છે, માર્ગ કયાં છે, માર્ગમાં સામે ખડક છે યા ઉંડી ખાઇ કે નદી નાળું છે, તે તેણી જાણતી નહોતી. જંગલમાં ભાન રહીત ચાલીજ જતી હતી. ટેકરાઓ સાથે ઠોકર ખાતાં ચાલ્યા જવાથી તેના નાજુક પગમાંથી લોહી વહેતું હતું તેનું પણ તેને ભાન નહોતું. ચાલતાં ચાલતાં માર્ગમાં સામે એક ઝરો આવ્યો, જેનું ભાન ન રહેતાં તે તેમાં પડી ગઇ, જેમાં એક પથ્થર સાથે અથડાતાં તેનું કપાળ ફુટી લોહી નીકળ્યું, તથા સઘળાં વસ્ત્ર ભીંજાઇ ગયાં. હવે તેને યાદ આવ્યું કે, પોતે ચતુરને શોધીને છોડવવા જાય છે. તે

મ્હોટેથી બોલી ઉઠી " અરેરે વહાલા ! મેં આપને તદન વિસારી મૂકયા ! આપને છોડવવાની મને ચિંતા ન રહી તેનીજ મને ઇશ્વરે આ શિક્ષા કરી !" હવે તે સાવધ થઇ, પોતાના શરીરનું તેણીને ભાન આવ્યું, અને ઝરાની બહાર નીકળી પોતાનાં ભીંજાચલા વસ્ત્ર નીચવી નાંખ્યા, તેમજ કપાળમાં થયલા જખમપર પાટો બાંધ્યો. પોતે કયે રસ્તે જાય છે તે તપાસતાં તેણે જાણ્યું કે પોતે માર્ગ ભૂલવાથી આડે રસ્તે નીકળી ગઇ એક ભયાનક જંગલમાં આવી ફસી છે. આથી હિંમત ધરી તે ત્યાંથી પાછી ફરી. હવે ચતુરને કયાં શોધવો તે માટે તેના મનમાં અનેક વિચારો એક પછી એક પસાર થવા લાગ્યા. " ચતુર રાજા બલદેવસિંહના અઇયારોના હાથમાંજ સપડાયો છે, એમાં તો કાંઈ શક નથી, અને તેથી ઘણું કરીને તેઓ તેને વીજયગઢ લઇ ગયા હશે, એટલે પહેલાં ત્યાં શોધ કરવી જોઇએ, અને ત્યાં ભાળ નહીં મળે તો બીજે સ્થળે શોધ કરીશ." આમ ઠરાવ કરી ઝરા આગળથી પાછી ફરી તે વીજયગઢનો માર્ગ શોધવા લાગી. અનહદ વીંટબણા સહેવા પછી મધરાત વીતવા બાદ રસ્તો હાથ લાગતાં પહાડની કઢણમાં તે વીજયગઢ તરફ ચાલી. પ્રભાત થતાં માર્ગમાં તેણે એક સીપાઇનું સ્વરૂપ ધારણ કરી લીધું, અને વીજયગઢ પહોંચવાની આતુરતામાં કંઇ અહાર કરવા માટે પણ માર્ગમાં ન થોભતાં ભુખ તરસ વેઠી તે સાંજ પડતાં વીજયગઢ પહોંચી ગઇ. ચતુરની ભાળ ન મળે ત્યાં સુધી કંઇ પણ અહાર કરવો નહીં, એવો દૃઢ ઠરાવ કરેલ હોવાથી તેણે શોધ ચાલુ રાખી. એકાએક એક યુક્તિ સુઝતાં તેણે વીરકાળનું સ્વરૂપ ધારણ કરી લીધું, અને ઘસીટાસિંહને ઘેર ગઈ વાંચનારને યાદ હશે કે, ઘસીટાસિંહ અને ચમનરાય, એ બે અઈયારોને રાજા બલદેવસિંહે વીજયગઢમાં રાખ્યા હતા, એટલે ઘસીટાસિંહ તો આપણા વીરકાળને જોતાંજ શેરગઢના સમાચાર પૂછવા લાગ્યો. " કેમ આજે વળી કોને પકડી લાવ્યા છો ? "

" કોઇને નહીં, પણ એટલી ખબર કહાડવા આવ્યો છું કે, કાસમ અહીં આવ્યો છે કે નહીં, કેમકે છેલ્લા બે દીવસ થયા તે કયાંક ગૂમ થઇ ગયો છે." વીરકાળે જણાવ્યું.

" અહીં તો એ આવ્યો નથી " ઘસીટાસિંહે જવાબ આપ્યો.

" ત્યારે એને કોણે પકડયો હશે ? શેરગઢમાં તો હવે કોઇ અઇયાર રહ્યો નથી ! " વીરકાળે અજાયબી બતાવી.

" હા, ચતુરની ધાસ્તિ હતી, તે પણ હાલ કીલ્લામાં કેદ પડયો છે ! " ઘસીટાસિંહે ભાર દઇને કહ્યું " પણ કાસમ કંઇ આવ્યો નથી ! કદાચ કોઇ સ્થળે રોકાઇ ગયો હશે ! " બીજી કેટલીક વાતચીત કરીને ઘસીટાસિંહને ત્યાંથી મગ્ન થતી ચકોરી વીદાય થઇ હવે તેણીની અરધી ચિંતા દૂર થઇ. ચતુર ત્યાં છે, એટલી ભાળ મળવાથી તેને હિંમત આવી કે હવે કોઇ યુક્તિથી તેને છોડવી શકાશે. તે નગર બહાર ગંગા નદીને કીનારે જઇ શી યુક્તિ કરવી તે વિચાર કરતી બેઠી. પોતાની ઝોળીમાંથી થોડોક મેવો કહાડી ખાઇને નિશ્ચિંત થઈ તેણે એક કંચનીનો વેષ ધારણ કીધો. તે ખુબસુરતીમાં કંઈ ઓછી નહોતી તથાપી પોતાને કોઇ ઓળખી ન કહાડે તેટલા માટે તેને પોતાના સ્વરૂપમાં થોડોક ફેરફાર કરવાની જરૂર પડી. વેષ પૂર્ણ રીતે સજીને તે નદી કીનારે ચાલતી રાજા બલદેવસિંહના મહેલના પાછલા ભાગ આગળ પહોંચી. ત્યાં એક સ્વચ્છ સ્થાને બેસીને પોતાની થેલીમાંથી એક વાંસળી કહાડી તેણીએ મધુર અવાજે એક ગાયન ગાવું શરૂ કર્યું. એક વાર ગાઈ રહ્યા પછી તેણીએ તેજ ગાયન પોતાની વાંસળીમાં વજાડવા માંડયું. આ સમયે મધ્યરાત્રી વીતી ગઇ હતી, છતાં રાજા બલદેવસિંહ પોતાની રાણી સંગે હાસ્યવિનોદ કરતો રાજ્યમહેલની પાછળની અગાસીમાં બેઠો હતો, એટલે ચકોરીના ગાયનનો અવાજ તેમને સંભળાયો. તેઓ વાત કરતાં અટકી જઇ એકચીત્તે ગાયન સાંભળવા લાગ્યાં. ગાયન પુરૂં થવા બાદ વાંસળીનો અવાજ સંભળાયો. તેમાંથી નીકળતાં સ્પષ્ટ બોલો અને તેની મધુરતાએ રાજાનું મન આકર્ષાયાથી તેણે ઉઠીને નદી કીનારા તરફ નજર કરી, પણ કંઇ ન દેખાયાથી એક દાસીને બોલાવી એ વાંસળી વગાડનારને મહેલની નીચે લઇ આવવાનું પહેરાપરના સીપાઇને ફરમાવવાની આજ્ઞા કરી. સીપાઈ નદી કીનારે નવયૌવનમાં ખીલી રહેલી એક સુંદરીને સ્વસ્થપણે બેસીને ગાતી જોઇ દંગ થઇ રાજાએ કરેલી આજ્ઞા ભૂલી જઇ મૂઢ સરખો ચકોરી તરફ જોતો કેટલીક વાર

સુધી ઉભો રહ્યો. પછી ચકોરીની સામે જઇ તેણે ડરતાં ડરતાં તેણીને હાથ જોડીને કહ્યું "અહો વનદેવી, આપને મહારાજાએ પોતાના મહેલ આગળ બોલાવ્યાં છે." આ સાંભળી કંઇ પણ આનાકાની વગર ચકોરી ઉઠીને તેની સાથે મહેલના નીચેના ભાગ આગળ ગઈ. રાજાની આજ્ઞાથી તેણીને મહેલના દીવાનખાનામાં બેસાડવામાં આવી. તેણીના અવાજે રાણીનું પણ મન મોહ પામી ગયું હતું, તેથી તેણીએ રાજાને સસ્નેહ કહ્યું—"પ્રાણનાથ, અવાજની મીઠાશ ઉપરથી કોઈ સ્ત્રી લાગે છે, માટે તેને મહેલમાં બોલાવવામાં કશી હરકત નથી"

"દેવી, તે કોણ છે તે અમે જોઇએ, પછી જો અત્રે આણવાને લાયક હશે તો તમારી જીજ્ઞાસા પણ તૃપ્ત કરીશું!" રાજાએ જણાવ્યું રાજાની આજ્ઞા મુજબ દીવાનખાનામાં સઘળી તૈયારી થઇ ગઇ. રાજા પણ ત્યાં આવીને બીરાજતાં ચકોરીએ નમીને સલામ કરી. તેનું સ્વરૂપ, પહેરવેશ તેમજ શણગાર જોઇ રાજા છક થઈ ગયો. તેણીએ કસબી કીનારવાળી કાળા રંગની મદરાસી સાડી દક્ષિણી રીતીએ પહેરેલ હોવાથી માથાનો અંબોડો છુટો દીસતો હતો, જેમાં સોનાનું નકસીદાર ફુલ ગુંથેલું હતું. નાકમાં પહેરેલી નથનું મ્હોટું મોતી જાણે તેણીના હોઠ સંગે ગેલ કરતું હતું. પગમાંના ઝાંઝરનો મીઠો ઝણકાર મનમોહક હતો. ટુંકમાં ચકોરીને જોતાંજ રાજા ભાન ભૂલી જઇ પૂતળાની માફક તેણી તરફ જોઇજ રહ્યો. તેણે આનંદમાં આવી તેણીને પોતાની વધુ સમીપ બેસવાની આજ્ઞા કરતાં ચકોરી લટકતી ચાલે હસતે મુખારવિંદે સમીપ જઇ સલામ કરીને બેઠી. તેણીના કટાક્ષમાં રાજા અંજાઇ ગયો, અને તેણે ધીમેથી પૂછ્યું—"તમે કોણ છો અને કયાં રહો છો? તમો સરખી સુંદરી આવા મધ્યરાત્રીના સમય એકલી નદી કીનારે ફરવા આવે એ અજાયબી સરખું છે! તમારૂં મધુર નામ પણ જણાવશો?"

"મહારાજ, હું ગ્વાલીયરની રહીશ છું!" ચકોરીએ હસીને જવાબ આપ્યો. "પટલાપા કથકની રંભા નામની હું પુત્રી છું! મારો પિતા એક પ્રખ્યાત ગવૈયો છે, તેણેજ મને તાલીમ આપી

છે. એક પુરૂષ સંગે સ્નેહ થતાં તે મારી સંગે રીસાઇને ચાલ્યો જવાથી તેની શોધમાં ભટકું છું ! તે પણ ગવૈયો હોવાથી ખાસ કરીને રાજદરબારોમાં શોધ કરૂં છું કેમકે, કોઈ દરબારમાંથી તેની ભાળ મળી આવે તો તેમાં કાંઇ નવાઈ નથી. આ સમયે એ વહાલાની યાદ આવતાં મન ઉદાસ થવાથી ગંગા માતાના ચર્ણ સમીપ બેસી ભજન ગાતી હતી, એટલામાં આપ મહારાજાએ દાસીને યાદ કરવાથી સેવામાં હાજર થઇ છું !"

"તમારા કંઠમાં અનહદ મીઠાશ છે !" રાજા બોલ્યો–"સ્વસ્થ થઇ એક ચીજ ગાઇ અમારી જીજ્ઞાસા તૃપ્ત કરો."

"આ ગરીબ દાસીને આપની હજુરમાં બોલાવી છેક આપના ચર્ણ સમીપ બેસાડી મહારાજે અનહદ માન આપ્યું છે, અને દાસીનો મુજરો સાંભળવાની આપની ઇચ્છા છે તો કૃપા કરી આપની દરબારના સાજંદારોને પણ બોલાવશો કેમકે, સાજની જમાવટ થશે તો આપને પણ વધુ આનંદ મળશે." રંભારૂપ ચકોરીએ લહેકાથી જણાવ્યું. રાજાએ ખુશ થઇ પોતાની દરબારમાના તબલચી અને સારંગીવાળાઓને હાજર કરવાની ચોપદારને આજ્ઞા કરી સાજનદારો પણ રાજમહેલના દીવાનખાનામાં આવતાં ચંદ્રમુખી રંભાને જોતાં છક થઇ ગયા. તેમની ઉંઘ ઉડી ગઇ, અને રાજાની આજ્ઞા થતાં રંભા સરખી રૂપવતીના મુખમાંથી કેવા મીઠાશ ભર્યા સુર અને આલાપ નીકળશે તે સાંભળવાની આતુરતામાં તેમણે ઝડપથી પોતાના સાજ તૈયાર કર્યા, એટલે ચકોરીએ ગાવા માંડયું. ઉમદા સંગીત સાથે વાજીંત્રોના સુરનું મીલન થતાં અવર્ણનીય રસરંગ ઝામ્યો. ચકોરીની ગાયનકળા તથા હાવભાવે રાજાને લુબ્ધ બનાવી દીધો. સાજનદારો પણ છક થઇ ગયા, અને પોતાના તમામ હુન્નરનો તેમને આજે ઉપયોગ કરવો પડયો. આ મીજલસ કવખતની હતી, તોપણ ચકોરીનું ગાયન સાંભળવાને ઘણા માણસો ભેગા થઇ ગયા હતા. બેએક ચીજ દરબારીની ગાઇ, એટલામાં પ્રભાતનો સમય થયો જેથી ભૈરવીની એક ચીજ ગાઇ, તેણીએ ગાયન બંધ કર્યું, અને રાજાને અરજ કરી—"મહારાજ, હવે પ્રભાતનો સમય થયો છે, અને દાસી પણ બહુ લાંબો પંથ કાપીને આવેલી હોવાથી થાકી

ગઇ છે, માટે આજ્ઞા હોય તો વીદાય થાઉં !" ગાયનમાં લીન થયેલ રાજાને ચકોરીના વચનો રૂચીકર લાગ્યાં નહીં, અને પ્રભાત થવાનું તેને ત્યારેજ ભાન થયું. પોતાના કંઠમાંથી અમૂલ્ય મોતીની એક માળા ઉતારી ચકોરીને બક્ષીસ આપતાં તેણે કહ્યું—"તમારાં સંગીતથી અમારી જીજ્ઞાસા તૃપ્ત થઇ નથી, તેથી થોડા દીવસ અમારી દરબારમાંજ રહો તો સારૂં !"

"મહારાજની આ દાસીપર એટલી બધી મહેરબાની છે તો રહેવામાં કાંઇ હરકત નથી." ચકોરીએ હસીને જવાબ આપ્યો. રાજાએ રંભાને ઉતારો આપવા માટે બંદોબસ્ત કરવાની આજ્ઞા કરી અને ફરી રાતે મહેલમાંજ મીજલસ કરવાની ગોઠવણ કરી. એક સુંદર મહેલમાં રંભાને ઉતારો આપવામાં આવ્યો, અને તેની સેવામાં નોકરો રાખવામાં આવ્યા. ગોઠવણ મૂજબ રાતે રાજમહેલમાં મીજલસ ભરાઈ. મ્હોટા મ્હોટા આસામીઓ પણ રાજાના આમંત્રણથી આવ્યા હતા. રંભા પણ સુંદર શૃંગાર સજી મીજલસની વચમાં બેઠી હતી. મીજલસમાં બેઠેલ સઘળા-ઓની નજર રંભા તરફ હતી, અને સર્વ તેણીના સૌંદર્યના વખાણ કરતા હતા. મીજલસ પૂર્ણ ભરાતાં રંભાએ ગાયન શરૂ કર્યું, જે સાંભળી સઘળા પૂતળાવત સ્થિર થઇ ગયાં. એક ચીજ ગાઇ રહ્યા પછી રંભાએ હાથ જોડી કહ્યું—"મહરાજ, દાસીએ એક વખત કીર્ત્તિપુરના રાજા જગતસિંહની દરબારમાં મુજરો કર્યો હતો તે વખતે જે રસ ઝામ્યો હતો તેવો રસ ફરી કદી અનુભવ્યો નથી. ત્યાંના દીવાન જયસિંહના પુત્ર ચતુરસિંહે મારી સાથે ત્યાં બીન વજાડયું હતું ! ખરેખર, એ મીજલસની મઝાહ આ જીંદગીમાં નહીંજ વીસરાય ! ચતુરસિંહની બીન વજાડવાની કુશળતાએ મને બ્હાવરી બનાવી છે. તેના હાથનું બીન સાભળવા ચાર દીવસ પહેલાંજ હું કીર્ત્તિપુર ગઇ હતી તો ત્યાંથી સમાચાર મળ્યા કે તે પરદેશ ગયા છે, એટલે નિરાશ થઇ ત્યાં ન રોકાતાં હું માર્ગે પડી અને આપની સેવામાં આવી પહોંચી !" આટલું કહી રંભા બોલતી અટકી ગઇ. તેના સંગીતે ઘેલો બનેલો રાજા ઉત્સાહમાં બોલી ઉઠયો—"અરે, એ ચતુર તો હાલ અમારે ત્યાં કેદી છે !"

"ત્યારે મહારાજ, તેને અત્રે બોલાવી તેના હાથનું બીન

સાંભળો ! પછી આપને આ દાસીના સંગીતની ખૂબી જણાશે અને ખરી મજાહ આવશે." રંભાએ આતુરતાસહ કહ્યું.

"પરંતુ તે કેદીની હાલતમાં બીન વજાડવાને કબૂલ થાય એ અસંભવિત છે." રાજાએ વીમાસણમાં પડી કહ્યું.

"નહીં મહારાજ, દાસીનું નામ સાંભળતાંજ કબૂલ કરશે !" રંભાએ જણાવ્યું—"હું કહું તેવી રીતે એમને અત્રે તેડાવશો તો એ મારી સંગે બીન વગાડશે, નહીં તો એ એવા હઠીલા છે કે આપણે ગમે તેટલું માથું ફોડીશું તોપણ માનનાર નથી ! તેમને તેડવા માટે વીશેક વર્ષની વયના કોઇ બ્રાહ્મણને મોકલજો, અને અત્રે લાવતી વખતે તેમની સંગે બીજા કોઇ સીપાઇ કે નોકરને રાખશો નહીં. હા, તે નહાસી ન જાય તે માટે પગમાં બેડી રાખવામાં કંઇ હરકત નથી, અને એક ઉમદા બીન પણ મંગાવો !"

"અહોહો ! એટલુંજ નહીં !" રાજાએ હસીને જણાવ્યું, અને ત્યાં બેઠેલા ચેતરામ નામે વીશેક વર્ષની ઉમ્મરના એક બ્રાહ્મણ યુવાનને ચતુરને કેદખાનામાંથી લઇ આવવાની આજ્ઞા કરી, તેમજ તેને લાવવામાં પહેરેગીરો તરફથી હરકત કરવામાં ન આવે તે માટે દારોગા ઉપર પણ તેવી મતલબનો હુકમ મોકલાવ્યો. તરતજ ચેતરામ ચતુરને કેદખાનામાંથી લેવા ગયો, અને રાજાની આજ્ઞા મૂજબ દારોગાએ પણ ચતુરના પગમાં એક બેડી નાંખીને તેની સાથે રવાને કીધો. ચતુર મનમાં સમજી ગયો કે, પોતાનો કોઇ મિત્ર અવશ્ય આવી પહોંચ્યો હશે, અને તેથીજ આવી રીતે પોતાને રાજ્યમહેલમાં તેડાવ્યો હશે. ચેતરામ સહીત મહેલમાં ભરાયલી મીજલસમાં આવતાં તો તેણે કંઈ અજબ ઠાઠમાઠ અને રંગ જોયો. મધ્યમાં બેઠેલી એક રૂપવતી યુવતી તરફ સઘળાઓ એકટસે જોઇ રહ્યા હતા. મીજલસની વચમાં ચતુરને ઉભેલ જોઇ રંભા હસીને બોલી—"પધારો ચતુરસિંહજી, રંભા આપની કયારની રાહ જોતી બેઠી છે. કીર્તિપુરમાં આપના હાથનું બીન સાંભળ્યું હતું તે કેમ વીસરી જવાય !" આમ કહેતાં તેણીએ ચતુર તરફ જોઇ બે ત્રણ વાર જમણી આંખના

અણુસારા કર્યા. ચતુર પણ ચકોરીને ઓળખી વેષ બરોબર ભજવતા તેણીને જોતાં જાણે ઉત્સાહમાં આવી ગયો હોય તેમ બોલી ઉઠયો—" રંભા, તું આવી! અહાહા! અંતની ઘડીએ આ હાલતમાં પણ હું કેવો ભાગ્યશાળી! બસ, આ સમયે આ દેહમાંથી જીવન હરી લેવા યમરાજા પોતે મારી સમક્ષ ખડા હોય તોપણ તારી સંગે એક વાર બીન વજાડી હું આનંદે મરીશ! તારા સરખી ગાનારીનો ફરી મીલાપ કયારે થનાર છે!" ચતુર અને રંભાની વાતચીતથી રાજાને અજાયબી સાથે ચતુરના હાથનું બીન અને સાથે રંભાનું ગાયન સાંભળવાની બેહદ ઉત્કંઠા થઇ. તેણે ઉતાવળે એક બીન મંગાવ્યું, જે મળતાં ચતુરે એક તરફ બેસી વજાડવું શરૂ કર્યું, અને રંભાએ આલાપ લઇ ગાયન લલકાર્યું. બસ, આ મીલનથી ઝામેલા અપૂર્વ રસરંગમાં તમામ મીજલસ એટલી બધી લીન થઈ ગઇ કે સઘળાની દૃષ્ટિ સ્થિર થઇ ગઇ, અને રંભા સિવાય બીજા કશાનું કોઇને ભાનજ રહ્યું નહીં. એક ચીજ સમાપ્ત થતાં ચતુરે પોતાના હાથમાંનુ બીન વજાડવું બંધ કરી જમીનપર મૂકી દીધું, અને રંભા ગાતી રહી ગઇ. મીજલસમાં છેક ટોંચપર ચ્હડેલો રસ એકદમ અધર લોપ થઇ ગયો, અને સઘળા જાણે નિંદ્રામાંથી ઝબકી ઉઠયા હોય તેમ અજાયબીમાં આસપાસ જોવા લાગ્યા. તેમને ગાયન બંધ કરી બેઠેલા જોઇ રાજાએ કહ્યું—" બીજી ચીજ ચલાવો!"

" બસ, એક દીવસમાં હું એકજ ગત વજાડું છું, માટે બીજી તો આવતી કાલે સંભળાવીશ!" ચતુરે જવાબ આપ્યો

" મહારાજ!" રંભા બોલી ઉઠી " ચતુરસિંહમાં એજ મ્હોટી ખોડ છે. રાજા જગતસિંહના એ સેવક છતાં તેમનુંએ કહેવું માન્યું નહોતું અને એકજ ચીજ વજાડીને બીન બંધ કર્યું હતું, પણ શી ચિંતા છે? દાસીપર કૃપા હશે તો કાલે સંભળાવીશું!" ચતુરના જવાબથી રાજાને અજાયબી ઉપજી, અને એમ લાગ્યું કે ચતુર સરખો ચાલાક બીન વજાડનાર પોતાની દરબારમાં હોત તો ઘણું સારૂં હતું. રંભાએ પણ પછી પોતાનું ગાયન બંધ કર્યું, રાજા બલદેવસિંહે દીલગીરીસહ મીજલસ બરખાસ્ત કરી, અને પેલા ચેતરામ સાથે ચતુરને પાછો કેદખાનામાં મોકલી

લીધો. હવે ચતુરના હાથના બીન સાથે રંભાનું ગાયન સાંભળવાનું રાજાને ઘેલાપણું લાગ્યું, અને બીજે દીને રાતે પણ ફરી મીજલસ કરવામાં આવી. પેલા ચેતરામને મોકલાવીને ચતુરને તેડાવવામાં આવ્યો. તે દીને પણ એક ચીજ વજાડીને ચતુરે બીન બંધ કીધું. રાજાની જીજ્ઞાસા હજી તૃપ્ત થઈ નહોતી, એટલે બીજે દીને પોતાના બાગમાં એક મોટો મંડપ બંધાવી તેમાં જાહેર મીજલસ કરવાની આજ્ઞા કરી. મીજલસનો વખત થવા પહેલાંજ તે માટે ઉભા કરવામાં આવેલા શમીયાનામાં લોકોની મેદની મળવા લાગી. આ તરફ મીજલસમાં જવાના સમયની એક કલાક પહેલાં રંભાએ લાગ જોઇને ચેતરામનું સ્વરૂપ ધારણ કરી કેદખાનામાં જઈ ચતુરને પોતાને હવાલે કરવાનું પહેરેગીરોને જણાવ્યું. ચતુરને લેવા માટે રોજ એકલો ચેતરામ આવતો હોવાથી દારોગાએ તેને ચેતરામ રૂપી આપણી ચકોરીને સોંપી દીધો, એટલે તે ત્યાંથી વીદાય થઈ. થોડે દૂર ગયા પછી એક એકાંત સ્થાનમાં જઇ ચતુરની બેડી તેણે ભાંગી નાખી, અને પોતાનું ખરૂં સ્વરૂપ ધારણ કરી તેઓએ જંગલનો માર્ગ લીધો. વીજયગઢની સીમા બહાર નીકળી જઇ તેઓ જંગલમાં નિર્ભય સ્થાને પહોંચતાં ચતુરે ચકોરીની ચાલાકીના વખાણ કરવા માંડયા અને પોતાને છોડવવા માટે તેણીએ ઉઠાવેલી ઝહેમત માટે તેણીનો ઉપકાર માન્યો, એટલે ચકોરીએ કહ્યું—“ આપ મને આમ શરમાવો નહીં ! આપ મારા જેટલા વખાણ કરો છો તેટલી હું ચાલાક નથી, અને આટલી પ્રશંસાને પાત્ર નથી. આપને કેદખાનામાંથી મૂકત કરવાની મને તો કંઇ ગરજ નહોતી, પરંતુ કાન્તાબાના સ્નેહને માટેજ મારે આ વેષ ભજવવો પડયો.”

“ ખરૂં છે ! તમને શેની ગરજ હોય !” ચતુર ટકોરમાં બોલ્યો “ ગરજવાન તો હું હતો, તેથીજ તમારા સાજનદાર તરીકે બેસી જે કામ મારા બાપદાદાએ નહોતું કર્યું તે પણ ગરજે કર્યું ” આ સાંભળી ચકોરી હસી પડી અને બોલી—“ બસ બસ ! ક્ષમા કરો ! હવે વધુ મેહેણાં ન મારો !”

“ એમ તે માફ કેમ કરાશે ? બદલો લીધા વગર હું છોડનાર નથી તો !” ચતુરે ભાર દઇને કહ્યું.

"મારી પાસે એવું તે શું છે જે બદલામાં તમો લેશો?" ચકોરીએ નીચી નજરે પૂછ્યું.

"ચકોરી, મધુરાક્ષી! તમારી પાસે જે કંઈ છે તેજ મને પૂરતું છે!" ચતુરે સ્નેહભર્યા મીઠા અવાજે કહ્યું.

"હવે એવી મશ્કરી જવા દો!" વાત ઉડાવવા ચકોરી બોલી ઉઠી—"વારૂ, અહીંથી આપણે એમને એમ ચાલ્યા જઈશું કે રાજા બલદેવસિંહને આપણા હાથની મઝાહ પણ કંઈ ચખાડીશું?"

"મારી પણ એવી ઇચ્છા તો છે કે રાજાને યાદગીરીમાં કંઇ ચાલાકી બતાવી તો જવી જોઇએ!" ચતુરે જવાબ આપ્યો. થોડો સમય વિચાર કર્યા બાદ તેમણે એક યુકિત શોધી કહાડી જે અમલમાં મૂકવાને તેઓ જંગલમાં અદ્રશ્ય થઇ ગયાં.

---

# પ્રકરણ ૧૮ મું.

---

## દુધ વેચનારી ગોવાલણ.

હવે રાજા બલદેવસિંહની મીજલસમાં કેવો રંગ ચાલે છે તે આપણે જોઇએ. મીજલસ શહેરના સંભાવિત ગ્રહસ્થોથી પૂર્ણ ભરાઇ ગઇ હતી. રાજા બલદેવસિંહ પણ પોતાને આસને આવી બીરાજ્યો હતો, અને સઘળાઓ રંભાના આવવાની એકટસે રાહ જોતા બેઠા હતા. બહુ સમય વીતી જવાથી તેણીને તેડી લાવવા માટે રાજાએ ચોપદારને આજ્ઞા કરી, અને સાથે ચતુરને લઇ આવવા ચેતરામને મોકલ્યો. રંભાને તેડવા ગયેલા ચોપદારે થોડી વારમાં પાછા ફરી રાજાને જણાવ્યું—"મહારાજ, રંભા તો ઉતારે નથી!" આ સાંભળી રાજા તેમજ મીજલસમાં બેઠેલા સઘળા નિરાશ થયા, એટલામાં વળી ચેતરામે આવી ચતુર કેદખાનામાં નથી, એ ખબર કહી. રંભા ગૂમ થવાથી રાજાને લાગેલી દીલગીરીની આગમાં ઉપલી ખબરે ઘી હોમ્યું. એક ચાલાક ગાનારી

સઘળાઓની આંખો આંજી ચાલી ગઇ તે માટે મીજલસમાં બેઠેલા સઘળાઓને અનહદ અજાયબી લાગી. ત્યાં બેઠેલા ઘસીટાસિંહ અને ચમનરાય તરફ રાજાએ નજર કરી, એટલે ઘસીટાસિંહે ઉઠીને હાથ જોડી કહ્યું—"મહારાજ, રંભા વેષે આવી ચતુરને છોડવી જનાર કોઈ અઇયારજ હોવો જોઇએ."

"ખરૂં છે, તેણે ચલાવેલી ચાલાકી માટે તેને ઇનામ આપવું ઘટે છે. સઘળા ચાલાક બહાદુરોએ ભર મીજલસમાં તેનું ગાયન સાંભળ્યું, છતાં તેમની ચાલાકીપર શું આગ લાગી હતી કે, કોઇ તેને ઓળખી શકયાજ નહીં! સઘળા અઇયારોએ નક્કી શરમાવું જોઇએ!" રાજા ગુસ્સે થઇ બોલી ઉઠયો, અને રંભા સરખી રમણી ચિત્ત ચોરીને ચાલી જવાથી ઉપજેલી દીલગીરી, તેમજ ચતુર ન્હાસી જવાથી ઉપજેલા ગુસ્સા સહીત ઉઠીને તે મહેલમાં ચાલ્યો ગયો. મીજલસમાં બેઠેલા સઘળાઓ પણ નિરાશ થઈ પોતપોતાને ઘેર ગયા, અને આખા શહેરમાં તે બનાવની ચર્ચા ચાલી રહી. મહેલમાં જવા પછી પણ રાજાને ચેન ન પડવાથી તેણે પચ્ચીસ સીપાઇઓ રંભા અને ચતુરની શોધમાં મોકલાવ્યા. બીજે દીને પણ રાજાનો ગુસ્સો શાંત પડયો ન હતો. ઉદાસ ચિત્તે તે દરબારમાં બીરાજયો હતો, એટલામાં ચોપદારે નમન કરી જણાવ્યું "મહારાજ, રંભા અઈયાર નહીં પણ એક સ્રીજ હતી અને ચેતરામનું સ્વરૂપ ધારણ કરી તે ચતુરને ન્હસાડી ગઇ છે."

"આ ખબર તેં કેમ જાણી?" રાજાએ આતુરતાથી પૂછ્યું.

"મહારાજ, આજ્ઞાનુસાર કાલ રાત્રીએ હું પણ તેમની શોધમાં ગયો હતો, અને શોધતાં શોધતાં આજે મેં તેમને અત્રેથી ત્રણ કોસ દૂર જંગલમાં જોયાં!" ચોપદારે ગંભીર અવાજે જણાવ્યું. આ સાંભળી રાજાએ તેમને પકડી લાવવા સો સ્વારો સત્વર રવાને કરવાની દીવાનને આજ્ઞા કરી, એટલે ચોપદારે હાથ જોડી કહ્યું "શીરછત્ર, એમ તેઓ પકડી શકાશે નહીં સ્વારોને જોતાંજ તેઓ જંગલમાં છૂપાઇ જશે. જો અઈયારો મારી સાથે આવે તો દૂરથી હું તેમને બતાવું, અને કંઇ ચાલાકીથી તેમને ફસાવી પકડી શકાશે!" રાજાને એ વાત પસંદ આવી, અને

ચમનરાય અને ઘસીટાસિંહ ત્યાં બેઠા હતા તેમને તે ચોપદાર સાથે જવાની આજ્ઞા આપી. ઘસીટાસિંહ અને ચમનરાયને રાજાએ કહેલાં વચનોથી ઘણું માઠું લાગ્યું હતું, તેથી આ તક હાથ આવતાં ચતુર અને રંભાને ચાલાકીથી પકડી આણી પોતાની કીર્ત્તિને લાગેલું કલંક દૂર કરવાની ઉમેદમાં તેઓ ચોપદાર સાથે રવાને થયા. ચોપદારે જે સ્થળે ચતુર અને ચકોરી હોવાની રાજાને નીશાની આપી હતી તે સ્થળે તેમને લઇ જઈ ઉભા રાખ્યા અને કહ્યું-"જુઓ, અત્રે તેમને વાતો કરતા બેઠેલા જોઇ તરતજ હું મહારાજને ખબર આપવા દોડી આવ્યો હતો."

"પણ હવે તેમને કયાં શોધીશું?" ઘસીટાસિંહે પૂછયું.

"ચાલો, આમતેમ શોધ કરીએ, આટલામાંજ હશે! અત્રેથી બહુ દૂર ગયા નહીં હોય!" ચોપદારે જણાવ્યું, અને તેઓ આસપાસ શોધવા લાગ્યા, એટલામાં સામેથી એક ગોવાલણ માથાપર દુધનું માટલું લઇને લટકતી ચાલે ચાલતી આવતી દેખાઈ. તેણીને જોતાં ચોપદારે પોતાની પાસે બોલાવીને પૂછયું "ઓ બાઇ, એક પુરૂષ અને એક સ્ત્રી આટલામાં તેં જોયા છે કે?"

"હા! પેલા જંગલમાં મારૂં ઝુંપડું છે, જ્યાં મારી ગાયો ભેંસો છે, ત્યાં તેમને મેં ત્રણ શેર દુધ વેચ્યું ને બાકી રહ્યું તે શેહેરમા વેચવા જાઉં છું." ગોવાલણે કહ્યું આ સાંભળી ખુશ થઇ ચોપદારે પોતાના ખીસામાથી થોડાક પૈસા કહાડીને તેણીને બક્ષીસ આપવા માંડયા, જેનો સ્વિકાર ન કરતાં તેણે જણાવ્યું "હરામનું ધન લેવામાં પાપ છે, એટલે તમારૂં નાણું અમ ગરીબને ન જોઇએ. એ પૈસાના બદલામાં મારૂં દુધ વેચાતું લ્યો તો મને શહેરમાં જવાનો ફેરો બચે!"

"ઠીક છે લાવ ત્યારે તારૂં દુધ!" ચોપદારે જણાવ્યું. ગોવાલણે પોતાનું માટલું જમીનપર મૂકયું, અને પોતાની પાસેના પ્યાલામાં દુધ રેડીને આપવા લાગી, એટલે ચોપદારે બંને અઇયારોને કહ્યું-"આવો ભાઇઓ, તમે પણ થોડુંક પીઓ!"

"નહીં, નહીં! અમારે નથી પીવું! કોણ જાણે કેવું દુધ હશે?" ચમનરાયે કહ્યું.

"કેવું હશે વળી ? તમારા શહેરમાં પાણીવાળું દુધ હોય છે તેવું નથી ! આ કપાસનું દુધ તમારા નસીબમાં હોય ત્યારે પીઓને ? પાણીજ પીવાનું તમારા નસીબમાં લખ્યું છે !" ગોવાલણે ગુસ્સો ઉપજ્યો હોય તેમ છણકો કરીને કહ્યું.

"કંઇ નહીં બાઈ, જવા દો !" ચોપદારે તેણીને શાંત પાડવા કહ્યું "ભાઈઓ, જેવી તમારી મરજી, બાકી બંદા તો દુધ પીશે !" આમ કહી તેણે દુધ પીવા માંડયું. થોડું દુધ પીધા પછી તેણે વળી અઇયારોને કહ્યું "અહાહા ! કેવું મઝાનું દુધ છે ? ભાઇઓ, શું એની મીડાશના લહેજત કહું ? ખરેખર, ઘી જેવું દુધ છે હો ! આપણે રોજ પીએ છીએ તે આ દુધ આગળ તો પાણી બરોબર છે ! જરા પીઓ તો તમને એની મીઠાશ જણાશે !" આમ તેણે તેમને બહુ સમજાવ્યા, એટલે પહેલાં ઘસીટાસિંહનું મન પાગળ્યું અને તેણે થોડું દુધ ચાખી જોયું, એટલે ચોપદારે તેને પૂછયુ—"કેમ ભાઇ, દુધ કેવું ?"

"ખરેખર ! આ દુધમાં તો મીડાશ ઓરજ છે ? ચમનરાય, લ્યો તમે પણ !" ઘસીટાસિંહે કહ્યુ, અને તેઓ બંનેએ પણ પેટ ભરીને પીધું. દુધ ખલાસ થતાં દુધવાળી પોતાના પૈસા લઇ ત્યાંથી પોતાને માર્ગે પડી, અને તેઓ ત્રણે જણ ચતુરની શોધમાં નીકળ્યા. તેઓ થોડેક ગયા એટલે ચોપદાર ઉભો રહી જઇને બોલ્યો "ભાઇઓ ઉભા રહો ! કોણ જાણે મને ચક્કર કેમ આવે છે ! ભાઇ, મારી પાસે આવી મારો હાથ પકડો ! અરે, મને ઝાલો ! ઓ હું પડયો !" ચોપદારની આ ગભરામણ જોતાં ઘસીટાસિંહ અન ચમનરાય ચમકી ગયા અને તેમને પણ તેવીજ અસર થઇ હોય તેમ લાગ્યું "અરે, મને પણ આંખે અંધારા આવે છે !" ચમનરાય બોલી ઉઠયો.

"મારી પણ એવીજ હાલત થઇ છે, ભાઇ !" ઘસીટાસિંહ ગભરાટમાં બોલી ઉઠયો.

"અરે, હું મુવો ! દગો, દગો !" ચોપદાર બૂમ પાડી ઉઠયો, અને બેભાન થઇ જમીનપર ઢળી પડયો. ઘસીટાસિંહ અને ચમનરાયની પણ સ્થિતી તેવીજ થઇ હતી, અને તેઓ એક

બીજાનો હાથ પકડવાની તજવીજ કરતા બેહોશ થઇ જમીન ઉપર પડયા. પેલી દુધ વેચનારી ગોવાલણ હજી તેમનાથી બહુ દૂર ગઇ નહોતી, એટલે ચોપદારની બૂમ સાંભળી તેણે પાછળ ફરી જોયું, ત્રણે જણને પડતાં જોઇ તરતજ દોડતી પાછી ફરી તેણે પોતાની કમ્મરે લટકતી થેલીમાંથી લખલખો કહાડી પહેલાં ચોપદારને સુંઘાડી તેને શુદ્ધિમાં આણયો.

"વાહ ! ખરાં ગોવાલણ !" શુદ્ધિમાં આવતાં ચોપદારે કહ્યું.

"ચતુરસિંહ, એ સઘળી આપનીજ ચાલાકી કે નહીં ?" દુધવાળી ગોવાલણ અને ખરૂં કહીએ તો ચકોરીએ હસીને કહ્યું—"તમે ચોપદાર બની તેમને અહીં તેડી લાવ્યા ન હોત તો કંઇ આપણા પંજામાં સપડાત !" આમ વાતચીત કરતાં તેમણે પોતાનું અસલ સ્વરૂપ ધારણ કરી લીધું, અને બેહોશ પડેલા ઘસીટાસિંહ અને ચમનરાયની ગાંસડીઓ બાંધી, એક ગાંસડી ચકોરી અને બીજી ચતુરે ઉપાડી તેઓ શેરગઢ વીદાય થયાં.

---

# પ્રકરણ ૧૯ મું.

——:o:——

## ચપળાની જાળમાં પકડાયલો શીકાર.

ચતુરને છોડાવવાને જ્યારે ચકોરી વીજયગઢ ગઈ ત્યારે ચપળાએ ધાર્યું કે, દુશ્મનના અઈયારો તો ઘણા છે, અને પોતે એકલી હોવાથી કાંઇ આફ્ત આવી ન પડે, તેમજ તેમની ચાલાકીનો ભય ન રહે તો રાતે નિરાંતે આરામ લઇ શકાય, તે માટે એક યુક્તિ કરી. કેટલીક વસ્તુઓ મેળવી તેણીએ એક ભુકી તૈયાર કરી. રાજ્યમહેલમાં જ્યારે સઘળાઓ નિંદ્રાવશ થઇ ગયાં ત્યારે તે ભુકી પાણી સાથે મેળવીને તેણે શયનગૃહના દરવાજા આગળ બે વાર જેટલી જગ્યામાં છાંટી દીધી, અને પછી નિશ્ચિંત થઇને કુમારીના પલંગ પાસે સુઇ ગઇ. આ ભુકી એવી હતી કે પાણી સાથે મેળવીને જે જગ્યાએ લગાડવામાં આવી હોય ત્યાં સુકાઇ જવા પછી પણ જો કોઇ માણસનો પગ પડે

તો ફટાકડા સરખો અવાજ થાય. આખી રાત્રી તો ચપળાએ નિરાંતે ઉંઘ કહાડી અને કોઈ માણસ તે ઓરડામાં આવ્યું નહીં. પ્રભાતે તેણીએ ભુકીનું પાણી છાંટયું હતું તેટલી જમીન ધોઇને લુહી નાંખી. વળી બીજે દીને તેણે બીજી યુક્તિ વાપરી. તેણીએ માટીની માણસની એક ખોપરી બનાવી તેને રંગીને કાન્તા સરખું સ્વરૂપ બનાવ્યું અને જે શય્યાપર કુવરી સુની હતી તેના તકીયાપર તે ટેકવીને ધડને બદલે થોડાં કપડાં ગોઠવી દઇ તેનાપર એક સફેદ ચાદર ઓઢોરાડી દીધી, પરંતુ મુખ ખુલ્લું રાખી તે ઓરડામાં દીપકની રોશની ખૂબ કરી, અને તે પલંગની ચારે બાજુની જમીન ઉપર પેલી ભુકી પાણીમાં મેળવીને છાંટી દીધી. કાન્તા તેણીની યુક્તિ સમજી જવાથી બીજા ઓરડામાં સુતી. તે ઓરડાના દરવાજા આગળની જમીન ઉપર પણ તેણે ભુકી ભેળવેલું પાણી છાંટી દીધું, અને પછી પોતે બાજુના ઓરડામાં સુતી. મધ્યરાત્રી વીત્યા બાદ જે ઓરડામાં પલંગપર ખોપરી મૂકી હતી તેમાંથી ફટાકા સરખો અવાજ આવ્યો, જે સાંભળતાંજ ચપળા ઉઠી અને દોડીને ઝડપથી તેણીએ બહારથી તે ઓરડાનો દરવાજો બંધ કરી દીધો અને પછી મદદને માટે પહેરેગીરોને બોલાવવા બૂમ પાડી. શોર થતાં કાન્તા તથા તમામ દાસીઓ, વગેરે જાગીને ત્યાં દોડી આવ્યાં. એક દાસીએ દોડી જઈ રાજાને ખબર કરી કે, “ કુંવરીના શયનવાસમાં કોઇ ચોર ભરાયો છે. ” આ સાંભળી ગુસ્સામાં રાજા પોતે ઉઘાડી તલવારે કુંવરીના મહેલમાં આવ્યો. મહેલના દરવાજાપર પહેરો ભરતા સીપાઇઓમાંથી દસ જણ ત્યાં દોડી આવતાંજ તે ઓરડાનો દરવાજો ઉઘાડવામાં આવ્યો તો અંદર નારાયણસિંહ અને વીરકાળ એ બને અઈયારો ભરાયલા હતા. તેમને જોતાંજ સીપાઇઓ ઓરડામાં ખુલ્લે હથીયારે ધસી ગયા. પોતાનો બચાવ કરવાને તે બંને અઈયારો પણ તૈયાર થઇ રહ્યા હતા, એટલે ત્યાંજ ઝપાઝપી ચાલી, અને ચાર પાંચ સીપાઇઓ જખમી થવા પછી તેમને પકડવામાં આવ્યા. મજબૂત બેડીઓ પહેરાવી સખ્ત પહેરા તળે રાતનીરાત કેદખાનામાં રાખવાની આજ્ઞા કર્યા પછી તેમને કેવી રીતે ઓરડામાં પૂરવામાં આવ્યા તે વિષે રાજાએ પૂછપરછ કરવા માંડી. ચપળાએ સઘળી

હકીકત જણાવતાં તેની ચાલાકી માટે રાજાએ પોતાની આંગળીએ પહેરેલી અમુલ્ય હીરાની વીંટી તેણીને ઈનામ આપી. આસપાસ નજર કરતાં ચકોરીને ન જોવાથી રાજાએ પૂછ્યું—" ચકોરી કેમ દ્રષ્ટિએ નથી પડતી ? આટલો શોર થવા છતાં તે હજી જાગૃત થઇ નથી ? "

" નહીં મહારાજ, બે ત્રણ દીવસ થયાં તે આરોગ્ય નથી ! " ચપળાએ જવાબ આપ્યો.

" કુંવરી, હવે તમે નિંદ્રા લ્યો ! ગભરાશો નહીં ! સાવધ રહેવાને અમે પહોરેગીરોને આજ્ઞા કરીએ છીએ ! " રાજાએ કાન્તાને સ્નેહથી મસ્તકપર હાથ ફેરવતાં કહ્યું, અને ચપળા તરફ જોઇ કહ્યું—" કુંવરીને હિંમત આપજે ! " પછી પહોરેગીરોને આજ્ઞા કરી રાજા પોતાના શયનગૃહમાં સીધાર્યો, અને કાન્તા પણ પાછી પોતાની શય્યાપર બાકીની રાત્રી આરામ લેવાને પડી રાતે પકડેલા બંને અઈયારોને પ્રભાતે દરબારમાં પકડી મંગાવી રાજાએ ગુસ્સામાં પૂછ્યું " હરામખોરો, તમે કોણ છો ? "

" અમે બે હાથ, બે પગ અને આપના સરખુંજ નાક, મુખ ધરાવનારા માણસ છઇએ મારૂં નામ વિકાળસિંહ છે ! " વીરકાળે તોછડાઇથી જવાબ આપ્યો. આથી રાજાનો પીત્તો ઉછળી આવ્યો અને તેણે ફરી પૂછ્યું—" રાજકુંવરીના મહેલમાં તમો શા માટે દાખલ થયા હતા ? "

" અમારી મુરાદ પાર પાડવા ! " નારાયણસિંહે બેદરકારીથી જવાબ આપ્યો.

" હરામખોરો, અમારા પ્રશ્નનો ખરો જવાબ આપો ! હાથે કરીને મોતના મુખમાં શા માટે પડો છો ! " રાજા તપી ગયો.

" અમારી મરજી ! " વીરકાળ અહંકારસહ બોલ્યો.

" તમારી મરજીનું તમને યોગ્ય ફળ મળશે ! " રાજાએ હોઠ પીસીને કહ્યું, અને સીપાઇને આજ્ઞા કરી " આ પાજીઓને સખ્ત પહોરા તળે કરાગૃહમાં નાંખો ! " તરતજ તેમને કેદખાનામાં લઈ જઇ ભારે બેડીઓ પંહેરાવી પૂરવામાં આવ્યા. હજી

રાજાના મનમાંથી તેમના અહંકારનાં વચનો વીસરાયાં નહોતાં. "દીવાનજી!" રાજાએ ધવલરાય પ્રત્યે ગંભીર અવાજે કહ્યું "દુશ્મનોના અઇયારો હવે પછી સપડાયલા અઇયારોને ચાલાકી વાપરીને છોડવી ન જાય તે માટે બંદોબસ્ત કરજો!"

"મહારાજ આપણે ગમે તેટલો બંદોબસ્ત કરીએ છતાં અઇયારોની ચાલાકી તે સર્વની અસર નિર્માલ્ય બનાવી નાંખે છે. એક ચતુરસિંહની આપણને હિંમત હતી, તેમનો પણ હજી પત્તો લાગતો નથી!" ધવલરાયે જણાવ્યું.

"ચતુરસિંહ દુશ્મનોના પંજામાં સપડાયા હશે માટે તમે સૈન્યનો બંદોબસ્ત રાખજો. રાજા બલદેવસિંહ આપણાપર ચઢાઇ લાવે, એ અસંભવિત નથી!" રાજાએ ગંભીર અવાજે જણાવ્યું.

"મેં સઘળો બંદોબસ્ત કરી રાખ્યો છે!" ધવલરાયે જવાબ આપ્યો "પરંતુ એક વાત આપને પૂછવાની છે, જે એકાંતમાં સલાહ કરીશું!" બીજું અગત્યનું દરબારી કામકાજ બજાવી દરબાર બરખાસ્ત થતાં રાજા દીવાન સહીત મહેલમાં સીધાર્યા અને એકાંતમાં બેસતાં રાજાના પૂછવાથી ધવલરાયે જણાવ્યું–"શીરછત્ર, સેવકે આપને અગાઉ કહ્યું હતું, તેમજ ચતુરસિંહ, કુલીનસિંહ તેમજ રાજા જગતસિંહે મને ખાસ જણાવ્યું હતું કે, આપણી સેનામાંના તમામ મુસલમાન સીપાઇઓ કપટનના મળતીયા છે, માટે જેમ બને તેમ તેમને લશ્કરમાંથી ઓછા કરવા જોઇએ. તપાસ કરતાં મને પણ એ બીના સત્ય લાગે છે, માટે એ બાબતમાં આપ ફરમાવો તે મૂજબ અમલ કરવામાં આવે!"

"ખરૂં છે!" રાજાએ ગંભીર અવાજે કહ્યું–"મુસલમાનોની બેદીલી અમારા જોવામાં પણ આવેલ હોવાથી એ બાબત અમેજ તમને કહેનાર હતા. હવેથી ધીમે ધીમે મુસલમાનોને નોકરીપરથી દૂર કરજો!" બીજી કેટલીક મસલત કીધા પછી રાજાની આજ્ઞા લઇ ધવલરાય પોતાને મહેલે વીદાય થયો.

---

# પ્રકરણ ૨૦ મું.

—+++∞+++—

## વાત વધી.

રાજા બલદેવસિંહ ચોપદાર સાથે ઘસીટાસિંહ અને ચમનરાયને ચતુરને પકડવા માટે રવાને કરીને દરબાર બરખાસ્ત કરી મહેલમાં વીદાય થયો. રંભાના સ્વરૂપે તેનું મન એટલું બધું હરી લીધું હતું કે, તે એકાએક જતી રહેવાથી તેના દીલમાં જાગેલી જ્વાળા શાંત કરવા તેણે ઘણાં ફાંફા માર્યાં પરંતુ રંભાની છબી તેના મનમાંથી ખસી નહીં. તેને ઉદાસ જોઇ રાણીએ પૂછયું "નાથ, આપનું મુખારવિંદ નિસ્તેજ કેમ છે?"

"સહજ! રાત્રીના જાગરણને લીધે તમને એમ લાગે છે!"

"વારૂ નાથ! પેલી ગાનારીને મહેલમાં બોલાવી અમને તેનું સંગીત સંભળાવવાનું આપે કબૂલ કર્યું હતું તે કયારે બોલાવશો?" રાણીએ સસ્નેહ પૂછયું.

"અરે! એ અમો સઘળાને મૂર્ખ બનાવી આંખો આંજીને ચાલી ગઈ!" રાજાએ નિરાશાભરે અવાજે કહ્યું.

"નાથ, આપ શું કહો છો તે સમજી શકાતું નથી!" રાણીએ અજાયબ થઈ પૂછયું.

"અત્યારે અમારૂં ચિત્ત સ્થિર નથી એટલે કંઈ વધુ કહી શકીશું નહીં!" રાજાએ ઉદાસ ચિત્તે જણાવ્યું, અને રાણી વધુ પૂછે તે પહેલાં ત્યાંથી ઉઠી પોતાના ખાનગી વિચારગૃહમાં જઈ ત્યાં પડેલા સુખાસને બેઠો. એકાંત પડતાં ફરી રંભા યાદ આવી. અને તે કોણ હશે? તે સબંધી અનેક વિચારો તેના મનમાંથી પસાર થવા માંડયા. આખરે રાજાની આટલી તો ખાત્રી થઈ કે તે કોઈ સ્ત્રીજ હતી, પરંતુ ચતુરને તે શા માટે છોડવી ગઇ હશે? એ શંકા મનમાં ઉપજતાં તે બબડયો "અરેરે! રંભા! રંભા! તારા કહેવા મૂજબ શું તું ચતુર ઉપર ખરેખર મોહીજ પડી હતી! મોહીની, હૃદયમાં કારી જખમ કરી શું અમારી આવી અવસ્થા કરવા માટેજ તું આવી હતી? હાય રંભા, તને અમે

ક્યાં શોધીએ ? ” રંભાના વિયોગમાં ઝુરાતા રાજાએ તે ઓરડામાં આખી રાત જાગૃત હાલતમાં પસાર કરી. પ્રભાતે અસ્વસ્થ ચિત્તે દરબારમાં જઇ ચતુરને પકડવા ગયલા ઘસીટાસિંહ અને ચમનરાય વિષે રાજાએ પ્રથમ પૂછગાછ કરી તો જણાયું કે, તેઓ હજી આવેલ નથી. આથી તેમને માટે વળી તેને ચિંતા ઉપજી. આજે દરબારના કામકાજમાં તેનું ચિત્ત ચોંટતું નહોતું. પ્રજાની ફરીયાદો સાંભળતાં પણ તેની સમક્ષ રંભાનું સ્વરૂપ ખડુંજ હતું. એટલામાં બદ્રીનાથ, કાસમ, શાંતીનાથ જોશીજી અને કપટને દરબારમાં એક બાજુએ બેઠેલા જોયા. તેમનાં મુખ પણ નિસ્તેજ જોઇ રાજાની ઉદાસીમાં વધારો થયો, પણ દરબારમાં તેણે તેમને કંઇ ન પૂછતાં દરબાર બરખાસ્ત કરી મહેલે બોલાવ્યા. ખાનગી વિચારગૃહમાં બેસતાં રાજાએ આતુરતાથી તેમને પૂછયું “ કેમ, શેરગઢમાં શું કર્યું ? ”

“ શીરછત્ર ! કામ તો એ બન્યું કે ભૈરવનાથને તો ચતુરે કેદ કીધો, અને વીરકાળ અને નારાયણસિંહ કાન્તાકુંવરીના મહેલમાં અમે ગયા હતા ત્યાં ચપળા નામની એક દાસીએ ચાલાકીથી તેમને પકડી લીધા, ફક્ત સેવક ત્યાંથી છટકી આવ્યો ! અમે ચતુરને પકડયો હતો તેને તો આપની હજુરમાં મોકલી આપ્યો છે ! ” બદ્રીનાથે મંદ અવાજે જવાબ આપ્યો.

“ ચતુરને પણ એક સ્ત્રી આવી અત્રેથી છોડાવી ગઇ છે ! એ લુચ્ચીએ ખરેખર બહુ લુચ્ચાઈ વાપરી છે, અને તે માટે તેને સખત શિક્ષા કરવી જોઇએ ! ” રાજાએ ગુસ્સામાં જણાવ્યું.

“ હેં ! ચતુર પણ ન્હાસી ગયો ! ” કપટ બોલી ઉઠયો.

“ શીરછત્ર, તે સ્ત્રી કોઇ અઇયાર હશે ! ” કાસમે કહ્યું.

“ નહીં, તે હતી તો સ્ત્રીજ, પરંતુ કોણ હતી અને કયાંથી આવી હતી તે જણાયું નહીં ! ” રાજાએ ભાર દઇને કહ્યું.

“ મહારાજ, ઘસીટાસિંહ અને ચમનરાય અત્રે હતા છતાં તે સ્ત્રી ચતુરને કેવી રીતે છોડવી ગઈ ? ” બદ્રીનાથે પૂછયું.

“ અરે સઘળાની અક્કલ તેના સ્વરૂપ આગળ ગુમ થઈ ગઇ

હતી. તેણીના હાવભાવે સઘળાઓને અંધ બનાવી દીધા હતા !" રાજાએ ગુસ્સામાં જણાવ્યું—"તેણીની ચાલાકી એ ચાલાક અઇયારો પકડી શકયા નહીં !"

"ઘસીટાસિંહ અને ચમનરાયને મહારાજાએ શું ચતુરને પકડવા માટે મોકલ્યા છે ?" શાન્તીનાથ જોશીજીએ પૂછ્યું.

"હા ! પરંતુ રંભા તો ચતુરને ન્હસાડી જવા સાથે તેમને પણ ઘસડતી ગઇ હોય એમ જણાય છે કેમકે, તેઓ હજી સુધી પાછા ફર્યા નથી !" રાજાએ ઉદાસીસહ કહ્યું.

"તેમને કયાં મોકલ્યા છે ?" બદ્રીનાથે પૂછયું.

"એક ચોપદારે આવી ખબર કરી કે, ચતુર અને રંભાને પાસેના જંગલમાં તેણે દીઠા હતા, એટલે તે ચોપદાર સાથે તેમને રવાને કીધા છે !" રાજાએ જણાવ્યું.

"ત્યારે નક્કી તેઓ પણ ફસાયા હશે ! ચોપદારના વેષમાં આવનાર પણ કોઈ અઇયારજ હશે !" બદ્રીનાથે કહ્યું.

"અહાહા ! રંભા કોણ હશે ? સંગીતકળામાં તેણીની પ્રવિણતાએ સર્વનાં મન જીતી લીધાં હતાં, અને તેથીજ તે ચતુરને છોડાવી ગઇ ! અહાહા ! તેણીનું મનોહર સ્વરૂપ હજી અમારી દ્રષ્ટિ આગળથી ખસતું નથી !" રાજા બોલ્યો.

"જહાંપનાહ ! એ રંભા તો કાન્તાકુંવરીની માનીતી અને ખાસ સખી ચકોરી હશે !" કાસમે ભાર દઇને કહ્યું.

"હા, હા, મહારાજ ! એ ચકોરીજ હોવી જોઇએ, કેમકે તેણીને રાજમહેલમાં મેં અનેક વાર ગાયન ગાતાં સાંભળી છે. તેણીનો કંઠ ઘણોજ મધુર છે !" કપટે ઉમેર્યું.

"ત્યારે શું એ ચકોરી રાજા રામસિંહની કુંવરી કાન્તાથી પણ વધુ રૂપવતી છે ?" રાજાએ આતુરતાસહ પૂછ્યું.

"છટ, છટ ! મહારાજ, કાન્તાકુંવરીનાં લાવણ્ય આગળ તો દુનિયાની તમામ રમણીઓ પાણી ભરે છે !" કપટ બોલી ઉઠયો.

"પરંતુ ખુદાવીંદ, કાન્તાકુંવરીથી ઉતરતી ખુબસુરત નાજની દુનિયામાં શોધવા નીકળીએ તો તે ચકોરી છે. તે ચતુરને છોડવી

ગઇ તેનું કારણ એજ કે તેમની વચ્ચે સ્નેહ છે, જે સેવકે ખુદ તેમની એકાંત વાતપરથી જાણ્યું છે!" કાસમે જણાવ્યું.

"ખરેખર! તે સ્નેહ તેણીએ અમારી મીજલસમાં પણ કબૂલ કર્યો હતો!" રાજા બોલી ઉઠયો.

"મહારાજ, એ ચકોરી અદયારીમાં ઘણી પ્રવિણ છે!" કપટે ભાર દઇને કહ્યું.

"ગમે તેમ હો, પરંતુ જ્યાંસુધી કાન્તાકુંવરી અને ચકોરી અમને પ્રાપ્ત નહીં થાય ત્યાં સુધી અમારૂં ચિત્ત સ્થિર થનાર નથી! ગમે તે ઉપાયે અમે મેળવીશું!" રાજા દ્રઢ અવાજે બોલ્યો.

"તેમને પ્રાપ્ત કરવામાં મહારાજાજીને શું મુશ્કેલી નડનાર છે? રાજા રામસિંહ સરખા નબળા રાજાના હાથમાંથી તેમને મેળવતાં શી વાર છે?" કપટે કહ્યું "મહારાજ, આપ શેરગઢપર સૈન્ય લઇ ચઢાઈ કરો એટલે રાજા રામસિંહને આપને શરણે આવી આપ શીરછત્રની દરેક માંગણી કબૂલ કરવાની ફરજ પડશે!"

"કપટરાય, તમારી સલાહ મૂજબ એકદમ ચઢાઇ કરવાનું સાહસ કરવામાં લાભ નથી! કળે કામ નીકળતું હોય ત્યાંસુધી બળ વાપરવાની શી જરૂર છે!" જોશી શાંતીનાથે પોતાનો વિચાર જણાવ્યો, અને હાથ જોડીને રાજાને કહ્યું "મહારાજ, આપ પ્રથમ રાજા રામસિંહ ઉપર એ બાબતનો એક પત્ર લખો, અને તેનો જવાબ મળ્યા પછી ઘટતાં પગલાં લઇશું!" એ સલાહ રાજાને યોગ્ય લાગવાથી તેણે કહ્યું "બસ! એજ યોગ્ય માર્ગ છે રાજા રામસિંહ ઉપર આજેજ એક પત્ર રવાને કરીએ છીએ."

"શીરછત્ર, રાજા રામસિંહને હાલમાં બહુ મદ ભરાયો છે. સેવકની તો ખાત્રી છે કે આપના પત્રનો અનાદર કરી એ નક્કી આપ મહારાજનું અપમાન કરશે, માટે એકદમ ચઢાઇ લઈ જવી યોગ્ય છે!" કપટે રાજાને ઉશ્કેરવાની તજવીજ કરી.

"રાજા રામસિંહ અમારૂં અપમાન કરી શું સુખે શેરગઢની ગાદી ભોગવી શકશે? એક ચાંચડને ચોળતાં કેટલી વાર! જોતજોતામાં પાયમાલ કરી નાંખીશું!" રાજા ગુસ્સામાં બોલી ઉઠયો.

કપટ ચુપ રહ્યો. રાજાએ તરતજ દીવાનને તેડાવી રાજા રામસિંહ ઉપર પત્ર લખવાની આજ્ઞા કરી. પત્ર તૈયાર થતાં રાજાએ બદ્રીનાથને તે લઇને શેરગઢ તરફ રવાના કર્યો.

---

# પ્રકરણ ૨૧ મું.

---

## સ્નેહમાં વધારો.

એક દીવસ રાજા રામસિંહ દરબારમાં દીવાન સંગે વાતચીત કરતો બેઠો હતો, એટલામાં ચતુર માથાપર મ્હોટા પોટલા સહીત દરબારમાં આવી પહોંચ્યો. તેને જોઈ રાજા તેમજ દીવાનના આનંદનો પાર રહ્યો નહીં. અને રાજાએ પૂછયું "ચતુરસિંહ, આટલા દીવસ કયાં હતા ? આ પોટલું શેનું લાવ્યા છો ?"

"ખરેખર ! ચતુરસિંહ, તમારે માટે તો અમો સઘળાના જીવ ઉડી ગયા હતા ! કીર્ત્તિપુરમાં પણ અમે તમારી શોધ કરાવી હતી, અને ત્યાં તમે ન હોવાથી અત્રેના સમાચાર સાંભળી દીવાન જયસિંહજી પણ ચિંતાતુર બની ગયા છે !" ધવલરાયે કહ્યું.

"મહારાજ ! સેવક દુશ્મનોના પંજામાં સપડાયો હતો, પણ આપના આશીર્વાદે છટકી આવ્યો છું, અને સાથે વીજયગઢથી રાજા બલદેવસિંહના બે અઈયારોને પણ ઘસડતો આવ્યો છું !" ચતુરે જવાબ આપ્યો. આ સાંભળી રાજા ઉત્સાહમાં બોલી ઉઠયો–"અત્રે પણ મહેલમાં ચપળાએ બે અઇયારોને પકડી કેદ કર્યા છે !" રાજાની આજ્ઞાથી એક સીપાઇએ અઇયારોની ગાંસડી છોડી એટલે ચતુરે તેમને શુદ્ધિમાં આણ્યા. તેમને પણ વીરકાળ અને નારાયસિંહ પાસે કેદખાનામાં પૂરવામાં આવ્યા. બીજી કેટલીક વાતચીત કર્યા પછી ચતુરે રાજાને કહ્યું "મહારાજ, મારે માટે કીર્ત્તિપુરમાં સર્વ ચિંતાતુર હશે, માટે આજ્ઞા આપો તો તેમને મળી આવું ?"

"અવશ્ય તમારે જવુંજ જોઇએ, પરંતુ ત્યાંથી સત્વર પાછા ફરજો !" રાજાએ કહ્યું, અને દીવાન તરફ ફરીને જણાવ્યું

"દીવાનજી, તમે પણ રસાલા સહીત ચતુરસિંહ સાથે કીર્ત્તિપુર જાઓ, અને મહારાજ જગતસિંહજીને અમારી તરફથી ભેટ અર્પણ કરી ચતુરસિંહ સાથે પાછા ફરજો." રસાલો તૈયાર કરવાની આજ્ઞા થઇ અને ધવલરાય અને ચતુર કીર્ત્તિપુર તરફ રવાના થયા. આ તરફ ચકોરીને પાછી ફરેલ જોઈ કાન્તાના આનંદનો પાર રહ્યા નહીં, અને તે તેણીને ભેટી ખબરઅંતર પૂછવા લાગી. ચકોરીએ સઘળી હકીકત જણાવી, એટલામાં ચપળા ત્યાં આવી પહોંચી અને તે પણ ચકોરીને જોઇ રાજી થઇ. ચકોરીની હકીકત પૂરી થતાં કાન્તાએ હસીને કહ્યું "સખી, તું એકલીજ મનમાં મલકાતી નહીં કે તુંજ દુશ્મનોના અઇયારોને પકડી આવી છે! અત્રે તારી આ ચેલીએ પણ બે અઇયારોને પકડયા છે!" આમ કહી કાન્તાએ સઘળી હકીકત કહી, જે સાંભળી ચકોરી હરખાઇ ચપળાને વહાલથી ભેટી પડી.

ચતુર અને ધવલરાય પ્રભાતે દરબારને સમયેજ કીર્ત્તિપુર પહોંચી જવાથી તેઓ દરબારમાજ ગયા. આ સમયે રાજા જગતસિંહ પ્રજાની ફરીયાદો સાંભળવામાં રોકાયા હતા. કુલીનકુમાર પણ પિતાની પાસે આસને બેસીને સઘળું જોતો હતો. ચતુરને જોતાંજ કુમારને બેહદ આનંદ થયો. દરબારમાં જઇ ચતુર અને ધવલરાયે રાજા જગતસિંહને નમન કર્યું, અને કુલીનકુમારના બોલાવવાથી ચતુર તેની પાસે જઇ બેઠો. ધવલરાયે રાજા રામસિંહનો પત્ર અને ભેટ તેમજ કુલીનકુમાર માટે એક ઉમદા પોશાક થાળાઓમાં ભરીને રાજા સમક્ષ મૂકાવ્યા, જે જોઇ રાજાએ કહ્યું—"મહારાજ રામસિંહનો અમપર અનહદ સ્નેહભાવ છે, પરંતુ આ સઘળી ખટપટ કરવાનું કંઇ કારણ નહોતું." રાજા રામસિંહનો પત્ર વાંચી કુશળ સમાચાર જાણ્યા બાદ રાજાએ ચતુરને કેદ પકડાયાની હકીકત પૂછી, જેના જવાબમાં ચતુરે પોતે કેવી રીતે દુશ્મનના હાથમાં ફસાઇ ગયો હતો તેનો ખરો હેવાલ તેમજ કેવી રીતે છૂટયો તેનુ બનાવટી વર્ણન કહ્યું, અને ચકોરીએ પોતાને છોડવ્યાની વાત છૂપાવી છેવટે જણાવ્યું "મહારાજ, આપના આશીર્વાદથી વીજયગઢથી આવતી વેખતે રાજા બલદેવસિંહના બે અઇયારોને પણ દાસ પકડતો આવ્યો છે!" આ હકીકત સાંભળી રાજાને ઘણો

આનંદ ઉપજ્યો અને તેણે ચતુરને શાબાસી આપવા સાથે સુંદર પોશાક ભેટ આપ્યો. પછી ચતુર રાજાની આજ્ઞાથી પોતાની માતાને મળવાને ઘેર ગયો કેમકે, તેના ગૂમ થયાની ખબર જાણીને તે પણ ચિંતાતુર બની રહી હતી. ધવલરાયની પરોણાગત કરવાની રાજાએ દીવાન જયસિંહને આજ્ઞા કરીને દરબાર બરખાસ્ત કરી. ચતુર પોતાની માતા, વગેરે સ્નેહીઓને મળી ભેટીને કુમારને મળવા તેને મહેલે ગયો. વાતચીત કરતાં કુમારે હસીને પૂછ્યું "ભાઇ, તું કેદ પકડાયાની હકીકત તો તેં દરબારમાં જણાવી, પરંતુ કેવી રીતે છૂટયો તેની ખરી બીના છુપાવી, એ અમે જાણી ગયા, માટે કહે, તને કોણે છોડવ્યો ?" ચતુરે ચકોરીની મદદથી પોતે કેવી રીતે છૂટયો તે હકીકત કહી, જે સાંભળી કુમાર હસ્યો. "ત્યારે તારૂં તો કામ પાર ! ભાઇ, પહેલાં હાથ પોતાના મુખ તરફ વળે, એ સ્વાભાવિક છે ! અમારી ઇચ્છા તો પાર પડશે ત્યારે પણ પોતાનું કામ તો સાંધી આવ્યો !"

"કુમાર, તમારી ઇચ્છા પાર પડવામાં હવે શું બાકી રહ્યું છે ? આજે દરબારમાં પોશાક જોઇને તો મનમાં મલકાતા હતા, અને હજી મારે મુખેથી નેકા પડાવવા માંગો છો !" ચતુરે ટકોર કરી. કુમાર હસી પડયો, અને બંને મિત્રો આનંદે વાતચીત કરવા લાગ્યા. ચતુર કેટલાક દીવસ સુધી કીર્ત્તિપુરમાં રહ્યો. થોડા દીવસો બાદ ધવલરાયે રાજા જગતસિંહ પાસે વીદાયગીરી માંગી અને ચતુરને પણ પોતાની સાથે શેરગઢ મોકલવાની અરજ કરી, જે રાજાએ માન્ય રાખી. ચતુર અને ધવલરાય તેજ દીને સાંજે દરબારને વખતે શેરગઢ જઇ પહોંચ્યા. ચતુર પાછો આવ્યાથી રાજા રામસિંહને પણ આનંદ થયો, એટલમાં વીજયગઢથી રાજા બલદેવસિંહનો પત્ર લઇ બદ્રીનાથ દરબારમાં આવી પહોંચ્યો, અને આશીર્વાદ આપી તેણે પત્ર રાજા સમક્ષ મૂકયો, જે વાંચવાની રાજાએ દીવાન ધવલરાયને આજ્ઞા કરી. પત્ર વાંચતાં ધવલરાયનો ચહેરો ગુસ્સાથી લાલચોળ થઇ રહ્યો. રાજા અને ચતુર ધવલરાયનાં મુખપર થયલો ફેરફાર જોઇ ચેતી ગયા કે તેમાં કાંઈ ગેરવ્યાજબી મતલબ સમાયલી હોવી જોઇએ. પત્ર વાંચ્યા બાદ ધવલરાયે રાજાને કહ્યું " મહારાજ, આ પત્ર એકાંતમાં

સાંભળવા લાયક છે!" તરતજ બદ્રીનાથને ઉતારો આપવાનો બંદોબસ્ત કરવાની કારભારીને આજ્ઞા કરી ને દરબાર બરખાસ્ત કરી ચતુર તેમજ ધવલરાય સહીત રાજા મહેલમાં ગયો. એકાંતમાં બેઠા પછી રાજાએ પત્ર વાંચવાની દીવાનને આજ્ઞા કરી, એટલે તેણે જણાવ્યું "શીરછત્ર, એમાં લખેલ શબ્દો સેવકના મુખમાંથી નીકળી શકે તેમ નથી!" રાજાએ પત્ર લઇ વાંચી જોતાં તેને એટલો બધો ક્રોધ ઉપજ્યો કે તેણે તે પત્ર ફાડી નાંખતાં કહ્યું—"બસ બદ્રીનાથને જવાબમાં જણાવો કે તેણે અત્રેથી શીઘ્ર ચાલ્યા જવું. આવતી કાલ સુધી જો તે અમારા રાજ્યની હદમાં જણાશે તો તેની જીંદગી જોખમમાં આવી પડશે!" આટલું કહી થોડી વાર ઉંડા વિચારમાં ચૂપ રહ્યા બાદ તે જુસ્સાથી બોલ્યો—"કપટ વીજયગઢ ગયો ત્યારથીજ અમે ધારી બેઠા હતા કે તે પાપી બનશે તેટલી ઉશ્કેરણી કર્યા વગર રહેનાર નથી, અને તેમજ થયું છે! કંઇ ચિંતા નહીં! અમારી હયાતીમાં તો પાપી પોતાની ધારણામાં કદી ફાવશેજ નહીં. દીવાનજી, હવે તમે પણ સાવધાનીથી સઘળો બંદોબસ્ત કરી રાખજો!"

"મહારાજ!" ચતુરે ગંભીરતાસહ જણાવ્યું "રાજા બલદેવસિંહે આપણા નગરમાં પોતાના અઇયારોને મોકલ્યા ત્યારથીજ તેની ધારણા આપણે જાણી ગયા હતા. હવે તો તે અત્રે ચઢી આવશે, એમાં કશો શક રહ્યો નથી કેમકે, તેના અઇયારોને આપણે ફાવવા દીધા નથી, માટે આપણે પણ સેનાનો બંદોબસ્ત કરી સઘળી રીતે તૈયાર રહેવું જોઇએ!"

"રાજા બલદેવસિંહની સેનામાં ત્રીસ હજાર સીપાઈઓ છે, અને અમારૂં લશ્કર દસ હજાર સીપાઇઓનું છે, તેથી શું અમે ડરી જઈશું?" રાજા જુસ્સામાં બોલી ઉઠયો.

"શીરછત્ર, આપની દસ હજારની સેના સાથે પાંચ હજાર સીપાઇઓ અમારા મહારાજાના છે, તેઓ બલદેવસિંહના એ મેંઢાના ટોળાને મારી હઠાવવાને પૂરતા છે!" ચતુરે જણાવ્યું.

"ત્યારે હવે સેના માટે આપણે કીર્ત્તિપુર મહારાજા જગતસિંહજીને પણ લખી મોકલવું જોઇએ!" ધવલરાયે કહ્યું.

" મહારાજ, દીવાનજીને એક પત્ર આપી મારી સંગે મોકલો તો ત્યાંની તમામ સેના અને જો આપની ઇચ્છા હોય તો કુમાર કુલીનસિંહને પણ સાથે તેડતા આવીએ, જેમને તમામ સેનાની સરદારી સોંપીશું ! " ચતુરે ભાર દઇને કહ્યું.

" શીરછત્ર, ચતુરસિંહનો વિચાર યોગ્ય છે ! " ધવલરાયે કહ્યું.

" પરંતુ કુમાર કુલીનસિંહને લડાઈમાં સરદારી સોંપવાને અમારૂં મન કબૂલ કરતું નથી ! કુમાર બહાદુર અને હિંમતવાન છે છતાં લડાઇને મોખરે દુશ્મનો સામે જવાને અમે તેમને કહીજ કેમ શકીએ ? મહારાજ જગતસિંહજી પણ અમારી એ માંગણી કબૂલ કેમ રાખે ? "

" મહારાજ, આપ મનમાં એવો ખ્યાલ કદી આણુશોજ નહીં ! " આમ કહી ચતુરે કેટલોક ખુલાસો કીધો, જેને ધવલ-રાયે પણ ટેકો આપવાથી રાજા માન્યો, અને તેણે કુલીનકુમારને મોકલવા સંબંધી તેમજ બલદેવસિંહના પત્રની હકીકત જણા-વનારો પત્ર આપી દીવાન ધવલરાયને કીર્ત્તિપુર મોકલ્યો, અને ત્યાં વધુ ન રોકાતાં બીજે દીનેજ પાછા ફરવાની તેને સુચના કરી. ધવલરાય કીર્ત્તિપુર પહોચતાં રાત્રી થવાથી દીવાન જયસિંહને ઘેર ગયો. જયસિંહે તેનો આદરસત્કાર કરી પોતાને ત્યાં ઉતારો આપ્યો, અને ખબરઅંતર પૂછીને આમ એકાએક આવવાનું કારણ પૂછવાથી ધવલરાયે સઘળી હકીકત કહી, જે સાંભળી જય-સિંહ ગુસ્સે થઇ બોલી ઉઠયો—" આજકાલ બલદેવસિંહની મતી બગડી છે, અને તેને બહુ અહંકાર આવ્યો છે, પણ ચિંતા નહિં ! હવે આપણા હાથનો તેને પૂરતો અનુભવ આપીશું ! " રાત્રીએજ જયસિંહ ધવલરાયને રાજા જગતસિંહની મુલાકાતે રાજમહેલમાં લઇ ગયો. આ વખતે કુમાર કુલીન પણ ત્યાં હતો. ધવલરાયને સન્માનસહ બેસાડી રાજાએ શેરગઢના સમાચાર પૂછયા, જેના જવાબમાં ધવલરાયે પોતાની પાસેનો પત્ર રાજાને આપતાં તેણે પોતેજ તે વાંચી જોયો. તેને એટલો બધો ગુસ્સો ઉપજ્યો કે તે કંઇ બોલી શકયો નહીં. તે પત્ર તેણે કુલીનકુમારને વાંચવા આપ્યો. કુમારે વાંચી જોતાં તેની પણ તેવીજ હાલત થઇ ક્રોધને

લીધે તેની આંખોમાંથી જાણે આગના ભભુકા નીકળવા લાગ્યા. ઉંડા વિચારમાં થોડી વાર ચૂપ રહી તેણે હાથ જોડી રાજાને વિનંતી કરી—" પિતાજી, લડાઇમાં જવાની અમને ઘણી હોંસ છે, અને એજ અમારો ધર્મ છે ! આવી ઉત્તમ તક કયારે મળનાર છે ! અમારૂં બાહુબળ અમે કયાં બતાવીશું ! પિતાજી, અમને આજ્ઞા આપો તો આપણી સેના સહીત જઇને રાજા બલદેવસિંહ શેરગઢપર ચઢી આવે તે પહેલાંજ તેને કેદ કરી આપના ચર્ણમાં આણીએ ! "

" કુમાર, તમારી હોંસ પૂર્ણ કરો ! " રાજા ઉત્સાહસહ બોલ્યો " પિતા, પુત્ર, ભાઈ, સગાંસહોદર, સર્વ કરતાં ક્ષત્રીઓને લડાઇ વધુ પ્રિય હોય છે, એટલે અમે પણ તમને આજ્ઞા કરીએ છીએ કે આપણી તમામ સેના સહીત રાજા રામસિંહની મદદે જાઓ, અને રણભૂમીમાં તમારી વીરતા બતાવી દુનિયામાં નામના કરો, અને કુળને દીપાવો ! " આટલું કહી દીવાન જયસિંહ પ્રત્યે કહ્યું " દીવાનજી, સેનામાં ઢંઢેરો ફેરવો કે આજની રાતમાં તમામ સેનાએ પ્રભાતમાં કુમાર સાથે શેરગઢ કુચ કરી જવાને તૈયાર થઇ રહેવું ! " કુમાર પણ પ્રભાતે શેરગઢ જવાની તૈયારી કરવા પોતાને મહેલે ગયો. કાન્તાકુંવરીને નીરખવાના અને લડાઇમાં નામના કરવાના ઉત્સાહમાં રાત્રી કયાં પસાર થઇ તેનું પણ કુમારને ભાન રહ્યું નહીં.

---

## પ્રકરણ ૨૨ મું.

——:o:——

### લડાઈની તઇયારી–કુલીન ઠગાયો.

પ્રભાત થતાં પહેલાંજ કુમાર સ્નાન સંધ્યા કરી પોશાક અને હથીયાર સજીને પોતાની માતાની રજા લેવાને મહેલમાં ગયો. રાજાએ રાત્રીએજ સઘળી હકીકત જણાવેલી હોવાથી કુલીનને સજ થઇ આવેલ જોઇ માતાને અનહદ આનંદ ઉપજ્યો. કુમારે માતાને નમન કરીને જવાની આજ્ઞા માંગી. રાણીએ આંખમાં આંસુ સહીત સ્નેહથી તેની પીઠે હાથ ફેરવી આશીર્વાદ આપી

કહ્યું "પુત્ર, સીધારો, વીરપુષોમાં અમર નામના કરો ! ક્ષત્રી કુળનું નામ જાળવી રણભૂમી વીજયના ડંકાથી ગજાવો ! રણસંગ્રામમાં માતા પિતા, સુખ આરામ, વગેરેમાં ચિત્ત ન રાખવું, એજ શુરવીર પુરૂષોનો ધર્મ છે, તેમ તમે વર્તજો ! પ્રભુ તમને સહાય થાઓ ! કુમાર, આજ સુધી તમે પુષ્પની શય્યામાં રમ્યા છો, હવે રણભૂમીમાં રમજો ! સિંહણના બાળ છો, તેનુંજ દુધ પીધું છે તો દુશ્મનો સાથે સામે ઘાએ લડજો ! રણમાં પીઠ બતાવશો નહીં !" માતાએ કુમારને વીજયમાળા પહેરાવી કેટલીક શીખામણ આપી વીદાય કીધો. મહેલની બહાર આવતાં દીવાન ધવલરાયને ઘોડેસ્વાર થઇ જવાને સજ થયેલ જોઇ કુમાર પોતાના અશ્વપર સ્વાર થયો, અને રાજાની આજ્ઞા લઇ તેઓ શેરગઢ તરફ વીદાય થયા. તેમની પાછળ તમામ સેના મહાસાગરના ઉછળતા તરંગો પેઠે કુચ કરતી ગઇ. શેરગઢ થોડે દૂર રહેતાં કુમારે પોતાની સેનાનો પડાવ નાંખી ધવલરાયને કહ્યું "દીવાનજી, અમારો એવો વિચાર છે કે અત્રેજ મુકામ કરી સૈન્યની યોગ્ય વ્યવસ્થા કરીને પછી આપણે નગરમાં જઇએ !"

"ત્યારે હું પહેલાંથી જઇને આપના પધારવાના સમાચાર મહારાજને નિવેદન કરૂં છું !" ધવલરાએ જણાવ્યું, અને કુમારની સંમતીથી નગરમાં જઇ તેણે કુશળ સમાચાર રાજાને કહ્યા. આથી રાજાએ અત્યંત આનંદ પામી કહ્યું "કુલીનસિંહની સેનાએ યોગ્ય સ્થાને પડાવ નાંખ્યો છે. તમે આપણા સરદારો સહીત જઇને કુમારને માન સહીત નગરમાં તેડી આવો !" કુલીન આવી પહોંચવાની ખબર ચતુરને પડતાં તે ઉતાવળે તેને મુકામે ગયો. ચતુરને જોતાં તેને આનંદથી ભેટી કુમારે કાન્તાનાં ખબર પૂછયાં, જેના જવાબમાં ચતુરે જણાવ્યું—"કુમાર, સઘળા શુભ સમાચાર છે ! હવે તમારી ઈચ્છા ઘણી ખરી તો પાર પડી છે !" કેટલીક વાતચીત કર્યા પછી ચતુર લશ્કરની ગોઠવણ કરવામાં રોકાયો, એટલામાં દીવાન ધવલરાય પણ સરદારો સહીત આવી પહોંચ્યો. કુમાર નગરમાં જવા માટે સજ થઇ પોતાની સાથે ચુંટી કહાડેલા એક સો સ્વારો લઇ ધવલરાય સાથે વીદાય થયો. રાજા રામસિંહને મદદ કરવાને કુમાર કુલીન સેના સહીત આવી

પહોંચ્યો છે, અને તે નગરમાં પધારે છે, એવી ખબર પવનના વેગે આખા નગરમાં ફેલાઈ જવાથી કુમારની સ્વારી જોવાને નગરમાં દરેક સ્ત્રીપુરૂષ, આ બાળ વૃદ્ધ પોતપોતાના ઘરની અટારીઓમાં બેસી ગયાં હતાં, અને માર્ગમાં પણ લોકોની ઘણી ભીડ થઇ રહી હતી. સઘળાઓ સ્વારી આવવાની રાહ જોતા ઉત્તર દીશા તરફ જોઇ રહ્યા હતા. રાજા રામસિંહે પણ મહેલમાં જઇ રાણીને સર્વ સમાચાર નિવેદન કર્યા, જેથી તેણીનાં હઈયામાં આનંદના ઉભરા ઉછળવા લાગ્યા, અને તે પણ કાન્તાકુંવરી અને દાસીઓ સહીત કુમારની સ્વારી જોવાને મહેલની ઉંચી અટારીમાં બેઠી. રાજા પોતે પણ અગાસીમાં આસન મૂકાવી બેઠો. થોડી વારમાં ઉત્તર દીશા તરફ ધુળ ઉડતી જણાઇ, અને સ્વારો આવતા જણાયા. સ્વારોએ પોલાદનાં બખતર પહેર્યા હતાં, જેના ઉપર અસ્ત થતા સૂરજના કીરણનો પ્રકાશ પડવાથી તેમાંથી અજબ ચળકાટ નીકળતો હતો. સઘળાઓના હાથમાં ઝુંડાવાળા ભાલા હતા, અને ખભાપર ઢાલ તથા કમ્મરે તલવાર સહીત તેઓ ચપળ ચાલે આવતા હતા, તેની શોભા કંઇ ઓરજ દીસતી હતી. સઘળાના મુખ ઉપર યુવાની સાથે ઉમંગનો પ્રકાશ ઝળકતો હતો સહુથી આગળ રત્નજડીત પલાણવાળા નાચતી ચાલે ચાલતા સુંદર ઘોડા ઉપર કુલીનકુમાર અમૂલ્ય વસ્ત્રાભુપણ સજી બીરાજ્યો હતો ઢાલ, તલવાર તથા તીરકમાન, વગેરે શસ્ત્રો તેણે ધારણ કર્યાં હતાં શુરવીરતા અને હિંમતની છાપ તેની રકતવર્ણી મુખમુદ્રાપર પ્રકાશી રહી હતી, જે મિત્રના મનમાં આદરભાવ અને દુશ્મનોના દીલમાં ધાસ્તિ ઉપજાવે તેવી હતી. નગરમાં પ્રવેશ કરતાંજ કુમારને જોઇ સઘળાઓની આંખો અંજાઈ ગઇ આટલા બધા ઠાઠમાઠ સાથે ઘણે દીવસે કુલીનને જોતાં મહારાણીનાં હઇયામાં અનહદ સ્નેહભાવ ઉપજ્યો અને તેણીનાં મુખમાંથી એટલા શબ્દો નીકળી ગયા કે "કુંવરી માટે લાયક પતી તો કુલીનકુમારજ છે !" એક બારીમાં કાન્તા પણ ચકોરી સહીત સ્વારી જોવાને બેઠી હતી મહારાણીને મુખે ઉપલાં વચનો સાંભળી ચકોરીએ કુંવરી તરફ આડી નજરે જોઈ તેણીનો હાથ દબાવ્યો, એટલે તેણીએ શરમાઇને મ્હોં મલકાવ્યું. તેનું હઇયું સ્વારી પાસે આવતાં

કુમારને જોઈ ઉછળવા લાગ્યું. રાજાનાં હૃદયામાં કુલીનને જોતાંજ પુત્ર વાત્સલ્ય ઉછળી આવ્યું, અને આનંદાવેશમાં તે કીલ્લાના દ્વાર સુધી તેને સામો લેવા ગયો. કુલીને અશ્વ ઉપરથી ઉતરી રાજાને નમન કર્યું. રાજા તેને સ્નેહથી પોતાની છાતી સાથે ચાંપી હાથ પકડી મહેલમાં તેડી આવ્યો. તેમને આવતાં જોઇ રાણી ઉત્સાહસહ સામે ગઇ, એટલે કુલીને તેણીને પણ નમન કર્યું. રાણીની આંખોમાં સ્નેહ અને હર્ષનાં આંસુ ભરાઇ આવ્યાં, અને તેણે આશીર્વાદ આપી કુલીનને પોતાની પાસે આસને બેસાડયો. રાજા પણ એક આસને બીરાજ્યો, અને આસપાસ સુંદર આભુષણ સજીને દાસીઓ હાથ જોડી ઉભી રહી. આ સમયે કુમાર નીચી નજરે જાણે કંઇ શોધતો હોય તેમ ચારે તરફ જોતો હતો. વાંચનાર, કુલીન શું શોધતો હતો? કુલીનનાં સ્વચ્છ અંતઃકરણમાં આપણને સ્પષ્ટ દેખાય છે! તે પોતાની હ્રદયદેવી કાન્તાને જોવાની આતુરતામાં આસપાસ નજર ફેરવતો હતો. કુંવરી પણ એક દ્વારની ઓથે ઉભી રહી પોતાના પ્રિયતમને જોઇ રહી હતી. આ સમયે કુમારને મળીને તેની સાથે સ્નેહની મીઠી વાતો કરવા કાન્તાનું હ્રદય ઉછાળા મારી રહ્યું હતું, પણ પોતાના માતપિતાની મર્યાદાએ તેણીને લાચાર બનાવી હતી. થોડી વાર મહેલમાં રાણી સંગે આનંદે વાતચીત કર્યા પછી રાજા કુલીન સહીત પોતાના દીવાનખાનામાં આવ્યો. રાજાના વિશ્રામગૃહની પાસેના ઓરડામાં કુલીનને ઉતારો આપ્યો. રાજાની આજ્ઞા લઈ કુલીન સ્વસ્થ થવાને પોતાના ઓરડામાં ગયો, એટલામાં ચતુર પણ ત્યાં આવી પહોંચ્યો. મહેલમાં કાન્તાને ન જોવાથી અધીરા બનેલા કુલીનને ધીરજ આપી રાત્રીએ ચતુર પોતાને ઉતારે ગયો, અને કુમાર નિંદ્રા લેવાને શય્યાપર સુતો, પરંતુ તેને નિંદ્રા આવી નહીં કાન્તાને કેવી રીતે મળવું, એના વિચારમાં રાત્રીનો ઘણોખરો ભાગ પસાર થઇ ગયો, તેનું પણ તેને ભાન રહ્યું નહીં, અને એક પ્રહર રાત્રી બાકી રહી ત્યારે તેની આંખ મળી. પ્રભાતે ચતુર પાછો કુમાર પાસે આવ્યો, અને સ્નાન, સંધ્યા, વગેરે નિત્યકર્મથી પરવારી કુમાર પોશાક સજી તેની સાથે દરબારમાં ગયો. રાજાએ પોતાના સિંહાસનની પાસેજ એક જડીત સિંહાસનપર કુલીનને બેસાડયો.

દરબારનું કામ આટોપ્યા પછી રાજાએ દીવાનને આજ્ઞા કરી—"દીવાનજી, કુલીનસિંહની સેનાને આપણી તરફથી સઘળી ખોરાકી પહોંચાડવાનો બંદોબસ્ત કરજો!" આ સાંભળી કુલીને હસીને રાજાને કહ્યું "મહારાજ, સેના સાથે સર્વ સામગ્રી છે, માટે હાલ કંઇ જરૂર નથી!"

"તમારામાં એ જુદાઈનો ભાવ વળી કયારથી આવ્યો? અમારૂં રાજ્ય કોનું છે?" રાજાએ આગ્રહ સહીત જણાવ્યું "સેના સાથે સામગ્રી છે તે જરૂર પડશે ત્યારે ઉપયોગમાં આવશે." કુલીને શરમાઇને કંઇ જવાબ આપ્યો નહીં, અને ધવલરાયે સઘળો બંદોબરત કરવાની કુંદનરાય કારભારીને આજ્ઞા કરી.

"મહારાજ, મને મળેલી ખબર મૂજબ દુશ્મનની તૈયારી મ્હોટા પાયાપર ચાલુ થઇ છે, માટે આપણે પણ સેનાની તૈયારી કરવી જોઇએ." ચતુરે કહ્યું.

"કુલીનસિંહ પધાર્યા છે, એટલે હવે અમારે એ બાબત શા માટે ચિંતા કરવી જોઇએ?" રાજાએ જણાવ્યું, અને કુલીન તરફ ફરી કહ્યું "અમારી તમામ સેના હવે અમે આપના હાથમાં સોંપીએ છીએ, માટે યોગ્ય લાગે તેવી ગોઠવણ કરો."

"આપ મહારાજની આજ્ઞા છોરૂ મસ્તક પર ચઢાવે છે!" કુલીને માનસહ જણાવ્યું "આપની સેનાની સ્થિતિ જાણ્યા પછી તેની વ્યવસ્થા કરીશું, પરંતુ દુશ્મનોની હીલચાલ સામે તૈયાર રહેવાને હાલમાં અમારી સેનાનો બંદોબસ્ત રાખીશું! મહારાજાના લશ્કરની આવતી કાલે કવાયદ જોઇને પછી યોગ્ય લાગશે તેવી ગોઠવણ કરીશું!" કુલીનની દીર્ઘદ્રષ્ટિ જોઈ રાજાને મનમાં ઘણો આનંદ થયો, અને અંતઃકરણમાં તેની તરફ વધુ સ્નેહભાવ ઉપજ્યો. પોતાની સેના સંબંધી વિચાર કરીને કુમારે ચતુરને કહ્યું "ચતુરસિંહ, આપણી સેનાને ત્રણ ભાગમાં વહેંચી નાંખી બબે હજાર સીપાઇઓને વીજયગઢની બંને બાજુએ દુશ્મનને આવવાના માર્ગના મુખડાપર રાખો, અને બાકીના સીપાઇઓને દસ ભાગમાં વહેંચી નાંખી દરેક ટુકડીને પાંચ પાંચ કોસને અંતરે જંગલમાં આમ તેમ રહેવાની આજ્ઞા કરો, તેમજ દુશ્મ-

નોની હીલચાલપર બારીક નજર રાખવા જાસુસોને પણ રવાના કરો." ચતુર આજ્ઞા મૂજબ વ્યવસ્થા કરવાને રવાને થયો. આ બંદોબસ્ત કરવામાં કુલીનની ચાલાકી જોઇને રાજાએ ઉત્સાહમાં આવી દીવાનને આજ્ઞા કરતાં કહ્યું "દીવાનજી, આપણી સેનામાં ઢંઢેરો ફેરવી ખબર કરો કે કાલે કવાયદ છે, માટે દરેક સૈનીક સજ થઈ મેદાનમાં હાજર થવું." ધવલરાયે તે મૂજબનો હુકમ સેનાપતીપર મોકલી આપ્યો, એટલામાં રાજા રામસિંહના જાસુસોએ દરબારમાં આવી નમન કરીને જણાવ્યું "મહારાજ, આજ્ઞાનુસાર સેવકો દુશ્મનોની હીલચાલ તપાસવા વીજયગઢ ગયા હતા, ત્યાંથી રાજા બલદેવસિંહ પોતાની ત્રીસ હજાર સીપાઇઓની સેના સહીત આપણા નગરપર ચઢી આવે છે, એ ખબર મળતાં આપ શીરછત્રને તે નિવેદન કરવાને આવ્યા છીએ. મહારાજ, બે ત્રણ દીવસમાં દુશ્મનનું લશ્કર ઘણું સમીપ આવી પહોંચશે." આ ખબર સાંભળતાં રાજાએ કુલીન તરફ આતુરતાથી જોયું. કુમાર તેના મનનો ભાવ જાણી જઇ બોલ્યો "કંઇ ચિંતા નહીં! દુશ્મનની સામે થવાને આપણે પૂરતા જાગૃત છઇએ. જાસુસોને ફરી દુશ્મનની હીલચાલ તપાસવા રવાને કરો." કુલીનની સલાહ મૂજબ રાજાએ જાસુસોને વીદાય કીધા. ઠરાવ મૂજબ બીજે દીને રાજા રામસિંહ કુમાર સહીત હાથીપર સ્વાર થઇને લશ્કરની કવાયદ જોવાને પધાર્યા દીવાન ધવલરાયે જો કે સેનામાંથી મુસલમાન સીપાઇઓની સંખ્યા ઘટાડી નાંખી હતી, તોપણ આ સમયે હજી એક હજાર મુસલમાન સીપાઇઓ રહ્યા હતા. સામટી રીતે લશ્કરની કવાયદ જોઇને કુમાર પ્રસન્ન થયો, પરંતુ મુસલમાનોની રીતભાત જોઇ તેમની નિમકહલાલી વિષે તેનાં મનમાં શંકા ઉત્પન્ન થઇ, અને તે કંઇક કચવાયો હોય તેવો જણાયો. તેનો મનોભાવ સમજી જઇ રાજાએ કુમારને ધીમેથી પૂછ્યું "કુમાર, તમારી ઇચ્છા હોય તો એ નીમકહરામોને આજેજ નોકરીએથી બરતરફ કરીએ?"

"નહીં! એમ કરવાથી આપણને ગેરલાભ છે!" કુમારે જવાબ આપ્યો "આજે એમને રજા આપીશું તો તેઓ દુશ્મનને અળી જઇ આપણી સામેજ આવશે, અને આપણા સઘળા છૂપા

ભેદો જાણતા હોવાથી દુશ્મનોને તે બતાવશે ! હવે તો દુશ્મનની સેનાને આગળ વધતી અટકાવવા માટે એ મુસલમાન પલટણને મોખરે મોકલવી જોઇએ, અને તેઓ કોઇ પ્રકારની નીમકહરામી અથવા સેવા બજાવવામાં ગફલતી ન કરે તે માટે અમારી થોડીક સેના અને તોપખાનું તેમની પાછળ રાખીએ, એટલે કદાચ તેઓ નીમકહરામી કરે તો પાછળથી તોપનો મારો ચલાવીને તેમનો નાશ કરવામાં આવશે." આ વિચાર ધવલરાય અને રાજાને ઘણોજ યોગ્ય લાગ્યો, અને કુમારની કાર્યદક્ષતા માટે તે મનમાં ઘણોજ આનંદ પામ્યો. કવાયદ જોઇને પાછા ફરતાં કુલીને શીકારે જવાની પોતાની ઇચ્છા જણાવી, અને રાજાની આજ્ઞા લઇ ઘોડેસ્વાર થઇ શીકાર કરવાને જંગલમાં ગયો. રાજાની આજ્ઞાથી સો સ્વારો તેની સાથે ગયા જંગલમાં જઇ કુલીને બે સાબરનો શીકાર કર્યો, અને કોઇ મ્હોટા શીકારની શોધમાં ફરવા લાગ્યો, એટલામાં સામેથી ચતુર આવી પહોંચ્યો, તેને જોતાં કુમારે પૂછયું "કેમ ભાઈ, સેનાનો સઘળો બંદોબસ્ત કીધો ?"

"આજને આજ શું થઇ શકે ? કુમાર, તમે તો મહારાજ છો ! આવતી કાલે બંદોબસ્ત થઇ શકશે !" ચતુરે હસીને જણાવ્યું "આ સમયે વિચાર થયો કે ગુફામાં મહમદ અને ભૈરવનાથને કેદ કીધા છે ત્યાં જઈ તપાસ કરી આવું, એટલામાં તમે મળી ગયા ! તમારી પણ ઇચ્છા હોય તો ચાલો !"

"ચાલો, જરા સહેલ કરી આવીશું અને શીકાર પણ શોધીશું !" કુમારે જવાબ આપ્યો. તેણે પહાડી ગુફા તરફ પોતાનો ઘોડો ફેરવ્યો, અને પોતાની સાથેના સ્વારોને નગરમાં પાછા ફરવાની આજ્ઞા કરી. ચતુર અને કુલીન ત્યાંથી જંગલમાં ચાલ્યા. પહાડી ગુફામાં દાખલ થઈ તેઓ પેલા સિંહના મુખવાળા દરવાજા સમીપ આવી પહોંચ્યા. કુમાર ઘોડા ઉપરથી ઉતરી પડયો, એટલે ચતુરે ઘોડાને ત્યાં એક વૃક્ષ નીચે બાંધ્યો, અને કુમાર પાસે આવી હસીને કહ્યું "વારૂં, કુમાર, હવે તમે આ દ્વાર ઉઘાડી શકો છો કે નહીં ?"

"શા માટે નહીં ?" કુમારે હસીને જવાબ આપ્યો, અને સિંહના મુખમાંથી જીભ ખેંચી દરવાજો ઉઘાડયો. "તમે હજી

ભૂલ્યા નથી હોં!" ચતુર હસીને બોલ્યો. પછી ગુફામાં દાખલ થઇ ફરતા ફરતા તેઓ ઝરાના કીનારા આગળ આવી પહોંચ્યા, ત્યાં એક ઝાડ નીચે મહમદ અને ભૈરવનાથ વાત કરતા બેઠા હતા. કુમારને જોતાં તેમણે ઉભા થઇ નમન કર્યું, અને મહમદે કહ્યું "સરકાર, હવે અમ ગરીબોની કસુર માફ કરવી જોઇએ!"

"જોઇશું!" કુમારે જણાવ્યું, અને ચતુર સહીત ત્યાંથી ચાલ્યો ગયો. તે સ્થાનમાં ઘણી વાર સુધી ફરીને ફળફળાદી ખાઇ ખૂબ સહેલ કીધા પછી ચતુરે કહ્યું "કુમાર, ચાલો હવે આપણે નગર તરફ જઇએ!" કુમાર પણ જવા તૈયાર થયો, અને તેઓ બહાર આવ્યા. દરવાજાની બહાર નીકળ્યા પછી ચતુરે કહ્યું-"કુમાર, દ્વાર ફરી તમેજ બંધ કરો જોઉં?"

"ભલે અમે બંધ કરીએ છીએ!" આમ કહેતાં કુમારે સિંહની જીભ અંદર હડસેલી દઇ દરવાજો બંધ કરી દીધો, અને તેઓ ઘોડેસ્વાર થઈ શેરગઢ તરફ વળ્યા. શેરગઢથી થોડેક દૂર રહેતાં ચતુર બોલ્યો "કુમાર, હવે તમે નગરમાં સીધારો! હું લશ્કરની તપાસ કરીને થોડી વારમાં આવું છું!"

"બહુ સારૂં!" એમ કહી કુમાર નગર તરફ વળ્યો, અને ચતુર બીજી તરફ જંગલમાં ચાલ્યો ગયો. રાત્રીના નવેક વાગ્યાને સુમારે ચતુર રાજ્ય મહેલમાં કુમાર પાસે આવ્યો, એટલે કુમારે તેને પૂછ્યું "કેમ શા ખબર છે?"

"તમારી આજ્ઞા મૂજબ સર્વ ગોઠવણ પૂર્ણ થઇ છે!" ચતુરે કહ્યું-"કુમાર, પ્રભાતે અત્રેથી ગયો ત્યારથી એક ઘડીભરની પણ ફુરસદ મળી નથી, એટલે તમારી પાસે આખા દીનમાં આવી શકયો નહીં! ખરેખર, આજ તો બહુ થાકી ગયો છું." આ સાંભળી કુમાર મ્હોટેથી હસી બોલી ઉઠયો "ચતુર, તું શું બોલે છે? બે પ્રહર સુધી તો સંધ્યાકાળે આપણે સાથે હતા છતાં તું કહે છે કે, આપણો મીલાપ થયો નહીં, એ શું?" ચતુર ચમકયો, અને તેણે અજાયબી સહીત પૂછ્યું "કુમાર, તમે શું કહો છો!"

"અરે વાહ!" કુલીને હસીને પૂછ્યું "પહાડી ગુફામાં આપણે સાથે ફરી આવ્યા તે ભૂલી ગયો?" ચતુરના ચહેરાનો

રંગ એકાએક બદલાઇ ગયો. તે અજાયબીસહ કુમાર તરફ જોઈ રહ્યો. ચતુરની આ હાલત જોઈ કુમારને પણ અજાયબી લાગી. થોડી વાર ચૂપ રહી ચતુરે પૂછવાથી કુમારે સઘળી હકીકત સવિસ્તર જણાવી, એટલે ચતુર નિરાશ થઇ બોલી ઉઠયો "કુમાર, આપણી સઘળી મહેનતપર પાણી ફરી ગયું ! બસ! કેદીઓ નહાસી ગયા ! અરે, મહમદ અને ભૈરવનાથ છૂટા થયા તેની તો કંઇ ચિંતા નથી, પરંતુ ગુફાના દ્વારનો છૂપો ભેદ દુશ્મનોએ મારૂં સ્વરૂપ ધારણ કરીને તમને ગફલતીમાં નાંખી જાણી લીધો, એ ખોટું થયું !"

"ત્યારે ખરેખર, તું નહોતો હેં ભાઇ ?" કુલીને અધીરાઈથી પૂછયું "ત્યારે એ કોણ હતો ?"

"હું ધારૂં છું કે તે બદ્રીનાથજ હશે !" ચતુરે વિચાર કરીને જણાવ્યું—"શાંતીનાથ જોશીએ રમલના ઇલમથી તેને તે સ્થાનની નીશાની આપી હશે. બદ્રીનાથ સિવાય બીજો કોઇ અઇયાર એટલી બધી ચાલાકી ચલાવે તેમ નથી. સર્વ અઈયારોને હું સારી પેઠે ઓળખું છું." કુમાર સ્તબ્ધ થઇ પોતાની ભૂલ માટે મનમાં પસ્તાવા લાગ્યો. તેને ઉદાસ જોઇ ચતુરે ધીરજ આપવા કહ્યું "કુમાર, જે થનાર હતું તે બન્યું ! કેદીઓ તો જરૂર નહાસી ગયા હશે તોપણ હું અત્યારેજ ત્યાં જઇને દ્વારની બીજી ચાવીનો બંદોબસ્ત કરૂં છું. એ દ્વાર બંધ કરવાની બીજી પણ યુક્તિ છે, જે વધુ મજબૂત છે, પણ તે ઉઘાડવામાં અને બંધ કરવામાં બહુ વખત અને મહેનત પડે છે, તેથી તેનો ઉપયોગ કરતો નહોતો, પણ હવે તે રીતેજ દરવાજો બંધ કરવો પડશે."

"તે યુક્તિ અમને કયારે બતાવીશ ?" કુમારે હસીને પૂછયું.

"હવે તમને બતાવું ? કરેલી મહેનતપર પાણી ફેરવવા માટે કે ?" ચતુર બોલ્યો "હવે તો વીજયગઢ જીતીને કબજે કરીશું ત્યારેજ તમને બતાવીશ." પછી ચતુર પહાડી ગુફા તરફ રવાને થયો, અને પ્રભાત થતાં પહેલા તો શેરગઢ પાછો ફર્યો. પ્રભાતે તે પાછો કુમારને મળવાને ગયો એટલે કુલીને આતુરતાથી પૂછયું "કેમ ભાઈ, ગુફાના શા સમાચાર છે ?"

"કેદીઓ તો નહાસી ગયા છે, પણ હવે દ્વાર બરોબર બંધ કરી આવ્યો છું !" ચતુરે જવાબ આપ્યો. દરબારનો સમય થતાં કુમાર અને ચતુર સજ થઇને દરબારમાં ગયા, અને રાજાને નમન કરી પોતપોતાને આસને બેઠા, એટલામાં જાસુસોએ આવી ખબર આપી કે, રાજા બલદેવસિંહનું લશ્કર આગળ વધી આવી શેરગઢથી ફક્ત દસ કોસને છેટે પડાવ નાંખી પડયું છે. આ સાંભળી રાજાએ કુમાર તરફ જોયું, એટલે તેણે જણાવ્યું "મહા રાજ, દુશ્મનોને આગળ વધતા અટકાવવાને મુસલમાન પલટણને મોકલવાની જરૂર છે !" રાજાએ તે મૂજબ મુસલમાન લશ્કર રવાને કરવાની દીવાનને આજ્ઞા કરી. કુમારે ચતુરને પોતાની પાસે બોલાવી કહ્યું "એ પલટણની પાછળ આપણા તોપખાનાને પણ મોકલો ! તેમને સમજાવી રાખજો કે જો એ પલટણના માણસોની નીમકહરામી જણાય અથવા તેઓ દુશ્મનોથી ડરીને પાછા હઠવાના ચિન્હ દેખાય તો કોઇને પણ જીવતો નહાસવા દેવો નહીં !" ચતુર આજ્ઞા મૂજબ બંદોબસ્ત કરવા દીવાન ધવલરાય સાથે વીદાય થયો, અને દરબાર બરખાસ્ત કરી રાજા કુમાર સહીત મહેલે પધાર્યો. કાન્તાકુંવરીને મળવાને આજે પણ કુમારે ઘણા ફાંફા માર્યા, પણ તેણીને તે જોઈ શકયો નહીં. કાન્તાએ તો પોતાના વહાલાને સંતાઇને નીરખી પોતાનું મન તૃપ્ત કર્યું હતું.

---

# પ્રકરણ ૨૩ મું.

——:o:——

## કાન્તા અને ચકોરીનાં ખુન !

સંધ્યાકાળનો સમય વીતી જઇ રાત્રીદેવીની મુસાફરી શરૂ થઇ ચુકી હતી. કૃષ્ણપક્ષના દીવસો હોવાથી નભમંડળમાં ચંદ્રનો પ્રકાશ જણાતો નહોતો, તોપણ નક્ષત્રો અને તારાઓ રાત્રીને પ્રફુલ્લીત કરવાને પોતાનાથી બનતો પ્રયાસ કરી રહ્યા હતા. રાજા રામસિંહ કુલીનકુમાર સંગે મહેલની અટારીમાં બેસી લડાઇ સબંધી વાતચીત કરતો હતો. થોડી વારમાં દીવાન ધવ-

લરાય અને ચતુર પણ ત્યાં આવી પહોંચ્યા, જેમને રાજાએ પૂછ્યું "કેમ સર્વ બંદોબસ્ત થયો ?"

"હા મહારાજ !" ચતુરે નમન કરીને જવાબ આપ્યો. પછી તેઓ લડાઇ સબંધી સલાહ કરતા બેઠા, જેમ કરતાં અર્ધ રાત્રી વીતી ગઇ. હજી તેઓ વિચાર કરતા બેઠા હતા, એટલામાં કેટલાક ચોપદારો હાંફતા હાંફતા ત્યાં દોડી આવી ગભરાયલે અવાજે બોલી ઉઠયા "મહારાજ, કુંવરીબાના મહેલના પાછલા ભાગમાંથી થોડાક માણસો ઉતરીને નહાસી ગયા. દુશ્મન જાણીને પહોરેગીરોએ તેમનાપર તીરોનો મારો ચલાવ્યો, પરંતુ જખમી થવા છતાં પણ તેઓ સઘળા નહાસી ગયા છે." આ ખબર સાંભળી સઘળા અજાયબ થઇ એક બીજા સામે એકટસે જોઇ રહ્યા. થોડી વારમાં મહેલ તરફથી કોઇનાં રૂદનનો અવાજ સંભળાયો, એટલે સઘળાઓનું લક્ષ તે તરફ ખેંચાયું. દરેક ક્ષણ જતાં રૂદનનો અવાજ મ્હોટેથી સંભળાવા લાગ્યો, અને આખા રાજમહેલમાં કોલાહલ મચી રહ્યો. આ સઘળું શું છે, તેની તપાસ કરવાને રાજા ચોપદારને આજ્ઞા કરે તે પહેલાં તો કેટલીક દાસીઓ રડતી કકળતી ત્યાં આવી અને અચકાતાં અચકાતાં જણાવ્યું કે "કાન્તાકુંવરી અને ચકોરીનાં ખુન કરી તેમના મસ્તક લઇ કોઇ નહાસી ગયા છે !" રાજા, કુમાર અને દીવાનના અંતઃકરણમાં આ ભયંકર ખબર તીર સમાન પિડાકારી થઇ પડી. એક મ્હોટી હાય નાંખી રાજા બેહોશ થઇ ધરણીપર ઢળી પડયો કુલીનની હાલત પણ તેવીજ થઈ. દીવાન ધવલરાયની આંખોમાંથી આંસુની ધારાજ વહી રહી, અને ચતુર તો જાણે પાષાણની મૂર્ત્તિ હોય તેમ દીંગમૂઢ સરખો બેસીજ રહ્યો. તેની આંખોમાંથી આંસુનું એક ટીપું પણ નીકળતું નહોતું. થોડી વારે રાજા શુદ્ધિમાં આવતાં કુમારને ભેટી પડયો કુમાર પણ અસીમ શોકના ભાર તળે દબાયલો જમીનપર આળોટતો રૂદન કરતો હતો. રાજાએ તેને ઉઠાડયો, અને બંને બહાવરા સરખા કુંવરીના મહેલ તરફ દોડયા. કુંવરીના મહેલમાં હાહાકાર વર્તિ રહ્યો હતો. મસ્તક વિનાના કાન્તાના ધડપર માથું મૂકી રાણી છાતીફાટ રૂદન કરતી હતી. તેના માથામાં લાગવાથી લોહી વહી રહ્યું હતું, તેનું પણ તેણીને ભાન રહ્યું

નહોતું. રાજા પણ તે ઓરડામાં જતાં ત્યાંનો ભયંકર દેખાવ જોઈ મ્હોટી હાય મારી કુંવરીની લાશપર પડયો. કુમાર તો ઓરડામાં જઇ શકયોજ નહીં. દ્વારમાં પગ મૂકતાંજ તેને મુર્છા આવી જવાથી તે ત્યાંજ પડયો. તેના ચહેરાપર એકાએક ફીક્કાશ છવાઈ ગઈ. તે શબવત્ પડી રહ્યો. ઓરડામાં થોડે થોડે છેટે કાન્તા અને ચકોરીનાં મસ્તક વિનાનાં ધડ પડયાં હતાં. આખા ઓરડામાં લોહીની નદી વહી રહી હતી. દાસદાસીઓ હૃદયભેદક રૂદન કરી રહ્યાં હતાં કોઇને પોતાની સ્થિતિનું ભાન નહોતું. રાણી અને રાજાનું કલ્પાંત અવર્ણનિય હતું.

"હાય! પુત્રી, વહાલી! તું આ તારી માતાને છોડી કયાં ચાલી ગઈ!" રાણી રૂદન કરવા લાગી "તારા સુકોમળ કંઠપર કયા પાપીએ તલવાર ચલાવી! અરેરે! અમારે જીવીને શું કરવું છે!"—"હાય, પાપી કપટ, હવે તારા અંતઃકરણમાં શીતળતા થઇ! બલદેવસિંહની ધારણા પાર પડી! જાઓ! બલદેવસિંહને કહો, ભલે આવી શેરગઢની રાજ્યગાદી ભોગવે!!" રાજા કલ્પાંત કરતો બોલી ઉઠયો "અમે તો વહાલી કુંવરી સાથે જઇશું!" એટલામાં રાજાની નજર એકાએક દરવાજા તરફ જતાં કુલીનને ત્યાં પડેલો જોયો. તેના માથામાંથી લોહીની ધારા વહી રહી હતી. ગભરાટમાં રાજા કુમાર પાસે દોડી જઇ તેને તપાસવા લાગ્યો. તેનો શ્વાસ રૂંધાઇ ગયો હતો નાડી તપાસી તો તેના ધબકારા જણાતા નહોતા. ગભરાઇને નાકપર હાથ રાખ્યો તો ત્યાં પણ શીતળતા પ્રસરી રહી હતી. આથી રાજા વીજળીનો એક જબરો આંચકો લાગ્યો હોય તેમ મ્હોટેથી ચીસ પાડી બોલી ઉઠયો—"હાય! ગજબ, ગજબ! આફતપર આફત! અમારી સાથે કીર્ત્તિપુરના રાજ્યની પણ પાયમાલી થઇ! કુલીનકુમારને શેરગઢની ગાદી સોંપી સન્યસ્થ ગ્રહણ કરી વનવાસ ભોગવીશું! અરેરે! ક્રુર વિધાતા! એ પણ તને યોગ્ય ન લાગ્યું! કુમાર, તમે પણ આમ દગો કરવાને આવ્યા હતા! હાય! કોઇ જાઓ! ચતુરસિંહ કયાં ગયા! અરે! કુમારને કોઈ ઉઠાડો! રાજવૈદ્યને બોલાવો! બસ, અમારે પણ અત્યારે આ સ્થળેજ પ્રાણ ત્યાગ કરવા પડશે!" એટલામાં ચતુર ગભરાયલો ત્યાં આવી પહોંચ્યો. કુમારને શબવત્

પડેલ જોઇ તેના હોંશ ઉડી ગયા, તેને શુદ્ધિમાં આણવાને તેણે ઉપચાર કર્યા પણ તેની મૂર્છા વળી નહીં. રાજવૈદ્યે પણ આવીને ઘણા ઉપચાર કર્યા, જે સઘળા વ્યર્થ જણાયા ! ચતુરના શોકનો પાર રહ્યો નહીં ! કુંવરી અને ચકોરીના ખુનની ખબર આખા નગરમાં પ્રસરી જવાથી તમામ પ્રજામાં શોક વ્યાપી રહ્યો, અને માણસોનાં ટોળાં રૂદન કરતાં રાજમહેલની બહાર એકઠા થવા લાગ્યાં. રાણી તેમજ રાજા કુંવરી અને કુમાર પાસે રૂદન કરતાં બેઠાં હતાં. ચતુર કુમારનું મસ્તક ખોળામાં રાખી શોકમય હૃદયે તેને શુદ્ધિમાં આણવાના ઉપચાર કરી રહ્યો હતો. દાસીઓ પણ રૂદન કરતી ઉભી હતી. ચકોરીનાં શબ પાસે બેસી ચપળા છાતીફાટ વીલાપ કરી રહી હતી, એટલામાં એક મ્હોટો અવાજ થયો, અને કાળભૈરવ સરખા સ્વરૂપનો એક રાક્ષસી માણસ હાથમાં મ્હોટી ગદા લઇ મ્હોટી ચીસ પાડી કુદતો સર્વની વચમાં આવી ઉભો. સઘળાની નજર તે તરફ ખેંચાઇ. અને સઘળા દીંગમૂઢ સરખા તેની તરફ જોઇ રહ્યાં. સર્વને રડતાં જોઇ પહેલાં તો મ્હોટેથી તે હસ્યો, અને ચતુર તરફ જોઇ કેટલીક વાર સુધી દાંત કચકચાવીને બોલી ઉઠયો—

"માયા મોહકમાં લુભાઇ, મીથ્યા શોક કરો શીદ ભાઈ ?
ચતુર શીરોમણી કરો વિચાર, મીઠી માયાનું એ કાર;
શોક કર્યામાં નહીં કંઈ સાર, ગુરૂ ઘંટાલ તણી છે વહાર."

આમ બોલી જે માર્ગે તે આવ્યો હતો, તે માર્ગે એક મ્હોટી ગર્જના કરી નાચતો કુદતો ચાલ્યો ગયો તે કયાં ગયો તે જાણવાને તેની પાછળ જવાની કોઇની હિંમત ચાલી નહીં. તેનાં આ વચન સાંભળતાંજ ચતુર ચમકીને એકાએક કુમારનું મસ્તક તકીયાપર ટેકવી ઉભો થયો, અને કાન્તાના શબ પાસે આવી તે પર હાથ ફેરવી જોતાં તરતજ તેના મુખપર છવાયલી ઉદાસીને બદલે ઓરજ ભાવ પ્રકટી નીકળ્યો. આ વિચિત્ર માણસ કોણ હતો ? કયાંથી આવ્યો ? શું કહી ગયો, અને કયાં ચાલ્યો ગયો ? એ સઘળું શોકના ભાર તળે દબાયલાં રાજારાણી તેમજ સઘળા રાજસેવકો સમજી શકયાં નહોતાં, પણ કુંવરીના શબને તપાસીને

ચતુરના મુખપર થયલો ફેરફાર જોઇને સઘળાંઓ તેની તરફ અજાયબીસહ જોઈ રહ્યાં, એટલામાં ચતુર હિંમતથી બોલી ઉઠયો "મહારાજ, શોક કરવાનું કંઈ કારણ નથી! મહારાણી, કલ્પાંત ન કરો! કુંવરીબા અને ચકોરી જીવતાં છે! આ સર્વ અઇયારીનો ખેલ છે!" ચતુરના આ શબ્દો સાંભળી સઘળા ચમકી ગયાં. રૂદનને બદલે રાજમહેલમાં ચૂપકીદી પ્રસરી રહી. સઘળા ચતુરનાં મુખ તરફ જોઇ રહ્યાં. બ્હાવરી બનેલી રાણીનાં મૃતવત્ શરીરમાં જાણે ફરી જીવન આવ્યું હોય તેમ કાન્તાના શબ પાસેથી ઉઠી ચતુર પાસે દોડી જઇ તેણીએ અધીરાઇથી પૂછ્યું "અમારી વહાલી કુંવરી જીવતી છે! કયાં છે અમારી કુંવરી?"

"ચતુરસિંહ, એ સઘળો ભેદ શો છે? આ વિચીત્ર આકૃતીનો માણુસ કોણ હતો અને એ શું કહી ગયો?" સાવધ થઇને રાજાએ ચતુર પાસે આવી આતુરતાથી પૂછયું.

"મહારાજ, એ માણુસ કોણ હતો તે તો મારા જાણવામાં આવ્યું નહીં, પરંતુ એટલી ભાળ મળી કે રાજા બલદેવસિંહના અઇયારો કુંવરીબા અને ચકોરીને હરી જઇ આ બનાવટી લાશ અહીં મૂકી ગયા છે, જેથી આપણે તેમને મૃત્યુ પામેલ માની તેની તપાસ ન કરીએ!" રાણી ચતુર તરફ જોઇ રહી. રાજાએ આતુરતાસહ પૂછયું "એ બનાવટી લાશો છે?"

"આવો આપને ખાત્રી કરી આપું!" ચતુરે જણાવ્યું, અને તેઓ ચકોરીની લાશ પાસે આવ્યા. રાણી પણ લાશપર હાથ ફેરવીને તપાસવા લાગી. ચતુરે પોતાની કમ્મરેથી ખંજર કહાડી ચકોરીની લાશમાંથી પગ કાપી લઇ રાજાને બતાવતાં કહ્યું "જુઓ, આ પગની અંદરના ભાગમાં આપ મહારાજને માંસ યા હાડકું જણાય છે?" રાજાએ પગનો કાપેલો ભાગ હાથમાં લઇ જોયા પછી જણાવ્યું "ખરેખર, આ બનાવટી છે!" ચતુરે એટલામાં કાન્તાકુંવરીની લાશમાંથી પણ તેવીજ રીતે પગનો થોડો ભાગ કાપીને સઘળાઓને ખાત્રી કરી આપી કે તે પણ બનાવટીજ છે. રાજા તથા રાણીને હવે હિંમત આવી, અને રાજા બોલ્યો "કાન્તાકુંવરી અને ચકોરી હયાત છે, એટલું પણ સંતોષ

કારક છે, પરંતુ તેઓ દુશ્મનના પંજામાં સપડાઇ ગયાં છે, એ શોકપ્રદ છે !”

“મહારાજ, જે બનનાર હતું તે બન્યું, પરંતુ હવે શોક કરશો નહીં ! તેઓ જીવતાં છે, તો સેવક તેમની પાતાળમાંથી પણ ભાળ મેળવી આવશે !” ચતુરે ધીરજ આપવા કહ્યું. ચતુરના આમ બહુ સમજાવવાથી રાજા તથા રાણીને ધીરજ આવી, પણ કુલીનકુમાર હજી શુદ્ધિમાં આવ્યો નહોતો. હવે રાજાનું ધ્યાન તેની તરફ ખેંચાયું. ઘણા ઉપચારો કરવા છતાં પણ તેની મૂર્છા ન વળવાથી રાજારાણી બહુ ગભરાયાં રાજાએ નિરાશા સહ ચતુરને પૂછ્યું “હવે કુમારને માટે શો ઉપાય કરીશું ? શું અમારાપર ભાગ્ય દેવી રૂઠીજ છે !” આમ કહેતાં રાજાની આંખમાં ફરી ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. રાણી પણ કુમારને બેભાન પડેલો જોઇ શોક કરવા લાગી. કુમારની જીંદગી માટે ચતુર પણ શું ઉપાય કરવો તેની મુંઝવણમાં પડયો. આખરે તેણે કહ્યું “કુમારને એમના ઓરડામાં શય્યાપર સુવરાવવા જોઇએ. ત્યાં એમને શુદ્ધિમાં આણવાનો ઉપાય કરીશ !” આમ કહી તેણે કુમારને બે હાથપર બાળકની માફક ઉપાડી તેના ઓરડામાં લઈ જઇ શય્યાપર સુવરાવ્યો. ચતુર શું ઉપાય કરે છે તે જાણવાની જીજ્ઞાસાથી રાજા તથા રાણી પણ તેની પાછળ ઓરડામાં ગયાં, પણ ચતુરે તેમને હાથ જોડીને કહ્યુ “મહારાજ, આપ થોડા સમય માટે કૃપા કરી બહાર પધારશો કેમકે, એ ઉપાય એકાંતમાં અજમાવવાની જરૂર છે. દાસની એ બેઅદબી માટે ક્ષમા કરશો !”

“પુત્ર, એમાં બેઅદબી શેની ! અમે એટલુંજ માંગીએ છીએ કે કુમારની મૂર્છા વળી એ હસતા રમતા બેઠા થાય !” રાણીએ કહ્યું, અને તે બીજા ઓરડામાં ચાલી ગઇ. રાજા પણ ઓરડાની બહાર ઉભો રહ્યો. ઓરડાના બારીબારણાં બંધ કરી તે બેભાન પડેલા કુમારના કાનમાં બોલ્યો “કાન્તાકુંવરી હજી જીવતાંજ છે ! મારુ, ઉઠો!, ઉઠો ! નિંદ્રાવશ શું પડયા છો ? જુઓ, જુઓ ! રાજા બલદેવસિંહના અઇયારો કાન્તાકુંવરીને હરી જાય છે ! કુમાર દોડો, તેમના હાથમાંથી રાજકુંવરીને છોડાવો, તેઓ નહાસી જશે ! આવીજ તમારી વીરતા કે ? કાન્તાકુંવરીને દુશ્મનો હરી

જાય અને તમે કંઇ કરીજ શકો નહીં !" આ શબ્દો કુમારના કાનમાં જતાંજ તે જાગી ઉઠી આસપાસ નજર ફેરવતાં બોલી ઉઠયો "ક્યાં છે કાન્તા ? કોણ હરીને નહાસી જાય છે?" ચતુરને જોઇ તેનો હાથ પકડી અધીરાઇસહ તેણે પૂછયું "કુંવરી જીવતાં છે, અને તેણીને દુશ્મનો હરીને નહાસી જાય છે, એમ કોણે કહ્યું ?"

"મેં કહ્યું કુમાર, અને તે સત્ય છે !" ચતુરે જણાવ્યું "રાજકુંવરી જીવતાં છે, પરંતુ દુશ્મન તેમને હરી ગયા છે. કુંવરી મરણ પામ્યાં છે, એમ માની આપણે તેમની શોધ ન કરીએ તે માટે તેઓ બનાવટી લાશો મહેલમાં મૂકી લોહીને બદલે લાલ રંગ છાંટી ગયા છે !" હવે કુમાર શુદ્ધિમાં આવ્યો હતો. તે આંખમાં આંસુ આણી બોલ્યો "ભાઇ, અમને સમજાવ નહીં ! હાય ! વ્હાલી સદાને માટે ગઈ ! હવે ફરી ક્યાં નીહાળીશું !"

"કુમાર, મારા કહેવાપર વિશ્વાસ નથી ! ચાલો આપની ખાત્રી કરી આપું !" ચતુરે જણાવ્યું "શોક શું કરો છો ? હવે તો હિંમતની જરૂર છે ! જરા દ્રઢ થઇ ઉઠો તો હું તમને બધો ભેદ બતાવું !" કુલીન કંઈક હિંમત ધરી ઉઠયો. ચતુરે ઓરડાનું દ્વાર ઉઘાડતાંજ ત્યાં ઉભેલા રાજાએ અધીરાઈ તેમજ આતુરતાસહ પૂછયું "કુમારની મૂર્છા વળી ?"

"હા મહારાજ ! આપ અંદર પધારો !" ચતુરે જવાબ આપ્યો. રાજાએ ઓરડામાં પ્રવેશ કીધો, તેને જોતાંજ કુંવર સ્વસ્થ થયો. તેને ભેટી રાજાએ પૂછયું "કુલીનસિંહ, કેમ છો ?"

"ઠીક છે મહારાજ !" કુમારે જવાબ આપ્યો. રાણીએ કુમારની ખબર કહાડવાને દાસીને ત્યાં મોકલી હતી તેને ચતુરે કહ્યું "બે લાશોમાંથી પગના ભાગો કાપ્યા છે તે લઇ આવ." દાસી દોડતી જઇને તે કટકા લઇ આવી, જે ચતુરે કુમારને બતાવતાં કહ્યું "જુઓ, આ બનાવટી છે કે નહીં ?" કુલીને તે હાથમાં લઈ બારીકીથી તપાસી જોયા, અને તેની ખાત્રી થતાં તે બોલી ઉઠયો "ખરેખર ! દુશ્મનોએ જબરી ચાલાકી કરી છે !"

"કુમાર, હવે અમે પણ દુશ્મનોને અમારા હાથનો સ્વાદ

ચખાડીશું !" ચતુર હિંમતથી બોલ્યો. રાજમહેલમાં મચેલો હાહાકાર તથા મહેલની આસપાસ પ્રજાની થયલી ભીડ શમતાં પ્રભાતનો સમય થઈ ગયો. રાજા કુલીન અને ચતુર સંગે વાત કરતો બેઠો હતો, એટલામાં દીવાન ધવલરાય ત્યાં આવી પહોંચ્યો, જેને જોતાં રાજાએ પૂછ્યું "દીવાનજી, તમે ક્યાં ગયા હતા ?"

"મહારાજ, કુંવરીબાના મહેલમાંથી ચોરો નહાસી જવાની તથા પાછળથી તેમનાં ખુન થયાની ખબર સાંભળી આપ શોકગ્રસ્ત થઈ અત્રે પધાર્યા, એટલે પાપીઓને પકડવા માટે સીપાઇઓ સહીત હું ગયો હતો અને ઘણે દૂર સુધી તપાસ કરી, પરંતુ કોઇનો પત્તો લાગ્યો નહીં !" ધવલરાયે હાથ જોડીને જવાબ આપ્યો, અને પછી ત્યાં ઉભા રહેલાં દાસદાસીઓને જવાની આજ્ઞા કરી. એકાંત થતાં તેણે ચતુરને પૂછ્યું "કુંવરીબાના લાશ તો બનાવટીજ નીકળી ?" ચતુરે સઘળી હકીકત જણાવી એટલે ધવલરાયે કહ્યું "વળી દુશ્મનોએ બીજું તોફાન મચાવ્યું છે તે આપના જાણવામાં નહીં આવ્યું હોય ? કુંવરીબાના ખુનની ખબરથી ફેલાયલા ગભરાટનો લાભ લઇ કેદખાનામાં પહેરાપરના બે સીપાઇઓ ઉપર દુશ્મનોએ હલ્લો કરી તેમને જખમી કીધા, અને કેદખાનામાંથી તેઓ કેદી અઇયારોને નહસાડી ગયા છે !"

"બસ ! મહા અનર્થ થયો ! હવે અમારાથી નિશ્ચિંત રહી શકાય તેમ નથી ! અમે આજેજ સેના સહીત દુશ્મનની સામે જઈ આનું વૈર વાળીશું !" રાજા ગુસ્સામાં ગાજી ઉઠયો, એટલામાં ચોપદારે આવી નમન કરી જણાવ્યું "મહારાજ, લડાઇના સમાચાર લઇને આપણો એક જાસુસ દ્વારપર આવ્યો છે." રાજાની આજ્ઞાથી જાસુસ હાજર થયો, અને તેણે જણાવ્યું "દુશ્મનોને આગળ વધતા અટકાવવા માટે મહારાજ તરફથી મોકલવામાં આવેલી પલટણ દુશ્મનની સેના ચાર કોસ આગળ વધી આવી ત્યારે તેની સામે જઇ પહોંચી હતી. લડાઇ શરૂ થતાં મુસલમાનો નહાસવા લાગ્યાથી આપણા તોપખાનાએ પાછળથી મારો શરૂ કર્યો, જેમાં મુસલમાનોનો પોણો ભાગ માર્યો ગયો બાકીના સીપાઈઓ નહાસી ન શકવાથી ખૂબ લડયા, અને તેઓ એટલા જીવપર આવી ગયા કે તેમણે દુશ્મનની સેનાના લગભગ હજાર સીપાઇ-

ઓનો ઘાણ કહાડી નાખ્યો, પરંતુ મુસલમાન સીપાઇઓ પણ ઘણાખરા માર્યા ગયા છે, માટે જો હવે લશ્કરની મદદ મોકલવામાં નહીં આવશે તો તોપખાનાવાળાઓ દુશ્મન સામે ઝાઝીવાર ટકી શકશે નહીં!" આ ખબર સાંભળી કુમારે ઉત્સાહમાં આવી દીવાન ધવલરાયને આજ્ઞા કરી—"પાંચ હજાર સીપાઇઓને મદદ માટે સત્વર રવાને કરો, અને અમારા તંબુ માટે પણ ત્યાં બંદોબસ્ત કરો! અમે પણ તે તરફ વીદાય થઇશું!" દીવાન આજ્ઞા મૂજબ લશ્કર રવાને કરવા ત્યાંથી વીદાય થયો.

"અમે પણ આજે રણભૂમીમાં સાથે આવી દુશ્મનપર વેર વાળી અમારી તલવાર તૃપ્ત કરીશું!" રાજા ગુસ્સામાં બોલ્યો.

"મહારાજ, એટલી બધી ઉતાવળ કરવાની જરૂર નથી!" કુલીને જણાવ્યું "આપ અત્રે રહી નગર અને રાજ્યની સંભાળ રાખો!" આમ કુલીન અને ચતુરના આગ્રહથી આખરે તરતને માટે રાજાને લડાઇપર જવાનો વિચાર મુલતવી રાખવો પડયો. પછી રાજા, કુમાર અને ચતુર સ્નાન સંધ્યા, વગેરે કરવાને ઉઠયા. ચતુરે ઉતાવળે તૈયાર થઇ જઈ એક ડાંડીયાને બોલાવી આખા નગરમાં એવો ઢંઢેરો ફેરવવાની આજ્ઞા કરી કે, "દન્તારવીરની જેને સાધના હોય તેણે ચતુરસિંહને આવીને મળવું." આજ્ઞા મૂજબ ડાંડીયાએ ઢંઢેરો ફેરવ્યો, જેનો ભેદ ન સમજવાથી સઘળા અજાયબ થયા. દરબારમાં કુમાર અને ચતુર નિયમસર હાજર થયા. આજે દરબારમાં સઘળાના મુખ ઉપર ઉદાસી છવાઇ રહી હતી. કુમાર લડાઇપર જવાને રાજાની આજ્ઞા લઇ ચતુર સહીત વીદાય થયો. રાજાનું ચિત્ત પણ અસ્વસ્થ હોવાથી અગત્યનાં કામો બજાવી દરબાર બરખાસ્ત કરી તે મહેલમાં સીધાર્યો. કાન્તા અને ચકોરી જીવતી છે, તે જાણી રાણીને કંઇક ધીરજ આવી હતી, પરંતુ તેઓ અનહદ સંકટમાં પડી હશે? એ વિચારે રાણી તેમજ તમામ દાસદાસીઓ ઉદાસ હતાં. સર્વની આંખોમાંથી હજી આંસુ સુકાયાં નહોતાં. કોઇને ભુખ તરસનું ભાન રહ્યું નહોતું. રાજા મહેલમાં જતાં રાણીએ ગળગળે અવાજે પૂછયું "નાથ, કુંવરીની શોધ કરવાને કાંઇ તજવીજ કરી?"

"હા દેવી! ચતુરસિંહ પોતે તેમની શોધ કરવાને જાય છે! કુલીનકુમાર પણ લડાઇપર જવાને હમણાંજ અમારી પાસેથી વીદાય થયા છે! હવે શું થાય છે તે જોઇએ!"

"ઇશ્વર સહાય થાઓ, અને કુમાર વીજય મેળવી રણભૂમીમાં યશ મેળવો!" રાણી બોલી.

---

## પ્રકરણ ૨૪ મું.

—:o:—

### શુભ સુકન—ફત્તેહ.

સંધ્યાકાળનો સમય હતો. લડાઇના મેદાનમાં કુલીનકુમાર, ચતુર અને ફત્તેહસિંહ સેનાપતી કુમારના તંબુ આગળ વાતચીત કરતા બેઠા હતા. તેમની પૂર્વ તરફ ઘણાક તંબુઓ અર્દ્ધચંદ્રાકારમાં જણાતા હતા. મ્હોટા મ્હોટા શમીયાનામાં તોપો ગોઠવેલી પડી હતી. દક્ષિણ તરફના શમીયાનામાં ઘોડાઓ ખોંખારા મારી રહ્યા હતા, તેથી થોડે દૂરના તંબુઓમાં મદોન્મત્ત હાથીઓ સાંકળે સીકડીને બાંધેલા જણાતા હતા. પશ્ચિમ તરફ દુંદુભીવાળાઓ, જાસુસ, સુરંગ ખોદનારાઓ અને ખોરાક, વગેરેના તંબુઓ હતા. સીપાઇઓ આમ તેમ બેઠા બેઠા પોતાના હથીયાર સજ કરતા હતા. કુમારે ફત્તેહસિંહને પૂછ્યું "અમે ધારીએ છીએ કે આવતી કાલે પ્રભાત સુધીમાં આપણો પડાવ દુશ્મનોની સમીપ લડાઈના મેદાનમાં પડશે?"

"હા, શીરછત્ર!" ફત્તેહસિંહે જવાબ આપ્યો "સઘળો સરંજામ તૈયાર થઈ મધરાત પછી આપણી સેના અત્રેથી કુચ કરશે, એટલે પ્રહર દીન ચ્હડતાં પહેલાં ત્યાં પહોંચી જઇશું!" આમ વાતચીત ચાલી રહી હતી, એટલામાં સામેથી વીજય આવતો જણાયો. સમીપ આવીને વીજયે કુમારને અને ચતુરને નમન કર્યું તેને જોતાંજ કુમાર ઘણો રાજી થયો, અને ચતુરે પણ તેને પોતાની છાતી સાથે સ્નેહથી ચાંપ્યો.

"કેમ વીજય, તેં અત્રે આવીને શું કામ કર્યું?" કુમારે પૂછ્યું.

"કુમાર, વીજયે શું સેવા બજાવી છે, તે આપને હું કહું છું !" ચતુરે હસીને જણાવ્યું "જુઓ પ્રથમ તો જ્યારે આપણે કાન્તાકુંવરીના બાગમાં બેઠા હતા, ત્યારે પેલા ભુતનાં સ્વરૂપમાં આપણને રાજાના આવવાની ખબર આપનાર ભાઇ વીજયજ હતો. એ પછી કીર્ત્તિપુર આવીને કપટ વીજયગઢ જવાની અને ત્યાંથી અઇયારો સહીત શેરગઢ આવવાની ખબર સાધુના વેષમાં ભજન ગાઇને એણેજ આપણને આપી હતી સર્વથી છેલ્લે જ્યારે કાન્તાકુંવરીનાં ખુનની રાજમહેલમાં કોલાહલ મચી રહ્યો હતો, ત્યારે એ ભાઇએજ આવીને કુંવરી તેમજ ચકોરી જીવતાં છે, એ ખુશ ખબર આપી હતી. એનું ચોક્કસ ઠેકાણું ન હોવાથી આજે પ્રભાતે મેં જે ઢંઢેરો ફેરવ્યો હતો તે એને બોલાવવા માટેજ હતો."

"ધન્ય ! ભાઈ વીજય ! તેં બે રાજકુટુંબોને બચાવ્યાં છે!" વીજયની પીઠ ઠોકતાં કુમાર બોલ્યો.

"મહારાજ, એટલી બધી પ્રશંસાને લાયક મેં કંઇ સેવા બજાવી નથી !" વીજયે કહ્યું "કુમારજી, હવે તો કાન્તાકુંવરીને છોડવવાની તજવીજ કરવી જોઇએ. વિલંબ થતાં તેમની જીંદગીપર કેવી આફત આવી પડશે, એ જાણી શકાતું નથી."

"પણ તેમને કોણ હરી ગયું ?" કુમારે આતુરતાથી પૂછ્યું.

"કાસમ અને બદ્રીનાથ મળીને કુંવરીબા અને ચકોરીને હરી ગયા છે !" વીજયે જણાવ્યું "પણ હવે તેમની ભાળ મેળવતાં વિલંબ લાગશે નહીં આપણે રણભૂમીપર પહોંચ્યા પછી તેમની શોધ ચલાવીશું." આમ મોડી રાત્રી સુધી સલાહ કરતા બેઠા પછી તેઓ નિંદ્રા લેવાને ઉઠયા. કુમાર પોતાના તંબુમાં ગયો. તેની બાજુનો તંબુ ચતુરનો હતો, તેમાં ચતુર અને વીજય નિંદ્રાવશ થયા. તેમના તંબુઓની ચારે બાજુએ સીપાઇઓ પહેરો ભરવા લાગ્યા. એક પ્રહર રાત્રી બાકી રહેતાં ગોઠવણ મૂજબ સેનાએ પડાવ ઉપાડયો ધીમી ચાલે લશ્કરે કુચ કરવા માંડી. સેનાની પાછળ કુમારે એક હાથીપર સ્વારી કરી હતી. તેની આસપાસ સો સ્વારો ચાલતા હતા. ચતુર અને વીજય પણ

અઇયારીના સામાનથી સજ થઇ ઘોડેસ્વાર થઇ કુમારની આગળ પાછળ ચાલતા હતા. પ્રહર દીન ચઢતાં સુધીમાં કુમારનું લશ્કર રાજા બલદેવસિંહની સેનાની પાસે જઇ પહોંચ્યું. ત્યાં પડાવ નાંખવાનો સઘળો બંદોબસ્ત પ્રથમથીજ કરવામાં આવ્યો હતો. લશ્કરે ત્યાં પડાવ નાંખ્યા પછી કુલીન પોતાના તંબુમાં દરબાર ભરી પોતાના સલાહકારો સંગે લડાઇ સંબંધી વિચાર કરવા બેઠો. પ્રથમ લડાઇ શરૂ ન કરતાં રાજા બલદેવસિંહને એક પત્ર લખવાનો ઠરાવ થતાં કુમારે કારભારી કુંદનરાયને આજ્ઞા કરી. "રાજા બલદેવસિંહને પત્ર લખી જણાવો કે કપટ સરખા નીચની શીખવણીથી મહારાજ રામસિંહ સામે લડવાને આવ્યા છો, તે ઘણું અયોગ્ય છે! વળી આપના અઇયારો રાજકુમારી કાન્તા અને ચકોરીને ચોરી લઇ ગયા છે, એ પણ અમારા જાણવામાં આવ્યું છે, માટે સમજીને રાજકુંવરી અને ચકોરીને યોગ્ય સન્માન સહીત મહારાજ રામસિંહની હજુરમાં મોકલી આપો, અને સેના સહીત નગરમાં પાછા ફરો, તેમ નહીં કરતાં લડવાનીજ ઈચ્છા હોય તો અમે લડવાને તૈયાર છીએ!" આજ્ઞા મૂજબ કુંદને પત્ર લખ્યો, એટલે તે કોની સાથે મોકલવો તેના વિચારમાં કુમાર આસપાસ જોવા લાગ્યો, એટલે વીજયે ઉઠીને હાથ જોડી તે પત્ર પોતે લઇ જવાની ઇચ્છા જણાવી, જે કુલીને માન્ય રાખી, અને તેને પોતાની કમ્મરેથી ખંજર કહાડી આપ્યું, તે લઇને વીજય કુમાર અને ચતુરને નમન કરી વીદાય થયો.

રાજા બલદેવસિંહની છાવણીમાં મખમલનો એક સુશોભીત તંબુ જોઇ તે રાજાનોજ તંબુ હશે, એમ ધારીને તેનાં દ્વારપર પહોંચતાં તેને પહોરેગીરોએ રોકવાથી તેણે તેમને દમમાંજ કહ્યું "જા, તારા રાજાને જઈ કહે કે, કુમાર કુલીનસિંહનો અઇયાર પત્ર લઇને આવ્યો છે!" દ્વારપાળે તંબુમાં જઇ રાજાની આજ્ઞા મેળવી વીજયને અંદર પ્રવેશ કરવા દીધો. વીજયે તંબુમાં જઇ જોયું તો રાજા બલદેવસિંહ સૂવર્ણના જડીત સિંહાસને બીરાજ્યો હતો. તેની બંને બાજુએ તેના સરદારો બેઠા હતા, જેમની પાછળ સઘળા અઇયારો અને બીજા રાજસેવકો પોતાના દરજ્જા મૂજબ બેઠા હતા. દરબારના ભવ્ય દેખાવની વીજયપર કંઇ અસર

થઇ નહીં. જરા પણ નમ્યા વગર છાતી કહાડી હિંમતથી દરબારની વચમાં જઈને ઉભો રહી ચારેબાજુએ બારીકીથી જોઇને પછી આગળ વધીને કંઇ પણ બોલ્યા વગર તે કુમારનો પત્ર રાજા બલદેવસિંહના આસન આગળ મૂકીને એક તરફ ઉભો રહ્યો. વીજયની આ અપમાન ભરેલી રીતથી રાજાને બહુ ગુસ્સો ઉપજ્યો, પરંતુ તે દબાવી તેણે તે પત્ર વાંચવાની પોતાના કારભારીને આજ્ઞા કરી. પત્ર સાંભળતાંજ રાજાના ગુસ્સાનો પાર રહ્યો નહીં, અને તે જુસ્સામાં બોલી ઉઠયો "મચ્છરને પણ આટલો બધો અહંકાર કે હાથીની સામે તે લડવાને તૈયાર થયો છે! કુલીનના મુખપરથી હજી દુધની ધારા સુકાઇ નથી, એટલામાં આટલું બધું ઉછાંછળાપણું!" આમ કહેતાં તે પત્ર લઇ તેણે ફાડીને ફેંકી દીધો. આથી વીજયને બેહદ ગુસ્સો ઉપજ્યો, અને તિરસ્કાર યુક્ત અવાજે તે મ્હોટેથી બોલી ઉઠયો "જેને માથે મોત ભમવા માંડે છે, તેની મતી પ્રથમથીજ ગૂમ થઇ જાય છે!" વીજયનાં આ વચનોથી રાજા બલદેવસિંહ વધુ ગુસ્સે થઇ ગાજી ઉઠયો "પકડો આ હરામખોર પાજીને!" રાજાની આજ્ઞા થતાંજ ચોપદારો વીજય તરફ ધસ્યા, પણ પોતાની કમ્મરેથી ખંજર કહાડી તેણે ત્રણ જણને ત્યાંજ ઠાર કરી નાંખ્યા, અને ચાલાકીથી પોતાની અઇયારીની થેલીમાંથી એક ન્હાનો દડો કહાડી જોરથી જમીનપર અફાળયો, જેથી એક મ્હોટો અવાજ થઇ આખી દરબાર હચમચી રહી. તમામ દરબારીઓ અને રાજા અવાજ થતાં ચમકી ગયા, જેથી રાજાના તાજમાંથી રત્નજડીત શીરપેચ પડી ગયો. વીજયની તેનાપર નજર પડતાં તેણે કુદકો મારીને તે ઉપાડી લીધો, અને બીજે કુદકે તંબુની બહાર નીકળી આંખના પલકારામાં તે છાવણીની બહાર નીકળી ગયો. બલદેવસિંહની દરબારમાં બેઠેલા સઘળા દરબારીઓ ગભરાટમાં એક બીજાનું મુખજ જોઈ રહ્યા. વીજયને કોઇ પકડી શકયો નહીં. હવે રાજાએ સઘળો ગુસ્સો ત્યાં બેઠેલા પોતાના અઇયારોપર કહાડયો. તેમની તરફ તિરસ્કારયુક્ત દ્રષ્ટિએ જોઈ તેણે ગુસ્સામાં કહ્યું "ધીઃક્કાર છે તમારી અઇયારીપર! એક નાદાન અઇયાર અમારૂં અપમાન કરી જાય, અને તમે સઘળા તે જોઇ રહી તેને કંઈ કરી શકોજ નહીં?"

"મહારાજ, અમે ખરા અઇયાર હજારો માણસોની વચ્ચે બેધડક ઘુસી જઇ ધાર્યું કામ કરી આવીએ, પરંતુ એક માણસ ઉપર દસ અઇયારોએ ધસી જવું એ અમારા રીવાજની વિરૂદ્ધ છે !" રાજાના અપમાન ભરેલા શબ્દોથી બદ્રીનાથને માઠું લાગવાથી તે હાથ જોડીને નમ્ર અવાજે બોલ્યો, અને બીજા બહાદુરો તરફ આંગળી કરી બતાવતાં ભાર દઇને કહ્યું "શીરછત્ર, દરબારમાં આ સઘળા બહાદુર લડાયકો છાતી કહાડીને બેઠા છે તેમણે શું કર્યું ?" રાજા કંઈ પણ ન બોલતાં દરબાર બરખાસ્ત કરી ગુસ્સામાંજ પાસેના તંબુમાં ચાલ્યો ગયો.

આ તરફ વીજય બલદેવસિંહના શીરપેચ સહીત આનંદમાં કુદતો હાંફતો હાંફતો કુલીનકુમાર પાસે આવી પહોચ્યો. તેને મુખે તમામ હકીકત સાંભળતાં કુમાર આનંદસહ બોલી ઉઠયો "ચાલો, મુહુર્તમાંજ શુભ શુકન થયાં !"

"ખરેખર ! આ શીરપેચ મને બહુ ઉપયોગી થઇ પડશે !" ચતુરે જણાવ્યું, અને વીજયના હાથમાંથી શીરપેચ લઇ પોતાની થેલીમાં મૂકી દીધો.

"એ શીરપેચનો તું શો ઉપયોગ કરીશ ?" કુમારે પૂછયું.

"એનું નામ વીજય શીરપેચ છે ! કુમાર, જે દીને આપના લગ્ન થશે ત્યારે બલદેવસિંહનું સ્વરૂપ ધારણ કરી આ શીરપેચ મસ્તકપર બાંધી હાથમાં ઝુડો લઇ હું સામઇયામાં આગળ ચાલીશ !" ચતુરે જણાવ્યું. કુમાર હસ્યો, પણ તે સાથે આંખમાંથી આંસુનાં બે ટીપાં સરી પડયાં. ચતુર સમજી ગયો કે તે અશ્રુ કાન્તાકુંવરીના વિયોગનાં હતાં. તે વીજય પ્રત્યે બોલ્યો "ભાઈ, કાલે અવશ્ય લડાઇ થશે માટે એક અઇયાર અત્રે રહેવો જોઇએ; તેમજ કુંવરીની ભાળ મેળવવી એ સૌથી અગત્યનું કામ છે—"

"ત્યારે આપ અત્રે રહી આજ્ઞા કરો તો હું કુંવરીની શોધમાં જાઉં ?" વીજયે પૂછયું.

"નહીં ભાઈ, વીજયગઢના પહાડી ભાગોનો તું હજી ભોમીયો નથી, અને કુંવરીબા અવશ્ય તે તરફજ કયાંક હશે,

તેથી તું અત્રેજ રહે અને હું તેમની શોધમાં જઈશ !" આમ કહી ચતુરે કુમારને કહ્યું "ત્યારે હું હવે જાઉં છું કુમાર! આપની પાસે વીજય છે, એટલે ચિંતા નથી, તોપણ સાવધ રેહેજો. દુશ્મનના અઇયારોનું પ્રબળ જરા વિશેષ છે!" આમ સલાહ કરતાં સંધ્યાકાળનો સમય થયો. થોડીક રાત્રી વીત્યા બાદ ચતુર સઘળી રીતે સજ થઇ કુંવરીની શોધમાં ધીચ જંગલ તરફ રવાને થયો. કુલીન નિંદ્રાવશ થવાને શય્યાપર પડયો પણ કાન્તાકુંવરી માટે વિચારો આવતાં તેને આખી રાત્રી નિંદ્રા આવી નહીં પ્રભાત થતાં રાજા બલદેવસિંહની સેનામાંથી ડંકાનો અવાજ સંભળાઆથી જણાયું કે દુશ્મનો લડાઇની તૈયારી કરવા લાગ્યા છે. આથી કુમાર પણ ઉઠયો, એટલામાં હલકારાએ પણ દુશ્મન તરફ લડાઇની તૈયારી થવાની ખબર આપી, એટલે કુમારે પોતાની સેનાને લડાઈ માટે સજ થવાની આજ્ઞા મોકલાવી. બંને તરફની સેના રણભૂમીમાં સામસામે જઇ ઉભી કુમાર પણ ઘોડેસ્વાર થઇ રણભૂમીમાં જઇ પહોંચ્યો. હજી લડાઈ શરૂ થઇ નહોતી, એટલે કુમારે ઘોડેસ્વાર થઈ ઉભેલા વીજયને કહ્યુ "રાજા બલદેવસિંહને જણાવવું જોઇએ કે, રાજાઓની લડાઈમાં હજારો નિર્દોષ સીપાઇઓના પ્રાણ લેવાની શું જરૂર છે? જેમને પોતાની બહાદુરીની મગરૂબી હોય તે દ્વંદયુદ્ધમાં ઉતરી પોતાની વીરતાની કીંમત પ્રકાશે! બલદેવસિંહ પોતાને અર્જુન સરખો બળીષ્ટ ધારે છે, તો તેની સામે લડવાને અમે તૈયાર છીએ!" વીજયે તરતજ પોતાનો ઘોડો દોડાવતો મેદાનમાં જઈ પોતાની પાસેનો રૂમાલ હવામાં બે વાર ઉરાડયો જે જોઈ રાજા બલદેવસિંહની સેનામાંથી બદ્રીનાથ તેની પાસે આવી બોલ્યો "જય મહામાયાનો!"

"મહામાયાનો જય!" વીજયે હાથ જોડી જવાબ આપ્યો.

"અઇયારોને શા માટે બોલાવો છો?" બદ્રીનાથે પૂછયું.

"તમને એમ પૂછવા માટે કે તમારી સેનામાં પુરૂષોનો ભાગ વધુ છે કે સ્ત્રીઓનો? તમારે ત્યાં કોઇ ખરા શુરવીર બહાદુર પણ છે કે બધા ગરીબ સીપાઇઓને લડાઇમાં મરતા ઉભા ઉભા તમાસો જોવાવાળાઓજ છે?" વીજયે પૂછયું.

"અમારી સેનામાં તો બધા બહાદુર લડવૈયાજ છે! લડાઇમાં સામસામે મીલાપ થશે ત્યારે પ્રત્યક્ષ જણાશે!"

"ત્યારે લડવાની હામ હોય તે બધા દ્વંદયુદ્ધથી ઝગડાનો અંત આણીએ તો નિર્દોષ સીપાઇઓના નાહકમાં જીવ જતાં બચે! અમારા કુમાર કુલીનસિંહે કહેવરાવ્યું છે કે, રાજા બલદેવસિંહને પોતાની બહાદુરી માટે મગરૂબી હોય તો તે પોતેજ કુમારની સાથે દ્વંદયુદ્ધમાં ઉતરે!"

"અમારા રાજા સરખા બહાદુર તમારા કુમારને તો જોતજોતામાં ચાંચડની માફક ચોળી નાખશે!"

"તમારો રાજા કેવો બહાદુર અને શુરવીર છે, તે તો અમે જાણીએ છીએ! તમારે તેની શકિતની બડાઇ મારવાની જરૂર નથી! ભલે હિંમત હોય તો કુમાર સાથે દ્વંદયુદ્ધમાં ઉતરવાને થાય તઈયાર!" વીજયે કહ્યું. પછી તેઓ છુટા પડીને પોતપોતાના લશ્કર તરફ ચાલ્યા ગયા. બદ્રીનાથે પોતાને વીજય સાથે થયલી વાત રાજા બલદેવસિંહને કહી, જે સાંભળતાંજ તે ગુસ્સામાં ઉછળીને બોલી ઉઠયો "આજકાલનો પાલણામાં રમતો કુલીન અમારી સાથે દ્વંદયુદ્ધમાં ઉતરવાની હિંમત રાખે છે!" તરતજ ગુસ્સામાં તેણે પોતાનો ઘોડો લડાઇના મેદાનની વચમાં દોડાવ્યો. તેને જોતાંજ કુમારે પણ પોતાના ઘોડાને એડી મારી, અને બલદેવસિંહની સામે આવી પોતાનો ભાલો હવામાં ચમકાવી તે જુસ્સાથી બોલ્યો "પોતાને મુખે પોતાનાં વખાણ કરવામાં શું વીરતા છે? બહાદુરો કદી ચોરનો ધંધો કરતા નથી! લડીને કાન્તાકુંવરી પ્રાપ્ત કરી ન શકાઇ ત્યારે ચોર થવું પડયું! ધીઃક્કાર છે એવા નરાધમને!" કુલીનના વચનો રાજા બલદેવસિંહનાં હૃદયામાં તીર માફક વાગ્યાં, પણ તેનો કંઇ જવાબ ન આપતાં ઉશ્કેરાઇ જઈ તેણે કુમારપર પોતાનો ભાલો ઉગામ્યો. જવાબમાં કુમારે પોતાના ભાલાથી એવો ઝટકો માર્યો કે તેના હાથમાંથી ભાલો છટકીને દૂર પડયો! આ જોતાં દુશ્મન અને દોસ્ત બંનેની સેનામાંથી 'વાહવાહ' અવાજ ગાજી ઉઠયો. તરતજ રાજા મ્યાનમાંથી તલવાર ખેંચી કુમાર તરફ ધસ્યો, એટલે તે પણ તલવારથીજ

સામો થયો. આમ એક બીજાપર ઘા કરતા અને પરસ્પરના ઘા ચુકવતા તેઓ ચાલાકી અને બહાદુરીથી લડવા લાગ્યા. બે પ્રહર સુધી તેમની લડાઇ ચાલુ રહી, જે બાદ કુમારની તલવારના ઝટકાથી બલદેવસિંહનો ઘોડો જખમી થઈ જમીનપર પડયો. રાજા બલદેવસિંહને પણ કેટલાક જખમો થયા હતા. ઘોડો પડતાંજ રાજાએ જમીનપર કુદીને કુમારના અશ્વપર ઘા કર્યો, પણ ચેતીને કુમારે સ્ફુર્તિથી અશ્વપરથી કુદી પડી તેના હાથપર એવા જોરથી એક ઝટકો માર્યો કે તેના હાથમાંની તલવાર છટકીને દૂર જઇ પડી, જે વીજયે દોડીને ઉપાડી લીધી. હવે રાજા બલદેવસિંહની ખાત્રી થઇ કે કુલીનકુમાર દરેક રીતે પોતાના કરતાં વધુ બળવાન છે. જો થોડી વધુ વાર લડાઇ ચાલુ રહેશે તો નક્કી પોતાના પ્રાણ જશે આથી બચવાને માટે તેણે કુમારપર તુટી પડવાની પોતાના સીપાઇઓને ઇશારત કરતાંજ જોતજોતામાં તેને દુશ્મનોએ ઘેરી લીધો. આ દગો જોઇ કુમારની સેના પણ દુશ્મનો પર તુટી પડી, અને લડાઈ શરૂ થઇ. કુમારને દુશ્મનોના વચ્ચે ફસાયલો જોઈ ફત્તેહસિંહ સેનાપતી અને વીજય દુશ્મનોનો ઘાણ કહાડતા કુમારની પાસે જઇ પહોંચ્યા. રાજા બલદેવસિંહના બહાદુર પહેલવાનોએ કુમારને મારવાને ઘણા ફાંફા માર્યા, પરંતુ તેના બળ અને ચાલાકી આગળ તેમનું કંઈ વળ્યું નહીં. કુમારને હાથે ઘણા દુશ્મનો માર્યા ગયા. સાંજ પડતાં લડાઇ બંધ કરવામાં આવી, અને બંને પક્ષની સેના પોતપોતાની છાવણીમાં પાછી વળી. કુમાર પોતાના તંબુમાં ગયો. ફત્તેહસિંહ સેનાપતીને પણ કેટલાક જખમ થયા હતા, એટલે રાત્રીએ મલમપટા કરી સઘળાઓએ આરામ લીધો.

આ તરફ રાજા બલદેવસિંહ પોતાના સરદારો સંગે ભવિષ્ય માટે વિચાર કરવાને બેઠો. વિચાર કરતાં તેણે કહ્યું "કુલીનકુમારની સેના આપણા લશ્કર કરતાં થોડી છે, છતાં તેમની બહાદુરીની સીમા નથી, માટે અમારો તો વિચાર છે કે, રાત્રીએજ તેમની સેનાપર છાપો મારીએ !" આ સલાહ સર્વેએ પસંદ કરી, અને તે મૂજબ મધ્યરાત્રી વીત્યા પછી રાજા બલદેવસિંહના લશ્કરે કુમારની નિંદ્રાવશ પડેલી સેનાપર હુમલો કર્યો. કુમારના

સીપાઇઓ જાગૃત હતા, એટલે તેઓ પણ તૈયાર થઇ લડવા લાગ્યા. મ્હોટી ગરબડ મચી રહી. અંધારી રાતમાં દોસ્ત દુશ્મનનું કોઇને ભાન રહ્યું નહીં. કાપાકાપી ચાલી. હલ્લો થતાં કુલીનકુમાર પણ જાગૃત થઇને હાથમાં ઉઘાડી તલવાર સહીત પોતાના તંબુની બહાર નીકળી આવ્યો. અંધકારમાં લશ્કરની ગભરાટમાં નાહકની ખરાબી થશે, એમ ધારી વીજયે પોતાની પાસેની મહતાબો ઠેકાણે ઠેકાણે સળગાવી દીધી, જેથી ત્યાં દીવસ સરખું અજવાળું થઇ ગયું, એટલે રાજા બલદેવસિંહના લશ્કરનું કાંઇ વળ્યું નહીં. લડાઇ ખૂબ ઝામી. કુમાર પણ સિંહની માફક ઘુમતો દુશ્મનોનો ઘાણ કહાડવા લાગ્યો. પ્રભાત થતાં સુધીમાં તો રાજા બલદેવસિંહના હજાર માણસો માર્યા ગયા. કુમારના પણ ઘણા માણસો ખપી ગયાં હતાં, તેથી કુમારને જરા દીલગીરી લાગી, પરંતુ હિંમત ન હારતાં તે દીને લડાઇ ખૂબ જોરથી ચાલુ રાખી. કોઇને પોતાના તન બદનની શુદ્ધિ રહી નહોતી. બંને પક્ષના સીપાઇઓને શુર ચઢાવવા માટે વાગતા દુંદુભી, ઢોલ, રણસીંગડા, વગેરેના અવાજથી, તે સાથે ઘાયલ થઈ પડતા સીપાઈઓની ચીચીચારી અને હાથીઓની ત્રાડથી તેમજ તલવારો અથડાવાથી થતા ખણખણાટથી રણભૂમી ગાજી રહી હતી. હજારો ભાલા અને તલવાર હવામાં વીજળીની માફક ચળકાટ મારી રહ્યાં હતાં, એટલામાં પૂર્વ દિશા તરફથી ઘોડેસ્વારોની એક પલટણ ત્વરાથી રણભૂમી તરફ આવતી જણાઇ, જેમની આગળ એક જંગી સ્વાર ઉમદા પોશાક પહેરી તથા હાથમાં તલવાર લઈ અશ્વ કુદાવતો આવતો હતો, અને તેની પાછળ લગભગ પાંચસો બહાદુર સ્વારો હતા. આ સ્વારો કોણ હતા તે જાણી શકવું મુશ્કેલ હતું કેમકે, તેઓ સઘળાનાં મુખ બુરખામાં છુપાયલાં હતાં. લડાઇ ચાલતી હતી ત્યાં આવી પહોંચી આ સ્વારોએ પાછળથી રાજા બલદેવસિંહના લશ્કરપર હુમલો કરી તેનો ખૂબ ઘાણ કહાડી નાંખ્યો. કુલીનના સીપાઇઓએ જોયું કે, દુશ્મનોપર પાછળથી પણ અણધાર્યો મારો ચાલ્યો છે, એટલે તેઓ પણ ઉત્સાહથી લડાવા લાગ્યા. બંને તરફના મારા સામે બલદેવસિંહની ફોજ ટકી શકી નહીં. તેમાં ભંગાણ પડી જઈ સીપાઇઓ પોતાનો જીવ બચાવવાને

ચારે તરફ નહાસભાગમાં પડયા. દુશ્મનોને નહાસતા જોઇ કુમારે પોતાના સીપાઇઓ સહીત બે કોસ સુધી તેમની પૂંઠ પકડી ઘણાકને કાપી નાંખ્યા. રણભૂમીમાં જયજયકારનો ધ્વની ગાજી રહ્યો, અને વીજયનો ડંકો વાગતાં લડાઇ બંધ કરી કુમાર સેના સહીત છાવણીમાં આવ્યો, એ ગડબડમાં પેલા બુરખાવાળા સ્વારો કોઈ ન જાણે તેમ પોતાનું કામ બજાવી જે માર્ગે આવ્યા હતા, તે માર્ગે અદ્રશ્ય થઇ ગયા. લડાઇ બંધ કરી દરબાર ભરી બેસતાં અણીને વખતે મદદમાં આવી પહોંચેલા બુરખાવાળા સ્વારોને ન જોવાથી કુમારને બહુ અજાયબી ઉપજી, અને તે માટે તેણે પૂછપરછ કરી, પરંતુ કોઇ તેમનો પત્તો આપી શકયો નહીં. તે પુરૂષોની બહાદુરી તેમજ ઉપકાર કરવાની રીતીથી તેમના અંતઃકરણની મહત્વતા માટે કુમારને બહુ ઉમદા વિચાર ઉપજ્યો. લડાઇમાં રાજા બલદેવસિંહની આખી છાવણી કુમારના હાથમાં આવી. કુમારના મનમાંથી પેલા બુરખાવાળા સ્વારો હજી ખસ્યા નહોતા. રાત્રીએ નિશ્ચિંત થતાં તે વીજય સંગે વાત કરતો બેઠો હતો. તેણે પૂછયું "વીજય, આપણને મદદ કરનારા બુરખાવાળા સ્વારો કોણ હતા?"

"કુમાર, તે જાણવાને મેં ઘણી તજવીજ કરી પણ કંઇ ભેદ જણાયો નહીં. એનું નામજ વીરતા!" વીજયે જણાવ્યું, એટલામાં એક જાસુસે આવીને ખબર આપી કે, દુશ્મનો થોડે દૂર જઇને અટકી ફરી લડાઇની તૈયારી કરવા લાગ્યા છે.

---

## પ્રકરણ ૨૫ મું.

———:o:———

### આશાની નિરાશા.

કાન્તાકુંવરી અને ચકોરીની શોધમાં નીકળેલો ચતુર જંગલમાં જઇ કયાં જવું અને તેમની કયાં શોધ કરવી? તેના વિચારમાં પડયો. દુશ્મનની છાવણીમાં તેમને કદી રાખવામાં આવી નહીંજ હોય, એમ ધારી વીજયગઢ જવાનો નિશ્ચય કરી તે તરફ તે ચાલ્યો. બીજે દીને પ્રભાતે વીજયગઢ પહોંચી સ્વરૂપ

બદલી તે નગરમાં ફરવા લાગ્યો. તે આખો દિવસ રખડયો પણ તેને કશી બાતમી મળી નહીં. વળી રાત્રીએ બીજું સ્વરૂપ ધારણ કરી તે કીલ્લામાં ધુસી શોધવા લાગ્યો. આ સમયે તેણે પોતાનું આખું શરીર કાળા કપડામાં સંતાડેલું હોવાથી તે ઘણી સહેલાઇથી ફરી શકયો. ફરતાં ફરતાં રાજમહેલના પાછલા એકાંત ભાગ તરફ જઈ તે પોતાની કમંદ ફેંકીને મહેલના જરૂખામાં ચહડી ગયો. મધ્ય રાત્રીનો સમય હતો. રાજમહેલમાં દીપકનો પ્રકાશ હતો, એટલે જરૂખામાંથી અંદર નજર કરતાં સઘળે સુનકાર જોઇ તે બેધડક અંદર દાખલ થયો. એક ખુલ્લો ચોક વટાવી તે દીવાનખાનામાં જઈ પહોંચ્યો તો સામે એક સુશોભીત ઓરડામાં વચ્ચે પડેલા એક સુંદર પલંગપર એક સ્વરૂપવાન સુંદરી નિંદ્રાવશ પડેલી જોઇ. તે પલગની આસપાસ જમીનપર કેટલીક દાસીઓ પણ સુતી હતી. આ શયનગૃહમાં દીપકનો પ્રકાશ થોડો હતો. ચતુરે પહેલાં તો દીવાનખાનામાંના સઘળા દીપકો એકેક કરીને બુઝાવી નાંખ્યા, અને પછી તે ઓરડાના દરવાજા આગળ ઉભો રહી નમીને અંદર જોતાં શય્યાપર સુતેલી સુંદરીની મુખમુદ્રા તેને સાફ દેખાવા લાગી. તેણીનું આખું શરીર શરબતી મલમલની ચાદરથી ઢાકેલું હતું, ફકત ગુલાબી ચહેરોજ ખુલ્લો હતો, જેનો થોડોક ભાગ મખમલના તકીઆમાં છુપાઇ ગયો હતો. કોમળ કપોલપર છુટેલા અંબોડાની એક કાળી લટ વીખરાઇ જવાથી જાણે ગુલાબ પુષ્પની આસપાસ કરોળીઆનું જાળું બંધાઈ ગયું હોય, તેવી શોભા લાગતી હતી. તે નિંદ્રાવશ પડેલી સુંદરી રાજા બલદેવસિંહની રાણી હોવી જોઇએ, એવી ચતુરની ખાત્રી થઈ. થોડી વાર કંઇ વિચારમાં તેણી તરફ જોઇ રહ્યા બાદ પોતાની અઇયારીની થેલીમાંથી કાગળ તથા સાહીનો ખડીઓ અને કલમ કહાડી તેણે જલદીથી નીચે મૂજબ લખ્યું:—

"કાન્તાકુંવરીને મળવાને આ સમયે અમને કોણ જાણે શા માટે ઉત્કંઠા થઇ આવી છે. ગમે તે થાઓ, પણ અમે અત્યારે જ તેમને મળવાને જઇએ છીએ કેમકે, તેણીને રાખી છે તે સ્થાને જવાના માર્ગની અમને ખબર છે" આટલું લખ્યા પછી રાણીની શય્યા પાસે જઇ તેણે પોતાની પાસેની બેહોશીની ભુકી તેના

નાક આગળ ધરી, જેની અસર થતાં તેણી બેહોશ થઈ ગઇ, એટલે એક ચાદરમાં તેની ગાંસડી બાંધી, અને પેલો લખેલો કાગળ તકીઆ નીચે મૂકી જે માર્ગે આવ્યો હતો તે માર્ગે રાણીની ગાંસડી સહીત તે રાજમહેલની નીચે ઉતર્યો, અને નદી કીનારા તરફના પાછલા ભાગ તરફનો અંદરથી બંધ કરેલો ન્હાનો દરવાજો ઉઘાડીને ત્વરાથી પહાડોને માર્ગે ચાલ્યો. તે તરફ એક જાણીતી ગુફામાં રાણીને વધુ બેહોશ કરીને સુવરાવી ત્યાંથી પાછો કીલ્લાના દરવાજા આગળ આવી તે એક બાજુએ સંતાઇને બેઠો. પ્રભાતે દાસીઓ જાગી ઉઠતાં પલંગપર રાણીને ન જોવાથી ગભરાઇ મહેલના સઘળા ભાગોમાં શોધી વળી, પણ કયાંથી ભાળ ન મળવાથી તેઓએ કોલાહલ મચાવી મૂકયો. રાણી ગૂમ થવાની ખબર રાજમહેલની બહાર પણ ફેલાઇ ગઇ. રાણીને કયાં શોધવી તેની વીમાસણમાં સઘળાઓ પડયા, એટલામાં રણભૂમીમાંથી દસ પંદર સ્વારો સહીત નહાસી આવેલો રાજા બલદેવસિંહ આવી પહોંચ્યો. કીલ્લામાં પ્રવેશ કરતાં રાણી ગૂમ થવાના સમાચાર જાણી રાજાનો જીવજ ઉડી ગયો. દુઃખપર સખત ડહામ લાગ્યો! બહાવરો સરખો તે રાજમહેલમાં દોડયો. પોતાની સ્થીતિનું તેને ભાન રહ્યું નહોતું. લડાઇમાંથી ભાગીને થોડે દૂર પોતાની સેનાને પાછળ મૂકીને તેમજ પોતાના અઇયારોને કંઇ સમજાવીને પોતે નગર તરફ ચાલ્યો આવ્યો હતો, તો અહીં આ સમાચાર જાણ્યા, એટલે તેની નિરાશાનો પાર રહ્યો નહીં શું કરવું તે તેને સૂઝયું નહીં. દુઃખી અંતઃકરણે રાણીની શય્યા પાસે જઇ તે કલ્પાંત કરવા લાગ્યો, એટલામાં તકીયાની નીચે ચતુરે મુકેલા કાગળની કોર થોડી બહાર જણાતાં તે ખેંચી લઇ કાગળ ઉખેડી તે વાંચવા માંડયો. વાંચતાં રાજાના મનમાં અનેક વિચારો આવવા માંડયા. તેની એટલી તો ખાત્રી થઈ કે, તે કાગળ રાણીના હાથનો લખેલ નથી. તે કોણે લખ્યો હશે તેની વીમાસણમાં પડતાં તેણે ધાર્યું કે, કદાચ રાણીએજ તે લખ્યો હોય તોપણ કાન્તાકુંવરીને ફલાણે સ્થળે છૂપાવી છે, એ તેણે કયાંથી જાણ્યું હશે? રાજાની કંઇ મતી ચાલી નહીં. વળી તપાસ કરવાને મોકલવા કોઇ અઈયાર પણ આ સમયે ત્યાં નહોતો, અને કાન્તા કેદ હતી ત્યાં બીજા

કોઇને મોકલવાથી ભેદ ખુલી જવાની ધાસ્તિ હતી. આથી કાન્તા કેદ હતી ત્યાં સંધ્યાકાળે જાતેજ જઇ તપાસ કરવાનો તેણે ઠરાવ કીધો, અને પોતાના દીવાનખાનામાં આવી એક સુખાસને બેઠો. તે દીને તેણે કંઇ અહાર કર્યો નહીં, તેમજ મુંઝવણમાં કોઇ સાથે કંઇ વાતચીત પણ કરી નહીં, પરંતુ રાજાની આજ્ઞા વીનાજ ઘણા માણસો રાણીની શોધમાં ગયા. સાંજ પડતાં રાજા ઘોડેસ્વાર થઈ એકલોજ કીલ્લાની બહાર નીકળી પૂર્વ દીશા તરફ રવાને થયો. કીલ્લાના દ્વાર પાસે સંતાઇને બેઠેલો ચતુર રાજાને એકલો બહાર જતો જોઈ તે કયાં જાય છે, તે જાણવા તેની પાછળ ચાલ્યો. પોતાની પાછળ કોઈ આવે છે, એવી રાજાને પણ ખબર પડી નહીં. ત્રણ કોસ સુધી જંગલમાં ગયા પછી રાજાએ પોતાના અશ્વને એક સુકાં નાળાંમાં ચલાવ્યો. ચતુર પણ તેની પાછળ ચાલ્યો. જેમ જેમ તેઓ નાળામાં ગયા તેમ તેમ આસપાસના કીનારાપરનું જંગલ વધુ ઘીચ થતું ગયું. બંને બાજુ ઉંચાં ખડક ઉભાં હતાં. નાળાંની ઉપર ઝાડો મળીને અંધારી ઘટા થઇ રહી હતી. આ નાળામાં લગભગ એક કોસ સુધી અંધારામાં ગયા પછી તેઓ એક સુરંગમાં ચાલતા હોય એમ લાગ્યું. પથ્થરની જમીન તેમજ અંધકારને લીધે રાજાનો ઘોડો ધીમે ચાલવા લાગ્યો. થોડે દૂર ઝાંખો દીવો બળતો જણાયો, અને વધુ આગળ જતાં સામે એક ન્હાની ગુફા જણાઈ, જેના મુખ આગળ વીશેક કદાવર સીપાઇઓ નગ્ન તલવારે પહેરો ભરતા હતા. ગુફાની અંદર પણ સાફ જણાતું હતું. તેમાં બે સકોમળ સ્ત્રીઓ પથ્થરપર હાથ ટેકવીને બેઠી હતી. જો કે તેમનાં મુખ બરાબર જણાતા નહોતા, તોપણ તેમના પોશાક તેમજ શરીરની આકૃતિપરથી તેઓ કાન્તા અને ચકોરીજ છે, એવી ચતુરની ખાત્રી થઇ. રાજાને જોઇ એક સીપાઇએ આગળ આવી નમન કરીને અશ્વની લગામ પકડી લીધી, અને રાજા અશ્વપરથી ઉતર્યો. બીજા સીપાઇએ તરત બે મસાલ પ્રગટાવી, જેનો પ્રકાશ ગુફાની અંદર પડવાથી ચતુરને હવે કાન્તા અને ચકોરીનાં મુખ જણાયાં. કાન્તાના ચહેરાપર ફીક્કાશ છવાઇ રહી હતી. માથાપરનો અંબોડો છુટી ગયો હતો. તેના માથાપર એક જખમ પડયો હતો. તેણીનાં કપડાં ધુળમાં

મેલાં થઈ ગયાં હતાં. પથ્થરપર હાથ ટેકવી તે આડે પડખે પડી હતી. તેની પાસે એક પથ્થરને પીઠ ટેકવી ચકોરી તેનાં મસ્તકપર હાથ રાખી તેને ધીરજ આપતી બેઠી હતી. તેમની સામે થાળી-ઓમાં ભોજન પીરસેલ પડયું હતું. બંનેના ચહેરાપર નિરાશા છવાઇ રહી હતી. અશ્વપરથી ઉતરીને સીપાઇઓ સંગે કંઈ પણ ન બોલતાં રાજાએ આસપાસ નજર ફેરવી, અને ગુફામાં કાન્તા અને ચકોરી બેઠી હતી ત્યાં પણ ચારે તરફ તપાસ કરી, પણ પેલા કાગળના આધારે રાણીને શોધવાની આશામાં આવ્યો હતો તે પાર પડી નહીં. તેણે કાન્તા તરફ પણ બરોબર જોયું નહીં. કોઇને કંઈ પૂછયા વગર ફરી અશ્વપર સ્વાર થઇ તે ત્યાંથી પાછો ફર્યો. રાજાની આ છૂપી હીલચાલથી સીપાઇઓ પણ અજાયબ થયા, પણ તેને પૂછવાની કોઇની હિંમત ચાલી નહીં. રાજાને પાછો વળેલ જોઈ ચતુરે નાળાના કીનારાપર એક બાજુ સંતાઇ તેને આગળ જવા દેવાનો વિચાર કીધો, પરંતુ તે સ્થાનમાં છૂપા-વાની એકે જગ્યા ન જણાતાં તે લાચારીથી આગળ ચાલી નાળાની બહાર આવ્યો, અને જંગલમાં એક બાજુએ ઝાડીમાં સંતાઈ ઉભો. થોડી વારે રાજા પણ ત્યાંથી નીકળી નગર તરફ ચાલ્યો. ચતુર હવે કાન્તાને કેવી રીતે છોડાવવી તેના વિચારમાં પડયો. " આ સમયે લડીને કામ પાર પાડી શકાય તેમ નથી! " તે પોતાના મનમાં વિચારવા લાગ્યો—" જો રાજાનું સ્વરૂપ ધારણ કરીને કંઇ યુકિત અજમાવવા જાઉં તોપણ કામ પાર પાડવાનો સંભવ થોડોજ છે કેમકે, તે હમણાંજ ત્યાં જઇ આવ્યો છે, એટલે સીપાઇઓ વહેમાઇ જવા વગર રહેશે નહીં! વળી બીજી કોઈ યુકિત અજમાવતાં કદાચ દુશ્મનો ચેતી જઇ કુંવરી અને ચકોરીને કોઇ બીજે સ્થળે કેદ કરી મૂકે તો નવી મુશ્કેલીમાં આવી પડીએ !" આમ તે સમયે કોઇ પણ રીતે કાન્તાને છોડાવવાનો તેને કંઈ ઉપાય સુઝયો નહીં. કુમાર પાસે જઇને થોડા સીપાઇઓ સહીત પાછા આવી સીપાઇઓપર હલ્લો કરી કુંવરીને છોડાવવાનું સહેલ થઈ પડશે, આમ નિશ્ચય કરી ચતુર ઉતાવળે શેરગઢ તરફ વીદાય થયો, અને બપોર નમતાં છાવણીમાં કુમારના તંબુમાં જઈ પહોં-ચ્યો. એક સુખાસનપર કુલીન ઉદાસ ચિત્તે વિચાર કરતો એકાંત

બેઠા હતા. ચતુરને ઉત્સાહમાં ઉતાવળે તંબુમાં આવતા જોઈ તેણે અધીરાઇથી બેઠા થઇ પૂછયું "કેમ ભાળ મળી, ભાઇ?"

"હા, કુમાર!" ચતુરે જવાબ આપ્યો. ચતુર આવવાની ખબર જાણીને વીજય તેમજ ફત્તેહસિંહ સેનાપતી પણ ત્યાં આવી પહોંચ્યા. ચતુરે સઘળી હકીકત કહ્યા બાદ જણાવ્યું "કુમાર, બીજા કોઇને છોડાવવો હોત યા કોઈ બળવાન દુશ્મનને પકડવો હોત તો અત્યાર સુધીમા તે કામ બજાવી આવ્યો હોત, અને તેમાં જો કદાચ નિષ્ફળ થાત તો નહાસી છુટત, પરંતુ કુંવરીબાની બાબતમાં તેમ કરી શકાય નહી! પ્રયાસ નિષ્ફળ ન જાય તેવી રીતે કામ લેવા માટે ભાઇ વીજયને તેડવા આવ્યો છું."

"અમે પણ સાથે આવીશું." કુમારે કહ્યું.

"આપની ઇચ્છા છે તો ભલે પધારો!" ચતુરે જણાવ્યું. તરતજ કુમાર જવા માટે સજ થવા લાગ્યો. ફત્તેહસિંહ સેનાપતીને કેટલીક અગત્યની સુચનાઓ કરી સંધ્યાકાળ પહેલાં કુમાર, ચતુર અને વીજય ત્યાંથી રવાને થયા. કુમારે અશ્વપર સ્વારી કરી હતી, અને ચતુર તથા વીજય પગે ચાલ્યા જતા હતા. માર્ગમાં કુમારે બલદેવસિંહપર ફત્તેહ મેળવવાની સઘળી હકીકત ચતુરને જણાવી વીજયની બહાદુરીના વખાણ કર્યા. અણીને વખતે મદદે આવી પહોંચેલા બુરખાવાળા સ્વારોની વાત સાંભળી ચતુરને પણ અજાયબી ઉપજી. રાત્રી પોતાના પ્રિય પતી ચંદ્ર સંગે હાસ્યવિનોદ કરતી હોવાથી તેમના આનંદના શીતળ કીર્ણોએ ભૂમી પણ તેજસ્વિ થવાથી જંગલમાં તેમની મુસાફરીમાં કશી હરકત પડી નહીં. તેઓ ચારેક ગાઉ ગયા હશે, એટલામાં માર્ગમાં તેમને બદ્રીનાથ મળ્યો, જેણે કુમારને નમન કર્યું. કુમારે મુખ મલકાવ્યું, અને વીજયે તેની પીઠપર હાથ મૂકી હસીને કહ્યું "બદ્રીનાથજી, બ્હીકણ, દગલબાજ ચોર સાથે શું રહ્યા છો? અમારી દરબારમાં આવી રહો! અમારા શીરછત્ર કેવા ન્યાયી અને બહાદુર છે!"

"વીજયસિંહજી, તમારૂં કહેવું સત્ય છે! એવો પણ સમય આવશે!" બદ્રીનાથે જણાવ્યું "રાજા બલદેવસિંહની નોકરીમાંથી છુટો થયો નથી ત્યાં સુધી શું બને? કદાચ હમણાં તમારી સાથે

રહેવાની ઇચ્છા કરૂં તો પણ તમે મને કેમ રાખો? આખર હું પણ એક અઇયારજ છું." આમ કેટલીક વાતો કરી કુમારને નમન કરીને બદ્રીનાથ બીજે રસ્તે વળી ધીચ જંગલ તરફ ચાલ્યો ગયો, એટલે ચતુર ગંભીર અવાજે બોલ્યો "બદ્રીનાથ મળ્યો, એ સારૂં થયું નહીં! આપણે કયાં જઇએ છીએ તેની એ તપાસ કરશે! આ સમયે તેને ભૂલાવામાં નાંખવા જંગલનો માર્ગ છોડી ચાલો ખુલ્લા મેદાનમાં ચાલીએ, એટલે તે આપણી પાછળ આવતો હશે તો જણાશે!" આમ સલાહ કરી તેઓ મેદાનમાં ચાલવા લાગ્યા, અને ચાલતાં ચાલતાં પાછળ ફરી જોતા હતા, પણ કોઇ તેમની પાછળ આવતો જણાયો નહીં આખી રાત તેમણે મુસાફરી ચાલુ રાખી, અને પ્રભાત થતાં તેઓ એક નાળાના કીનારા પાસે આવી પહોંચ્યા. કાન્તાને મળવા માટે અધીરો બની રહેલો કુમાર ત્યાં થોડી વાર આરામ લેવાને રાજી નહોતો, પરંતુ ચતુરના સમજાવવાથી રાત્રીનો થાક ઉતારવા તેઓ ત્યાં થોડી વાર બેસીને આગળ ચાલ્યા. પ્રહર દીન વીતતાં તેઓ ધીચ જંગલમાં જઇ પહોંચ્યા, ત્યાંથી જે નાળાંમાં થઇને કાન્તા અને ચકોરીને રાખવામાં આવેલી ગુફામાં જવાતું હતું તે બે ગાઉ દૂર હતું.

"કુમાર, દીવસનો ભાગ આ જંગલમાં ગુજારી સંધ્યાકાળે આપણે તે તરફ જઇશું." ચતુરે કહ્યું, અને થોડેક ગયા પછી આમલીના એક ઝાડ નીચે તેમણે મુકામ કીધો. કંઇક અહાર કીધા બાદ તેઓ વાતે બેઠા. કાન્તાને કેવી રીતે છોડવવી તેના વિચારમાં દીવસ વીતી ગયો. સાંજ થતાં તેઓ ત્યાંથી નીકળ્યા. નાળાનાં મુખ આગળ પહોંચતાં ત્યાં ઉભા રહી ચારે તરફ નજર કરી એકાંત જોઇ તેઓ બેધડક નાળામાં દાખલ થયા. પેલી સુરંગ વટાવી બહાર આવ્યા બાદ જોયું તો ચતુરે આગલે દીવસે જે ગુફા આગળ દીપકનો પ્રકાશ જોયો હતો ત્યાં આજ અંધકાર હતો. આ જોઇ ચતુર ચમકયો, તેઓ જે ગુફામાં કાન્તા અને ચકોરીને ચતુરે જોઇ હતી, તેના મુખ આગળ ગયા તો અંધકારમાં ત્યાં પડેલી કાંઇ ભારી વસ્તુ સાથે ઠોકરાયા. ચતુરે પોતાની થેલીમાંથી ચકમક કહાડી દેવતા પાડી દીવેટ સળગાવી, જેનો પ્રકાશ થતાંજ ત્યાં જમીનપર આગલે

દીને જે સીપાઇઓ પહોરો ભરતા હતા તે સઘળાની લાશો પડેલી જોઈ. આ દેખાવ જોઇ ચતુરના હોંસ ઉડી ગયા. તે બહાવરો બની ગુફાની અંદર ધસ્યો. અંદર કુંવરી અને ચકોરી નહોતાં, પણ તેમનાં આભુષણો તુટેલી હાલતમાં ત્યાં પડેલાં હતાં, અને ત્યાંની જમીન લોહીથી ખરડાયલી હતી. ચતુરની પાછળ ગુફામાં ગયલો કુમાર આ દેખાવ જોઇ ગભરાઇ ગયો. તેનું અંતઃકરણ હાથ રહ્યું નહીં, અને એક મોટી હાય મારી તે જમીનપર બેસી કલ્પાંત કરવા લાગ્યો. ચતુરના પણ જો કે હોંસ તો ઉડીજ ગયા હતા, પરંતુ કુમારની હાલત ખરાબ જોઈ તેને ધીરજ આપવા કહ્યું "કુમાર, આમ નિરાશ શું થઇ ગયા ! જે પ્રભુની સાહ્યતાથી આપણે આ સ્થાને આવી શકયા છીએ, તેજ મહાન પિતાની કૃપાથી રાજકુંવરી હશે ત્યાં આપણે પહોંચી જઇશું !"

"ભાઈ, આખા અંતઃકરણમાં આગ સળગી છે ત્યાં બુઝાવવાનો પ્રયાસ વ્યર્થ છે ! વહાલી સદાને માટે ગઇ—આ સંસાર છોડી સ્વર્ગે સીધારી ! મહાસાગરના ઉછળતા તરંગોમાં ગૂમ થયેલી વસ્તુ મેળવવાની શી આશા રાખવી ! હાય ! એ હૃદયદેવીને ફરી કયાં નીરખીશું ?" કુમાર કલ્પાંત કરતો બોલ્યો.

"પણ એવો અમંગળ વિચાર મનમાં આણવાનું કારણ નથી !" ચતુરે દબાયલે અવાજે જણાવ્યું "અત્રેની વસ્તુઓની સ્થીતિ તપાસી વિચાર કરો તો કુમાર, તમને જણાશે કે જે અશુભ પરીણામ આવેલું તમે ધારો છો તેમજ ઇશ્વર ન કરે ને થયું હોય તો જેમ આ સીપાઇઓની લાશો પડી છે, તેમ તેમની લાશો પણ અત્રે હોત, પણ તેમ નથી. આથી આપણને આશા રાખવાને સબળ કારણ મળે છે !" અત્યાર સુધી દીંગમૂઢ સરખો ઉભો રહેલો વીજય બોલ્યો "બદ્રીનાથે તો કદાચ કંઇ ચાલાકી કરી નહીં હોય ?"

"એ વાત પણ માનવામાં આવતી નથી ! જો એમ હોય તો આ સીપાઇઓને એ મારી ન નાંખે ! પણ હવે અત્રે વધુ વાર રહેવું યોગ્ય નથી !" ચતુર ભાર દઇ બોલ્યો. કુલીનની આ સમયની સ્થીતિ અવર્ણનિય હતી. ચતુર અને વીજયે સમઝાવીને કુમારને ગુફામાંથી ઉઠાડયો. કુમાર પોતાના અશ્વપર સ્વાર થતાં

તેઓ નાળાની બહાર આવી હવે કઈ તરફ જવું તેના વિચારમાં હતા, એટલે વીજયે કહ્યું "ભાઇ, બલદેવસિંહની રાણીને મૂકી આવ્યા છો તે ગુફા તરફ તો ચાલો ! ત્યાં રાણી છે કે નહીં તે તો જોઇએ !" કુમારની પણ મરજી જણાતાં તેઓ તે તરફ ચાલ્યા. ત્યાં જઇ જોતાં રાણી ગૂમ થયલી જણાઈ, એટલે તેમની મુંઝવણ વધી પડી. આ સમયે મધ્યરાત્રી વીતી ગઇ હતી. ગુફાના મુખ આગળ ત્રણે જણ આ સઘળાનો ભેદ શો છે, તેની વીમાસણમાં કંઇ પણ બોલ્યા વગર થોડી વાર સુધી બેસી રહ્યા. એકાએક કંઇ યાદ આવતા વીજય બોલી ઉઠયો "મને એક યુક્તિ સુઝે છે, અને તેથી આ ભેદનો પત્તો મળી જશે ! આપ કુમાર સહીત અત્રેજ રહો, એટલામાં હું જઇને ભાળ મેળવી આવું છું !" આમ કહી તેણે ચતુરને કાનમાં કંઇ કહ્યું, અને તરતજ ત્યાંથી વીદાય થયો.

---

## પ્રકરણ ૨૬ મું.

——:o:——

### નવી આફત.

રાત્રીનો ઘણો ભાગ વીતી જવાથી વીજયગઢમાં સર્વત્ર સુનકાર છવાઈ ગયો હતો. પશુપક્ષી, માનવી સઘળાં શોક, દુઃખ જંજાળ, વગેરે વીસરી જઇ નિંદ્રાદેવીના માયાળુ ખોળામાં આળોટતા હતાં. તમરાંઓનો અવાજ અને પહેરેગીરોના પૂકાર સિવાય કાંઇ સંભળાતું નહોતું. સર્વત્ર શાંતી પથરાઇ રહી હતી. આવે સમયે વીજયગઢના રાજમહેલને લગતા કીલ્લા આગળ એક સીપાઇ અર્ધ જાગૃત અવસ્થામાં પહેરો ભરતો હતો. આમ તે સીપાઇને પહેરો ભરતો જોવાને આપણને બહુ સમય થયો નહીં, એટલામાં એક માણસ ત્યાંથી ઉતાવળો પસાર થતો જણાયો. તેના પગલાંના અવાજથી સીપાઈનું ધ્યાન તે તરફ ખેંચાયું, અને તે કોઇ ચોર હશે, એવો વ્હેમ લઇ જઇ તેણે મ્હોટેથી બૂમ પાડી કહ્યું "સબુર ! કોણ આટલી ઉતાવળે જાય છે ?" પેલા દોડતા જતા માણસે પોતાનું આખું શરીર ખાંડોબંધ મેલથી ભરેલી ચાદરમાં

સંતાડેલું હતું. મસ્તકપર પણ ફાટેલા મેલાં લુગડાંનો ગમે તેમ ફેંટો બાંધ્યો હતો, જેની બે ચાર આંટીઓ ગરદન તેમજ કાનપર લટકતી હતી. સીપાઈની બૂમ સાંભળીને ગભરાઇ ન જતાં તે પાછો વળી દોડતો સીપાઇ પાસે આવી હાથ જોડીને બોલ્યો "શપાઇ સાબ, એ તો હું આપનો ગરીબ રઇયત પટેલ સું!" તેની ભાંગી તુટી બોલીપરથી તે ગામડીઓજ છે એમ માની સીપાઇએ જરા દમમાંજ પૂછ્યું "હરામખોર, આવી મોડી રાતે દોડતો કયાં જતો હતો? હાથમાં શું સંતાડયું છે? ખરૂં હોય તે બતાવી દે, નહીંતો એક ઝટકામાં ધુળ ચાટતો કરી દઇશ!"

"માબાપ, હું હધુ હાચેહાચું કઉસુ!" ગામડીઓ હાથ જોડી કાલાવાલા કરતો પોતાના હાથમા સંતાડેલી એક શીશી સીપાઇને બતાવતાં બોલ્યો "જુઓ સપાઇદાદા, એ સે તે કે જે આ હીહી ઝોઇ! ઈ સેની તી–"–"એ શીશીકું શું?" તેના હાથમાંથી શીશી લઇ લેતાં સીપાઇએ દમમાંજ પૂછ્યું. ગામડીઆએ સીપાઇને શીશી આપતાં લેશ પણ આનાકાની ન કરતાં હસીને જવાબ આપ્યો "સાબ, બોબરો! મારાપર આંખું કાંઉ કાઢોસ! હું તમને બધું હાચેહાચું કઉંસ! આલું હહરીનું હું કેવાય–ઓલું કેતું મારૂ બેટું–હારી હારી હુગંધ આવે તી હું–અરે, હમણાં ઇયાદ ઉતું ને કાંઉ જાતું રીયું—" આમ જાણે યાદ આવેલું વીસરી જવાથી ફરીથી યાદ કરતો હોય તેમ ચૂપ રહી બોલી ઉઠયો "હંઅ! હવે ઝણાણુ–ઓલું–"

"મૂરખ, અત્તર કે?" સીપાઈ કંટાળીને બોલી ઉઠયો.

"હા, ઇજ, ઇજ! હું નામ કયું? અનટર ની? હા ઇજ!" ગામડીઓ બોલી ઉઠયો "લાવો મેરબાન, ઓલા જમાલખાન જમાદાર હાબ સેના તીની પાહે જઇને હુરજ ઉગતાં પાસું ખેતરે પોંસવું સે! નહીં પુગાય તો પાંસ મોહોર ખોઈ બેહા!"

"જમાલખાનને ત્યાં શા માટે જવું છે?" સીપાઇએ પૂછ્યું.

"તી સેની ઇમ સે ઝે એક મોટું પાઘડું પેરીને ને બોકડા ઝેવું મોટું દાઢું રાખીને એક મનીખ હાંજના મારે ઝુંપડે આવી કેહ ઝે આ હીહીમાં હું સે તી જે કોઈ પારખી આપે તેને ઈ પાંસ મોહોર અનામ આલે! અમ ખેડુ ઇ અનટર ફનટરમાં હું

હમજીયેં, પણ જમાલખાન જમાદાર મારા ભાઇબંધ સેઇ જાણુતા હો હે ઇમ હમજી રાતોરાત નીકળી પડયો, કાંઇ કે હવારે એલા મારા બેટાને જબાપ આલવો સે! હાચું બોલું સું મેહેરબાન, જોત્ર, આ એક મોહોર જમાદાર હાબને આલવા માટે પણ લઇ જાવું સું!" ગામડીઆએ કહ્યું, અને પોતાના હાથમાં એક ચળકતી સોનામોહોર બતાવી કીલ્લાની દીવાલપર બળતા દીપકનો પ્રકાશ ગામડીઆના હાથમાંની મોહોર ઉપર પડતાં તેના ચળકાટે સીપાઇને અંધ બનાવી દીધો. જમાલખાં જમાદાર મફતમાં ગમારની મોહોર મેળવી લેશે, એમ ધારી પોતાને તે મોહોર મેળવવાનું મન થયું, એટલામાં પટેલે ઉતાવળ કરતાં કહ્યું ' મેરબાન, હવે મને રોકો મા!"

"જરા સબુર ભલા માણસ!" સીપાઇનો આગલો મીજાસ જતો રહ્યો, અને તેણે હસીને ગામડીઆનો હાથ પકડી કહ્યું "હું તને કહી આપું કે શીશીમાં શેનું અત્તર છે? જમાલખાંના ઘર સુધી જવાની કંઇ જરૂર નથી! મોહોર મને આપજે!"

"તયેં તો તમારી મેરબાની માબાપ? તમેજ જાણે પરમેહર! એટલો ફેરો મટયો, ને વળી હવારે ખેતરવે પણ ઝટ પોંસી જઇસ! લ્યો બાપુ, આ તમારી મોહોર ને બોલી નાંખો કે અનટર સેનું સે! જોત્ર, માબાપ હાચું કેજો!" ગામડીઆએ ઉલટમાં આવી જણાવતાં સીપાઇના હાથમાં મોહોર મૂકી.

"અહો! એમાં શું મ્હોટી વાત! અત્તર વાપરતાં માથે ધોળાં આવ્યાં!" પોતાના ખીસ્સામાં મોહોર સેરવતાં સીપાઇ બોલ્યો, અને શીશી ઉઘાડીને સુંઘતાં તેને તમર આવી તે જમીનપર પડી બેભાન થઇ ગયો. તરતજ પેલા ગામડીયાએ પોતાના શરીરે ઓઢેલી ચાદરમાં તેની ગાંસડી બાંધી, અને ઉંચકીને ત્યાંથી જંગલમાં કુમાર અને ચતુર બેઠા હતા ત્યાં જઇ ગાંસડી ઉતારી કહ્યું "લ્યો આ શીકાર!" આ ગામડીયો વીજય હતો, એ વાંચનારને ઓળખવાની જરૂર નથી.

"કોનો શીકાર લાવ્યો ભાઈ વીજય?" ચતુરે પૂછયું.

"રાજા બલદેવસિંહના કીલ્લાપરના પહેરેગીરનો! હવે એને પૂછી જોઇએ!" સીપાઇની ગાંસડી છોડતાં વીજયે જણાવ્યું

"એની પાસેથી કંઇ ખબર નહીં મળે તો વળી બીજો ઉપાય લઇશું !" આમ કહેતાં તેણે પોતાની પાસેની ભુકી સુંઘાડી સીપાઇને શુદ્ધિમાં આણ્યો. શુદ્ધિમાં આવતાં જંગલમાં બે બહાદુરો અને પેલા ગામડીઆ સામે પોતાને ઉભેલો જોઇ સીપાઈ ડરી ગયો. તે કંઇ બોલે તે પહેલાં વીજયે પૂછ્યું, "હું પૂછું તેનો સત્ય જવાબ આપજે ! બોલ તમારી મહારાણી કયાં છે ?" સીપાઇના હાથ પગ બાંધેલા હોવાથી તેણે જાણ્યું કે કહ્યા વગર છુટકોજ નથી તેથી જણાવ્યું "મહારાણી ઘણા દીવસથી કોણ જાણે કયાં ગૂમ થઇ ગયાં છે! હજી તેમની કંઇ ભાળ મળી નથી !" સીપાઇનું આ કહેવું ચતુરને ખરૂં લાગ્યું, અને તેણે ગંભીર અવાજે કુમારને કહ્યું "રાજકુંવરીની શોધ કરતાં ઘણા દીવસો લાગશે માટે કુમાર, તમે સેનામાં જાઓ ! હું રાજકુંવરીની શોધ કરવાની ગોઠવણ કરૂં છું !"

"સેનામાં જઇ શું કરીએ ?" કુલીને નિરાશાસહ કહ્યું.

"તમે સેનાનો બંદોબસ્ત નહીં રાખો તો આપણે બીજી આફતમાં આવી પડીશું ! કુમાર, તમે સમજુ છો ! રાજા બલદેવસિંહની જાણમાં આવશે તો તે ફરી લડાઇ શરૂ કરશે ! વળી મહારાજા રામસિંહજી આ સમાચાર સાંભળી ચિંતા કરશે, અને મહારાજાજીના દુઃખની તો સીમાજ રહેશે નહીં !" ચતુરે તેને સમજાવવા માંડયો.

"ભાઈ, જ્યાં હૃદયનું જીવનજ નથી ત્યાં દુનિયામાં બીજાની અમારે શા માટે ચિંતા કરવી !" કુલીને દ્રઢ અવાજે કહ્યું.

"કુમાર, આમ ધીરજ છોડી દેશો તો પછી અમારી હિંમત કેમ રહેશે ! અમે નાઉમેદ બની કાંઇ સેવા બજાવી શકીશું નહીં !" આમ ચતુરે કુમારને બહુ સમજાવ્યો ત્યારે તેણે કહ્યું "ઠીક ભાઇ, અમે આવતી કાલે પાછા ફરીશું, એટલામાં જો વ્હાલીની કંઈ ભાળ મળી તે ઠીક નહીંતો શેરગઢ જઇ સેના સહીત વીજયગઢપર ચઢી આવી અમે લડાઇ શરૂ કરીશું !" આ સઘળી વાતચીત તેમણે પેલો સીપાઇ સાંભળી ન શકે એવી રીતે કરી હતી. પછી ચતુરે પેલા સીપાઇને એક ઝાડના થડ સાથે બાંધી વીજયને કહ્યું "ભાઇ, તું અત્રે કુમાર પાસે રહેજે

એટલામાં હું તપાસ કરી આવું છું!" પછી કુલીનની આજ્ઞા લઇ ચતુર કેદ પકડાયલા સીપાઇનું સ્વરૂપ ધારણ કરી ત્યાંથી વીદાય થયો. જંગલમાં કુમાર અને વીજય બેઠા હતા ત્યાં ઝાડી ઘણી ઘીચ હતી. ચતુરના જવા પછી કુમાર અને વીજય એક પહોળી શીલાપર બેસી વાતચીત કરતા હતા. પ્રાતઃકાળનો સમય થવા આવ્યો હતો, એટલામાં પૂર્વ દીશા તરફથી કોઇએ ફેંકેલો એક પથ્થર કુમાર પાસે આવી પડયો. કુમાર અને વીજય અજાયબ થઇ જે તરફથી પથ્થર આવ્યો હતો તે તરફ જોવા લાગ્યા, એટલામાં તેમની પાસે એક બીજો પથ્થર આવી પડયો. તરતજ વીજયે બૂમ પાડીને પૂછયું "ઝાડીમાં સંતાઈ દૂરથી પથ્થર મારનાર કોણ હીચકારો છે? હિંમત હોય તો સામે આવે!"

"સિંહ સરખી ગર્જના કરી બહાદુરીનું ડોળ ઘાલનાર શીઆળને દૂરથીજ મારવો જોઇએ!" ઝાડીમાંથી અવાજ આવ્યો, જે સાંભળતાંજ કુમાર ગુસ્સામાં મ્યાનમાંથી તલવાર ખેંચી ઉભો થઇ જે તરફથી અવાજ આવ્યો હતો તે તરફ ધસ્યો, પણ વીજયે તેનો હાથ પકડી જતો અટકાવી કહ્યું "કુમાર, આપ ઉભા રહો! હું એ હરામખોરને હમણાં પકડી લાવું છું!" આમ કહી કુમારને ત્યાં ઉભો રાખી વીજય તે તરફ ધસ્યો. થોડેક જતાં એક બીજો પથ્થર તેના પગ પાસે આવી પડયો. તે વધુ ગુસ્સે ગઇ તે તરફ દોડયો, તો છેટે એક માણસ જણાયો, પણ ઝાડો ઘીચ હોવાથી અંધકારને લીધે તે કોણ હતો તે ઓળખી શકાયું નહીં વીજયને પોતાની તરફ ધસી આવતો જોઇ એક પથ્થર ફેંકી તે માણસે નહાસવા માંડયું, એટલે વીજય પણ તેની પાછળ ધાયો, ઝાડીમાં આડા અવળા ચકરો ફરીને તે માણસ થોડી વારમાં અદ્રશ્ય થઇ ગયો વીજય તેને ચારે તરફ શોધવા લાગ્યો. પ્રભાત થવાથી સૂરજનો પ્રકાશ ધીમે ધીમે વધવા માંડયો, તોપણ વીજય તે માણસને શોધી શકયો નહીં. છેવટે થાકીને લાચાર થઇ જે સ્થળે કુમારને છોડી પોતે નીકળ્યો હતો ત્યાં તે પાછો ફર્યો પણ કુમારને ન જોવાથી તે કદાચ આટલામાં ફરતો હશે તેમ ધારી આસપાસ શોધ કરતાં પણ કુમાર નજરે ન પડવાથી તેમજ ઝાડ સાથે બાંધેલ સીપાઇ

પણ ન દેખાયાથી તેના હોંસ ઉડી ગયા. અનેક અમંગળ શંકાઓ તેના મનમાં પસાર થવા લાગી. નિરાશ થઇ તે શીલાપર બેસી જઇ કપાળે હાથ મૂકી શું કરવું તેના વિચારમાં પડયો-" અરેરે હવે કુમારને કયાં શોધુ ? શોધતાં બહુ દૂર નીકળી જાઉં અને પાછળથી અત્રે ભાઇ ચતુરસિંહ આવતાં અમને ન જોય તો તેમની કેવી સ્થિતી થાય ?" વળી ઉઠીને આશામાં ચારે બાજુએ ઘણી વાર સુધી ભટકયો, અને નિરાશ થઇ પાછો તેજ સ્થળે આવી આંસુ સારતો બેઠો. આમ વારંવાર કુમારની શોધ કરી થાકયો, પણ ભાળ મળી નહીં. કુમાર કયાં ગયા હશે, તેની મુંઝવણમાં ચતુરના આવવાની રાહ જોતો તે ત્યાંજ બેસી રહ્યો. આ તરફ સીપાઇના સ્વરૂપમાં નીકળેલો ચતુર વીજયગઢમાં રાજમહેલના કીલ્લાના દ્વાર આગળ જઇ પહોંચ્યો. પ્રભાત થવાથી જાગી ઉઠેલા કેટલાક સીપાઇઓ તેને જોતાંજ બોલી ઉઠયા. " જયરાજ, કયાં ગયો હતો ? પહોરો મૂકીને ગયો તે કેવો ઘોંટાળો થઇ ગયો ! બદ્રીનાથજી પહોરાની તપાસ કરવાને આવ્યા હતા તે તને ન જોવાથી ગુસ્સે થઇ શોધવાને ગયા છે ! ભાઇ, જરા અમને કહી તો જવું હતું ? તારા પાપમાં અમારી પણ સાથે કમ્બખતી આવી !"

" ભાઇઓ, મારી તબીયત ઓચીંતી એટલી બધી બગડી આવી અને પેટમાં એવો દુખાવો થયો કે કહેવાની વાતજ નહીં. દીશાએ ગયો તેમાં વખત થઈ ગયો !" જયરાય સીપાઈના સ્વરૂપમાં ચતુરે કટાણે મુખે જણાવ્યું, અને જાણે પેટમાં પાછો દુખાવો ઉપડી આવ્યો હોય તેવું ડોળ ઘાલી પેટ દાબતો બોલ્યો " ભાઇઓ, હજી પણ પેટમાં ગરબડ ચાલુજ છે ! કંઇ મરવાને નોકરી કરવી નથી ! શ્વાસ છે તો બધુંએ છે ! મરવું નથી કંઇ ! પાછળ છઈયાંછોકરાં ખાવાવાળાં છે ! સંભાળજો ભાઇઓ, હું તો પાછો જાઉં છું !" આમ કહેતાં જાણે પેટમાં બહુ દુખાવો થતો હોય તેમ પેટ દાબીને આપણો વેષધારી જયરાય દોડતો ચાલ્યો ગયો. બદ્રીનાથ સીપાઇની શોધમાં ગયો છે એવું પહોરેગીરોને મુખેથી જાણી ચતુર સાવધ થઇ ગયો. પોતે સીપાઇના વેષમાં ત્યાં વધુ વાર રહેતાં બદ્રીનાથ આવી પહોંચશે, તો જરૂર ઓળખી જશે,

એમ ધારી ત્યાં ન રોકાતાં થોડેક દૂર એકાંત સ્થાનમાં જઈ તે એક ભીખારીનું સ્વરૂપ ધારણ કરી રસ્તાની બાજુએ ભીખ માંગવા બેઠો હોય તેમ બદ્રીનાથના આવવાની રાહ જોવા લાગ્યો. થોડી વારમાં સામેથી બદ્રીનાથ આવતો જણાયો. તેની પાછળ કાસમ પોતાની પીઠપર એક મ્હોટી ગંસડી ઉચકીને જે સીપાઇનું સ્વરૂપ ચતુર ધારણ કરી આવ્યો હતો, તેની સાથે આવતો હતો. બદ્રીનાથને આવી રીતે આવતો જોઈ ચતુર ચમકી વીમાસણમાં પડયો. તે પોતાના મનમાં બબડયો—"મામલો ગંભીર જણાય છે! આ સીપાઇને ઝાડ સાથે બાંધો તેની સામેજ કુમાર અને વીજય બેઠા હતા, છતાં એ કેવી રીતે છુટી આવ્યો હશે? જરૂર બદ્રીનાથ અને કાસમે કંઇ રમખાણ મચાવ્યું હશે! કાસમની પીઠપરની ગાંસડીમાં કુમાર અથવા વીજયમાંથી એક જણ હોવો જોઇએ!" પણ તે વખતે પોતે એકલો કંઈ કરી શકે તેમ ન હોવાથી ચતુર ત્યાં ગુપચુપ બેસી રહ્યો, અને તેઓ કીલ્લામાં દાખલ થયા, એટલે ઉઠીને જંગલમાં જે સ્થળે કુમાર અને વીજયને છોડીને આવ્યો હતો તે તરફ ઉતાવળે ચાલ્યો. ત્યાં પહોંચતાં વીજયને કપાળે હાથ દઇ ઉદાસ ચિત્તે શીલાપર બેઠેલો જોતાંજ નિઃશ્વાસ નાંખી ચતુર બોલ્યો "બસ• નક્કી કુમાર દુશ્મનના પંજામાં સપડાયા!" ચતુરનો અવાજ સાંભળી વીજય ઝબકીને ઉંચી નજર કરી ચતુરને જોતાં તેના પગમાં પોતાનું માથુ મૂકી મ્હોટેથી રડી પડી બોલી ઉઠયો "ભાઇ, કુમાર દુશ્મનના પંજામાં ખરેખર સપડાયા! હાય!" ચતુર પણ ઉદાસ થઇ શીલાપર બેસી ગયો, અને વીજયને ધીરજ આપી સઘળી હકીકત પૂછવા લાગ્યો. વીજયે દુ:ખી અંતઃકરણે સઘળી બીના કહી, અને છેવટે ગળગળે સાદે કહ્યું "ભાઇ, મારી મૂર્ખાઇનું આ પરીણામ છે! કુમારને છોડીને હું ન ગયો હોત તો તે કદી ફસાત નહીં! મારી એ કસુરને માટે હું ભારે શીક્ષાને લાયક છું!" આટલું કહી તે હાથ જોડી નીચું મસ્તક કરી ઘુંટણીએ પડયો ચતુરે તેનો હાથ પકડી પોતાની પાસે બેસાડી કહ્યું "ભાઇ, તારી ભૂલ નથી! ભાવી મીથ્યા થતું નથી! દૈવ આપણાપર રૂઠયો છે! ચારે તરફથી આપણાપર આફતો આવી પડે છે! સુકુમાર કાન્તાકુંવરી

અને ચકોરી કોણ જાણે કેવી વીપદમાં હશે, તેની આપણે માથે ચિંતા હતી, તેમાં કુમાર દુશ્મનના હાથમાં સપડાઇ ગયા! ગજબ થયો! આપણે મહારાજાને શું મુખ બતાવીશું! દૈવની ગતી પ્રબળ છે! સાત સાંધતાં તુટે તેર, વીધી રૂઠી વરસાવે કેર!" આમ બોલી ચતુરે એક ઉંડો નિશ્વાસ નાખ્યો. વીજયની આંખમાંથી હજુ આંસુ પડવાં ચાલુ હતાં. થોડી વાર સુધી બંને અબોલ બેસી રહ્યા બાદ જાણે ઉંઘમાંથી જાગૃત થયા હોય તેમ ચતુર એકાએક બોલી ઉઠયો "છટ છટ! આપણે કેવા મૂર્ખ છીએ! આટલામાં નાહિંમત બની જઈ માથે હાથ મૂકી બાયલાની માફક રડતા બેઠા છીએ! સંકટ એ હિંમત અને દ્રઢતાની કસોટી છે! ભવસાગરમાં આફતરૂપી ઉછળતા તરંગોમાં પડેલી જીવન નાવને ખરાબે લાધતી બચાવી સહીસલામત કીનારે લાવવાને હિંમત અને દ્રઢતારૂપ સુકાનીઓની જરૂર છે! આપણે એમનોજ ત્યાગ કરીએ, એ કેવી મૂર્ખાઇ! બસ, ભાઇ ઉઠ! ઇશ્વરપર ભરોસો રાખી પડેલી આફત સામે લડીશું! જંગલે જંગલ ભટકી વીકટમાં વીકટ પહાડો ઓળંગી, અને ઉંડી ખાઇઓ વટાવી કુંવરીની શોધ કરીશું! હિંમત છે તો પ્રભુની સહાય છે!" આમ બોલતાં તે ઉઠયો, અને વીજય સહીત એક દીશા તરફ ચાલ્યો.

---

## પ્રકરણ ૨૭ મું.

### પ્રેમપર સજ્જડ ફટકો—શુભ આગમચેતી.

રાજા બલદેવસિંહના ખાસ મહેલના એક ઓરડામાં લોખંડના મજબૂત સળીયાવાળા દરવાજાની ઓથે કુલીન કુમાર હાથપગમાં મજબૂત બેડીઓ સહીત બેઠો હતો. તેનાં મુખપર ઉદાસી છવાઇ રહી હતી. દરવાજાપર સ્રીઓ કમ્મરે આબદાર છરાઓ લટકાવી પહેરો ભરતી હતી. અસહ્ય દુઃખના ભાર તળે દબાયલો કુમાર નિસાસા નાંખતો ધીરે ધીરે મુખમાંથી ઉદ્ગારો કહાડતો હતો. "હાય! વહાલીની ભાળ મળવાથી પણ શો ફાયદો? અરેરે! એ માધુરી કયાં હશે? પહેલાં તો એમ માનવાને કારણ

હતું કે બલદેવસિંહના પંજામાં હશે, પણ હવે શું અટકળ કરી શકાય? વહાલી! તમારી વિરહવેદના કારાગૃહની આ બેડીઓના દુઃખ કરતાં વધુ પિડા કરે છે! હવે તો કાન્તા સહીસલામત પોતાનાં માતપિતાની માયાળુ છાયામાં મહાલે છે, એટલી આનંદદાયક ખબર મળે, તો આ કેદખાનામાં ક્ષુધા અને તરસ વેઠી મરવામાં પણ સ્વર્ગ સરખું સુખ માનીશું! હૃદયાધાર! તમારી સલામતીના સમાચાર મળ્યા નથી, ત્યાંસુધી આ જીવન અસહ્ય થઇ પડયું છે! પ્રેમીની! આ સમયે તારી શોધમાં જંગલે જંગલ ભુખ્યા તરસ્યા ભટકતા હોત, પગમાં કાંટાઓ વાગીને રૂધીરની ધારા વહી રહી હોત અને એવા અનેક કષ્ટ સહન કરવામાં પણ સુખ માનત! વીધી, આવી દયાહીન શા માટે થઇ!! દૃઢ અને સત્ય પ્રેમના ઉપાસકની આરાધનામાં આમ ખલલ કરવામાંજ, હે દયાહીન દઇવ, શું તું આનંદ માને છે? શું એજ તારૂં કર્તવ્ય છે? અરેરે! ભાગ્યદેવી! અમારા હાથપગ આમ બાંધીને અમારો પ્રેમપંથ પૂર્ણ કરવામાં અમને અશક્ત કરવાથી તને શો લાભ છે? પ્રભુ, તું જગતપાલક કહેવાય છે છતાં દયાહીન કેમ થયો છે!” આમ મનમાં બબડતો ઉંડા નિઃશ્વાસ નાંખતો કુમાર બેઠો હતો. આ ઓરડાની સામે એક સુંદર મંડપ હતો, જેમાં ચાર પાંચ ઝુંમરોમાં પ્રકાશીત રોશની થઇ રહી હતી. કુમારનું ચિત્ત અનહદ વ્યાકુળ બની રહ્યું હતું. તેણે ઉંચું મસ્તક કરી તે મંડપ તરફ નજર કરી, એટલામાં ચાર પાંચ દાસીઓ ઉતાવળે ત્યાં આવી બીજા દીપકો પ્રગટાવી ચાલી ગઇ. થોડી વારમાં બીજી દાસીઓ આવી મખમલના બુટાદાર ગાદી તકીઆ ત્યાં બીછાવવા મંડી ગઈ. આમ સઘળી તૈયારી કરી દાસીઓ કોઇના આવવાની રાહ જોતી હોય તેમ દરવાજા તરફ આતુરતાથી જોતી ઉભી રહી. આ સર્વ સજાવટ શા માટે કરવામાં આવી હશે તેમજ પોતાને તે સ્થાનમાં કેદ કરવામાં રાજા બલદેવસિંહની શી મતલબ હશે તે માટે કુમાર ઉંડા વિચારમાં પડયો. થોડી વારમાં રાજા બલદેવસિંહ સુંદર પોશાક અને આભુષણો સજીને આવી દરવાજાની સામે ગોઠવેલા આસને બેઠો. તેની સાથે બે સ્વરૂપવાન યુવતીઓ સુંદર વસ્ત્રા-

ભુષણ સજી હંસગતીએ ચાલતી આવીને તેની બંને બાજુએ બેસી ગઇ. તેમને જોતાંજ કુલીન ચમક્યો, બ્હાવરો બની ગયો. વાંચનાર, કુલીને એવું તે શું જોયું? અરે, આ શું? રાજા બલદેવસિંહના બંને હાથમાં હાથ નાંખી જમણી બાજુએ કાન્તાકુંવરી અને ડાબી બાજુએ ચકોરી હસ્તે મુખે બેઠી છે! વાંચનાર, કાન્તાકુંવરીને આપણે વારંવાર જોઈ હતી પણ આ સમયે વસ્ત્રાભુષણોથી તેના સૌંદર્યમાં ઘણો વધારો થયો હતો. તેમની સામે સોનાના જુદા જુદા થાળોમાં પાનસોપારી, એલચી, લવંગ, વગેરે મુખવાસની વસ્તુઓ અને અત્તરદાનીઓ ગોઠવેલી હતી. કુલીનને અનહદ ક્રોધ ઉપજ્યો, તે મનમાં બોલી ઉઠયો "અરે, આ શું? કાન્તા દુષ્ટ સંગે હાસ્યવીનોદ કરતી બેઠી છે! મારી તરફનો સ્નેહ શું તેણીના અંતઃકરણમાંથી છળી ગયો! અરે, મારી સામે આમ બેસતાં તેણીનું અંતઃકરણ સહજ પણ ડગતું નહીં હોય! શું એ જાણતી નહીં હોય કે સામેજ આ ઓરડામાં હું કેદ છું? નહીં એ જાણતી હશે કે–હશે શું છે! મારી તરફ આડી નજરે જોઇ મુખ મલકાવે છે! અરે! સાથે ચકોરીની મતી પણ કેમ બદલાઇ ગઈ! તે પણ ચતુર તરફનો સ્નેહ ભૂલી ગઇ શું! અરેરે, ચતુરને રાજા બલદેવસિંહના પંજામાંથી છોડવવાને તેણીએ કેટલી ઝહેમત ઉઠાવી હતી, તે દ્રઢ પ્રેમનો કયાં લોપ થયો! ભાઇ ચતુર, આ દેખાવ જોઇ તારા હૈયામાં કેવો કારી જખમ લાગશે? અરેરે, તે સમયેજ જો ચકોરીએ બલદેવસિંહ તરફ સ્નેહ બતાવ્યો હોત તો તને કંઇ ન થાત! ચકોરી, ચકોરી! આખરે આમજ કરવું હતું તો ચતુરને અંતઃકરણ શા માટે આપ્યું? દાસીપણામાંથી રાજ-કુંવરી સાથે મહારાણી બનવાનો તને પણ લોભ થઇ આવ્યો! હાય! સ્ત્રીઓ કેવાં ચળીત અંતઃકરણની હોય છે! ભોળા પુરૂષો સ્ત્રીઓપર વિશ્વાસ રાખતા હશે, તે કેવા મૂર્ખ હશે! અરેરે! ઉંચ કુળમાં જન્મેલી રાજકુંવરી નીચ બની પોતાના કુળગૌરવને કલંક લગાડનારૂં આચરણ કરે! હરી, હરી! શ્વાન સરખા ચળેલા ચિત્તની મોહીનીના રૂપમાં સંતાયલી ઝેરી નાગણ તરફ સ્નેહ દરશાવી, છેવટે આ વેદના સહન કરવાનું, ઓ દયા-હીન દઇવ, મારા ભાગ્યમાં શા માટે લખ્યું! બસ, પાપીણી,

વિશ્વાસઘાતીની, મારા જીવનનું સુખ તેં આજે હરી લીધું છે ! હવે જીવિત વ્યર્થ છે ! પણ સબુર ! ચંચળ ચિત્ત ઉતાવળો ન થા ! તું ઉડી જવાથી આ પાપીઓને તો ફાયદો થશે ! આ પાપીણીઓ સંસારમાં રહેશે તો તેમનો પાસ બીજી સ્ત્રીઓને પણ લાગશે, અને પાપીણીઓથી સંસાર ઉભરાઈ જશે ! એ કુલટાઓને સંસારમાંથી દૂર કરી પૃથ્વીનો ભાર ઉતારીશ ! હીચકારા બલદેવ ! કાન્તા અને ચકોરીનું સુખ તું વધુ મેળવવા નહીંજ પામે ! છટ, છટ ! એ વિશ્વાસઘાતીઓના પાપી નામ લઇ હું કેમ અપવિત્ર થાઉં છું ! પણ અરે ! સ્ત્રીજાતીપર તલવાર ઉપાડવી એ હીચકારાનું કામ વીરપુરૂષો કરી પોતાના વીજયી હાથને કલંક લગાડતા નથી ! પણ હવે વીરપુરૂષો સાથે, દુનિયા સાથે મારે શો સંબંધ છે ? સંસારમાં મારે કોઇની સાથે સંબંધ રહ્યોજ નથી ! મારે ને વીરતાને શું લાગેવળગે ? એજ ઉત્તમ માર્ગ છે, એમાંજ દુનિયાનો લાભ સમાયલો છે ! પાપીણીઓનો નાશ કરી સંસારને નિષ્કલંકી બનાવવા આ બંનેને મારીને પછી મારા પ્રાણ પણ ત્યાગ કરીશ ! ભાઇ ચતુર પણ મારી પાછળજ આવશે ! લોભી મન, કેમ બીજી વસ્તુમાં લુભાય છે ! કોઇની મારે હવે શા માટે ચિંતા કરવી ! આ જીવનનું છેવટનું કર્તવ્ય કરવામાં વીલંબ શા માટે કરૂં છું ! હૃદય, દ્રઢ થા – ચિત્ત સ્થિર થા ! લડાઇમાં વીજય મેળવનાર બાહુ તૈયાર થાઓ ! માતા હિંમત, આ બાળકને એક વાર છેવટની સહાય કરજો !" એટલામાં કાન્તાએ સ્નેહથી રાજા બલદેવસિંહના કંઠમાં પોતાનો હાથ નાંખીને તેની છાતીપર પોતાનું મસ્તક ટેકવી કેદ પડેલા કુલીન તરફ આડી નજરે જોયું. આ દેખાવ કુલીનથી જોઈ શકાયો નહીં, તે મનમાં બોલી ઉઠયો—"હવે હદ થઇ ! નથી જોવાતું–નથી સહેવાતું !" ગુસ્સામાં કુલીનનું આખું શરીર ધ્રુજવા લાગ્યું. લાલ થયલી આંખોમાંથી અગ્નિ વરસી રહ્યો. ગુસ્સામાં એક આંચકો મારી તેણે પોતાના હાથપગમાંની બેડીઓ મ્હોટા અવાજ સાથે તોડી નાંખી. અને બંધ દરવાજાને એવા જોરથી લાત મારી કે એક બારણું ભાંગીને જમીનપર પડયું. ભુખ્યા છેડાયલા સિંહની માફક બલદેવસિંહ તરફ ધસી જઈ, તેની સમક્ષ પડેલી

તેનીજ તલવાર ત્વરાથી ઉપાડી લઇ તેણે એકેક ઝટકે કાન્તા અને ચકોરીનાં મસ્તક છેદી નાંખ્યાં. આ બનાવને વરણવતાં જેટલો સમય લાગ્યો, તેથી ઘણાંજ ટુંક સમયમાં તે ખરેખર બની ગયા. રાજા ગભરાઇને એકદમ ઉભો થઈ ગયો. કુલીનનું અસાધારણ બળ તથા વીકાળ સ્વરૂપ જોઇ તે સ્તબ્ધજ થઇ ગયો. તેની હિંમત તેને તજી ગઇ. પહેરો ભરતી દાસીઓ પણ જ્યાં ઉભી હતી ત્યાંજ પૂતળાની માફક સજડ થઇ ગઈ, અને કેટલીક તો બેશુદ્ધ થઇ પડી. આ સર્વ વચમાં કુમાર હાથમાં લોહીની ખરડાયલી તલવાર પકડી સિંહની માફક ચારે તરફ વીકાળ નજર કરી ઉભો હતો, એટલામાં ચતુર અને વીજય કુદકા મારીને ત્યાં આવી ઉભા. અને ચતુર બોલી ઉઠયો-" વાહ કુમાર ! ખરી બહાદુરી ! સિંહણની કુખ દીપાવી !" આમ કહેતાં તેણે પોતાની કમ્મરે વીંટાળેલ ચાદર ઉખેડીને બલદેવસિંહના ગળામાં નાંખી જોરથી એવો આંચકો માર્યો કે તેના પગ ઠરી શકયા નહીં, અને તે જમીનપર પડયો. વીજયે કુદકો મારી તેની છાતીપર ચ્હડી બેસી પોતાના હાથમાંની બેહોશીની ભુકી સુંઘાડી દીધી, જેની અસરથી તે તરતજ બેભાન થઇ ગયો. વીજયે તેની ગાંસડી બાંધી પીઠપર ઉપાડી લીધી, એટલે ચતુરે કુમાર તરફ ફરી ઉતાવળે કહ્યું " કુમાર, મારી સાથે ચાલો ! તમારી હાલત કેવી છે, તે હું સારી પેઠે જાણું છું !" આમ કહેતાં કુમારનો હાથ પકડી તે ત્યાંથી ચાલ્યો. જે માર્ગે તેઓ આવ્યા હતા, તે માર્ગે બહાર ગયા, પણ ત્યાં ઉભેલી દાસીઓમાંથી કોઇએ પોતાના રાજાને ઉપાડી જતા જોવા છતાં તેમને અટકાવવાની હિંમત કરી નહીં. કુમારનું ચિત્ત તદન બદલાઇ ગયું હતું. માતપિતાની ચિંતા, શેરગઢના રક્ષણનો વિચાર, ચતુર તરફનો સ્નેહ એ સર્વ તેના અંતઃકરણમાંથી દૂર થઇ ગયાં હતાં. પૂતળાની માફક તે ચતુર સાથે કીલ્લાની બહાર આવ્યો. બલદેવસિંહની ગાંસડી પીઠપર ઉપાડી વીજય આગળ આગળ ચાલતો હતો, જેની પાછળ ચતુર કુલીનનો હાથ પકડી જતો હતો. તેઓ કયાં જતા હતા તેનું કુમારને ભાન નહોતું. પ્રહર દીન ચડતાં સુધીમાં તેઓ ઘણે દૂર ઘીચ જંગલમાં જઇ પહોંચ્યા, એટલે ત્યાં વિશ્રામ લેવાના વિચાર

રથી ચતુરે વીજયને તેની પીઠપરથી બોજો ઉતારવાનું કહ્યું. વીજયે ગાંસડી એક બાજુએ મૂકીને પોતાની કમ્મરે વીંટાળેલો દુપટો છોડી કુમારને બેસવા માટે ત્યાં પાથર્યો. ચતુરે તેને બેસવાનું કહ્યું, પણ તે દીંગમૂઢ સરખો નીચી નજરે ઉભોજ રહ્યો. કુમારની આવી હાલત જોઈ ચતુર ગભરાયો. કુમારના ચહેરાપર ફીક્કાસ છવાઈ રહી હતી. ચતુરે તેને બેસાડવાને તેનો હાથ ખેંચ્યો, એટલે તે બેસી ન જતાં ચતોપાટ પડી ગયો. આથી તેના માથામાં એક પથ્થર વાગ્યો અને લોહી વહેવા લાગ્યું. આંખોના પાંપણ ખુલ્લાજ રહી કીકીઓ સ્થિર થઇ ગઇ. બેભાન હાલતમાં કુમાર લાંબા શ્વાસ લેવા લાગ્યો. આ જોઇ ચતુરની હિંમત જતી રહી. કુમારનાં જીવન માટે તેના મનમાં ચોર પેસી ગયો, તેનું હઇયું હાથથી જતું રહ્યું અને તે મ્હોટેથી રડી પડયો. વીજયનું હઇયુ પણ ભરાઇ આવવાથી કલ્પાંત કરવા લાગ્યો. "હાય, કુમાર! શું તમે ખરેખર દુનિયાનો ત્યાગ કરી ચાલ્યા ગયા!" કુમારનું મસ્તક પોતાના ખોળામાં મૂકી તેના મુખ તરફ જોઈ ચતુર રૂદન કરવા લાગ્યો. "અરેરે! કયે કાળ ચોઘડીએ કાન્તાકુંવરી માટેના પ્રેમના અંકુર તમારા અંતઃકરણમાં ફુટી નીકળ્યા કે આજે આ સમય આવ્યો!" ચતુર કંઇ આગળ બોલે તે પહેલાં પાછળથી ગંભીર અવાજ સંભળાયો—"નહીં! કુમારની જીવનદોરી બહુ લાંબી છે! કાન્તાકુંવરી તરફના પ્રેમના બીજ શુભ મૂહુર્તમાં રોપાયલાં છે, અને તેમને અંકુર ફુટી યોગ્ય સમયે મીઠાં ફળ આવશે જેનું અપૂર્વ સુખ કુમાર ભોગવશે! કાન્તાકુંવરી સાથે પરણી કુમાર વીજયગઢના રાજ્યાસને બીરાજશે અને અન્ય દેશો ઉપર પણ તેની વીજયી ધ્વજા ફરફરશે! કાન્તાકુંવરીની કુખે બે પુત્ર રત્ન પાકશે. જેઓ પણ પોતાના પિતા કરતાં અધીક તેજસ્વી અને પરાક્રમી નીવડી દુનિયામાં નામના કરશે!" આ સાંભળતાં ચતુર અને વીજય રૂદન કરતા અટકી જઇ તે અવાજ કયાંથી આવ્યો અને કોણ બોલતો હતો તે જાણવા આતુરતાથી આસપાસ જોવા લાગ્યા. અંતકાળની પથારીએ પડેલા મનુષ્યને ફરી જીવન આપનાર અમૃત સરખા ઉપલા વચનોએ ચતુર અને વીજયના અંતઃકરણમાં મીઠી અસર કરી. ચતુર બોલી ઉઠયો "અમૃત સરખા

આ વચનો કોણ બોલ્યું ? કુમાર બે તેજસ્વી અને પરાક્રમી પુત્રરત્નના પિતા થશે ! કેવી આનંદદાયક ખબર ! શું આ આકાશવાણી હશે ? કેમ જાણી શકાય ! કોને શોધું ? કયાં શોધું ? વીજય ઉઠીને જે તરફથી અવાજ આવ્યો તે તરફ શોધતો હતો, એટલામાં અવાજ પાછો સંભળાયો "અરે, આ તરફ શોધો !" તરતજ ચતુરે પાછળ ફરી ઉંચી નજર કરી તો શાંતીનાથ જોશી એક ઝાડપરથી ઉતરતો જણાયો, જેને જોઇ તેમની અજાયબીમાં વધારો થયો. શાંતીનાથ ચતુરની સામે આવી બોલ્યો "આપ મને જોઇ અજાયબ થશો નહીં, ભવિષ્યમાં બનનારી સઘળી બાબતો મેં સત્ય કહી છે. રાજા બલદેવસિંહનું નીમક ખાઇને હું આપના હીતની ખબરો શા માટે આપું છું, તે માટે મનમાં અંદેશો આણવાની જરૂર નથી કેમકે, હું એમ શા માટે કરૂં છું તેનું કારણ પણ ટુંક સમયમાં તમારા જાણવામાં આવશે. અને આપ મને આપનો એક ખરો સ્નેહી ગણશો, પણ પહેલાં કુમારને સચેત કરવાની તજવીજ કરીયે !" આમ કહી તેણે આસપાસ નજર કરી ત્યાં જંગલમાં ઉગેલી આસમાની રંગના ફુલવાળી ઝીણાં પાંદડાઓ સાથેની એક જડી તોડીને પોતાના હાથમાં ચોળીને તેના રસના બે ટીપાં કુમારની ઉઘાડી રહી ગયલી આંખોમાં રેડયાં, અને હાથમાં કુચો રહ્યો હતો તેની લુગદી કરીને તેના તાળવામાં મૂકી. થોડી વારમાં કુમારની આંખોનો રંગ બદલાઇ મીચાઇ ગઈ. ધીમે ધીમે હાથપગમાં ગતી આવવા માંડી અને ઉપરાચાપરી ત્રણ છીકો આવવાની સાથેજ કુમાર શુદ્ધિમાં આવી આસપાસ નજર કરતો અજાયબીમાં બેઠો થયો. પોતાની સામે શાંતીનાથ જોશી તેમજ ચતુર અને વીજયને બેઠેલા જોઇ તેણે પૂછયું "અમને શું થયું હતું ?" હવે ચતુર અને વીજયના આનંદનો પાર રહયો નહીં. આનંદથી ઉછળતા અંતઃકરણને ચતુરે સઘળી વીતક વાત કુમારને કહી, જે જાણતાંજ શાંતીનાથ જોશીને નમન કરીને કહ્યું "જોશીરાજ, અમારા ઉપર આપે આટલી બધી કૃપા શા માટે કરી તે સત્વર જણાવો !"

"કુમાર, સઘળી પ્રભુની માયા છે !" જોશીજીએ જવાબ આપ્યો "રાજા બલદેવસિંહને માણસની કદર નથી. ગુણવાનનું

તે સન્માન કરતો નથી પણ બેહદ સ્વાર્થી અને અધર્મિ છે! કોઇ સેવકે વર્ષો સુધી તેની સારી સેવા બજાવવા છતાં એકાદ કામ જો તેને હાથે બગડી જાય તો તે બીચારાની વર્ષોની નિમકહલાલી ધુળ મળી જાય છે, અને નફામાં તેને ભારે શીક્ષા સહેવી પડે છે! તેવા પાપી, બેકદર અને દરેક રીતે નાલાયક રાજાની સેવામાં મારા સરખો એકમાર્ગિ લાંબો સમય કેમ ટકી શકે? બલદેવસિંહની સેવામાં દરેક રીતે મારે નિરાશ થવું પડયું છે, તેથી આપની સેવામાં આ દેહ અર્પણ કરવાનો મેં નિશ્ચય કર્યો છે, કેમકે આપ કદરદાન છો! મારી સત્યતા પૂરવાર કરી આપની સેવામાં મને અંગીકાર કરવા આપને રીઝવવાને ઘણા દીવસથી તક શોધતો હતો, તે આજે મળી છે. બલદેવસિંહની ચાલાકી અને ઠગાઈથી ભૂલાવામાં પડી જવાથી આપનાપર આજે ભારે સંકટ આવી પડનાર છે, તેનો ભેદ ખુલ્લો કરી મારી સત્યતા દાખવવા હું આવ્યો છું!" પંડીતજીના છેલ્લાં વાકયે સર્વને ચમકાવી દીધા. ત્રણે જણ તેની પાસે ખસી બેઠા. "બલદેવસિંહે ઠગાઇની શી બાજી રચી એ સર્વ હકીકત હું જણાવું છું!" શાંતીનાથે ગંભીર અવાજે કહ્યું "રાજાની હંમેશાં એવી રીતી છે કે જ્યારે કોઇ મ્હોટું કામ કરવાની તેની ધારણા હોય ત્યારે તે વિષે પ્રથમ તે મારી સલાહ લે છે પછી તે કામ કરવાની હું સંમતી આપું યા ન આપું તોપણ તે પોતાના મનનું ધાર્યુંજ કરે, અને તેમાં ઘણોખરો નાસીપાસ થાય! બદ્રીનાથને પણ રાજાની એ રીતી પસંદ નથી."

"પણ અમારી સામે બલદેવસિંહે શી બાજી રચી હતી તે જણાવો જોશીજી!" કુમારે આતુરતાથી પૂછયું.

"હવે હું તેજ બાબતપર આવું છું!" શાંતીનાથે જવાબ આપ્યો "રાજા બલદેવસિંહે ગઇ રાતે ઠગાઇની જાળ બીછાવી હતી, તે માટે મારી સલાહ માંગતાં મેં ના પાડવા છતાં પણ તેણે તેમ કર્યું તો આખરે તેમાં તે નિષ્ફળ થયો, અને નફામાં પોતાના બે કીંમતી ઝવેરો ખોઇ બેઠો, જેનો ખુલાસો કુમાર, આપની તરફથી એક કબૂલાત આપવામાં આવે તો જણાવું!"

"શું કબૂલાત જોઇએ છે? અમારાથી બની શકશે તે તમારે માટે કરવાને તૈયાર છીએ!" કુલીન બોલી ઉઠયો.

"જોશીરાજ, કુમારની આપે જે સેવા બજાવી છે, અને તેમ કરીને આપે અમારા ઉપર જે ઉપકાર કીધો છે, તેના નજીવા બદલા તરીકે તમો જે વચન માગો તે આપવાને હું તૈયાર છું!" ચતુર ઉત્સાહમાં બોલી ઉઠયો.

"બસ, આમજ અઇયારી કરી બલદેવસિંહના અઇયારોને પકડશો કે? ચતુરસિંહ, હું રાજા બલદેવસિંહનો જોશી! છતાં હું માગું તે વચન આપવાને તૈયાર થયા! હવે તમારી અત્યાર સુધીની મહેનતપર પાણી ફરી વળે, એવી તમારી પાસે કંઇ માંગણી કરૂં તો?" શાંતીનાથે પૂછયું.

"મ્હોટી ખુશીથી પૂર્ણ કરીશું!" ચતુર ભાર દઇને બોલ્યો. "જોશીજી, આપે જે કામ બજાવ્યું છે, તે આપનાપર વિશ્વાસ રાખવાને પૂરતું છે, અને તેના બદલામાં આ સમયે તો આપ જે માંગો તે આપવાને ફરી પણ કબૂલાત આપું છું! બોલો, આપની શી સેવા બજાવું!"

"ચતુરસિંહ, તમે તો ભોળા છો! જુઓ, ફરી વિચાર કરો! રાજા બલદેવસિંહની આજ્ઞા મૂજબ હું તમારી સંગે કંઇ ઠગાઇ રમતો હોઈશ તો?" શાંતીનાથે તેને વધુ કશી જોયો.

"ઠગાઇ રમતા હોત તો તમારી રીતભાત ઓરજ હોત! જોશીજી, હવે વધુ કશી જોવાની જરૂર નથી!" ચતુરે જણાવ્યું.

"ત્યારે હું મારી માંગણી રજુ કરૂં છું! કુમાર, તે મંજુર રાખવી પડશે?" શાંતીનાથે કુમાર તરફ જોઇ પૂછયું.

"મ્હોટી ખુશીથી જણાવો!" કુલીને જવાબ આપ્યો.

"મહારાજ, આ દાસની એટલીજ અરજ છે કે, આપના અઇયારોની સાથે મને પણ આપની સેવામાં રાખશો!" શાંતીનાથે હાથ જોડીને સવિનય જણાવ્યું. કુલીને ચતુર તરફ જોયું, અને તેપરથી તેની મનોવૃત્તિ જાણી ચતુરે સહર્ષ કહ્યું "કુમાર આપની માંગણી મંજુર રાખે છે!"

"બસ, હું મને ભાગ્યશાળી માનું છું! દુનિઆમાં આજે મારા સરખા સુખી થોડાજ હશે!" શાંતીનાથ બોલ્યો "મહારાજ, આજથી હું પ્રતિજ્ઞા લઉં છું કે, નિર્મળ અંતઃકરણથી આપની સેવા નિમકહલાલીથી બજાવીશ!" આથી ચતુર સ્નેહથી શાંતી-

નાથને ભેટી બોલી ઉઠયો–"જોશીજી, આપની મદદથી મને વધુ હિંમત આવી છે, અને હવે વીકટમાં વીકટ કામો હું સહેલાઈથી પાર પાડી શકીશ!"

કુલીને આનંદમાં આવી કંઠમાંથી મોતીઓની માળા ઉતારી શાંતીનાથને પહેરાવી. "જોશીજી, હવે તમારો ભેદ તો જણાવો! હજી તમારી હોંસ પૂર્ણ થઇ કે નહીં!" આટલી વાર સુધી મૂંગે મ્હોડે મનમાં મલકાયા કરતો વીજય બોલ્યો. "કાલ રાત્રીના બનાવનો ભેદ જણાવું છું." શાંતીનાથ ગંભીર અવાજે બોલ્યો "જયારે ચતુરસિંહ અને વીજયસિંહ સહીત આપ કાન્તાકુંવરીની શોધમાં નીકળ્યા ત્યારે માર્ગમાં આપને બદ્રીનાથ મળ્યો હતો, તે આપની ધારણા પામી જવાથી કુમારી અને ચકોરીને બીજે છૂપે ઠેકાણે રાખવાની ધારણાથી જે ગુફામાં તેમને રાખ્યા હતા ત્યાં આપની પહેલાં પહોંચી ગયો, પરંતુ તેના પહોંચવા પહેલાં રાજકુંવરી અને ચકોરી ત્યાંથી ગૂમ થઇ ગયાં હતાં–"

"તો રાજમહેલમાં તેઓ કયાંથી આવ્યાં?" ચતુરે પૂછયું.

"તે ભેદ પણ જણાવું છું!" શાંતીનાથે જણાવ્યું "કુમાર અને વીજયને ગુફા આગળ બેસાડી, ચતુરસિંહ ગયા બાદ વીજયગઢથી વીરકાળને લઇને આપની શોધમા નીકળેલો બદ્રીનાથ ત્યાં જઇ પહોંચ્યો. વીરકાળે ઝાડીમાં છૂપાઇ પથ્થર ફેંકયો, અને વીજયસિંહ પકડવાને ગયા એટલે ચતુરસિંહનું સ્વરૂપ ધારણ કરી આવેલો બદ્રીનાથ આપની સમીપ આવી ચાલાકીથી આપને બેહોશ કરી વીજયગઢ ઉપાડી ગયો!"

"ખરેખર!" કુલીન બોલ્યો "તેણે આનંદભેર આવી અમને કહ્યું કે કુંવરીના ભાળ મળી છે, અને તેણીને હાથે ગુંથેલી ફુલની માળા મારે માટે તે લઇ આવેલ છે, એમ કહી તે માળા અમને સુંઘવાને આપી–"

"બસ કુમાર!" ચતુર બોલી ઉઠયો "આપને ચેતવ્યા છતાં આ ત્રીજી વાર છેતરાઇ ગયા!" કુલીને કંઇ જવાબ આપ્યો નહીં. શાંતીનાથે આગળ કહેવા માંડયું "બલદેવસિંહની ચાલાકી તો હવેજ આવે છે! કુમારનાં હૃદયમાંથી કાન્તાકુંવરી તરફનો પ્રેમ ચળી જાય અને આપ નિરાશ થઇ એમની શોધ કરો નહીં

તે માટે ભૈરવનાથ અને ઘસીટાસિંહને કાન્તાકુંવરી અને ચકોરીનાં સ્વરૂપ ધારણ કરાવી તેમની સગે તે હાસ્યવિનોદ કરતો હતો, એટલામાં ક્રોધાયમાન થઈ આપે તેમને મારી નાંખ્યા!" આ સાંભળતાં કુલીન, ચતુર અને વીજયના આનંદનો પાર રહ્યો નહીં કુમાર હર્ષાવેશમાં બોલી ઉઠયો "પાપીએ ચાલાકીની અજબ બાજી રચી! પણ કુંવરી હાલ કયાં હશે?"

"ઇશ્વર કરશે તો તેમની આપણે સત્વર ભાળ મેળવીશું!" શાંતીનાથે ધીરજ આપી કુમારનું નાસીપાસ થયલું હૃદયું ફરી કાન્તામાં પરોવાયું નિર્દોષ કાન્તાને દોષીત ગણી મનમાં ધીક્કારવા માટે તે પસ્તાવો કરવા લાગ્યો. પ્રેમનો ઝરો ફરી વહેવા લાગ્યો. ભવિષ્યમાં શું કરવું, તેનો તેઓ વિચાર કરવા લાગ્યા.

"પ્રથમ રાજા બલદેવસિંહને કોઇ સ્થળે કેદ કરવાની જરૂર છે!" શાંતીનાથે પોતાનો વિચાર જણાવ્યો.

"રાજાને તો અમારી ગુફામાં રાખીશું!" ચતુરે જણાવ્યું

"પણ તેનું દ્વાર ઉઘાડવાની છૂપી ચાવી બદ્રીનાથ જાણી ગયો છે તેનું કેમ?" શાંતીનાથે શંકા બતાવી.

"એ દ્વાર બીજી રીતે છૂપી ચાવીથી બંધ કીધા પછી કંઈ ચિંતા નથી!" ચતુરે જણાવ્યું "કુમાર, હવે આપ શેરગઢ પધારો. મહારાજા રામસિંહ આપને માટે ચિંતાતુર હશે! બલદેવસિંહ આપણા પંજામાં કેદ હોવાથી લડાઇ તો કંઇ થશે નહીં–"

"તોપણ બદ્રીનાથને આપ પીછાનતા નથી!" શાંતીનાથ બોલી ઉઠયો. "રાજાને છોડાવવા તે પોતાનાથી બનતો પ્રયાસ કરશે, માટે શેરગઢની સરહદપર થોડી સેના રાખવી પડશે!" આ સલાહ ચતુરને પસંદ આવી, અને તેણે કહ્યું "ત્યારે તો કુમારની સાથે ભાઇ વીજયને શેરગઢમાં રાખીશું! અને પંડીતજી, આપણે બંને રાજકુમારીની શોધમાં જઇશું!" શેરગઢ જવાને કુમારનું મન માન્યું નહીં, પણ ચતુર અને શાંતીનાથના સમજાવવાથી તે કબૂલ થયો. ચતુરે વીજયને કેટલીક અગત્યની સૂચનાઓ કરી અને સાવધાનીથી રહેવાની ભલામણ કરી. પછી કુમાર વીજય સહીત શેરગઢ તરફ વીદાય થયો, અને ચતુર તથા શાંતીનાથ બીજે માર્ગે જંગલ તરફ ચાલ્યા.

---

## પ્રકરણ ૨૮ મું.

—:o:—

### અજાયબ ખંડીયેર.

પહાડી પ્રદેશ અને ઘીચ જંગલોથી ભરપૂર વીજયગઢની પાસેના પ્રદેશમાં ખલખલ વહેતા નિર્મળ નાળાને કીનારે એક ગંભીર વડની છાયા તળે મધ્યાન્હ સમયે બે સકોમળ યુવતીઓ બેઠી હતી. બંનેનાં સુંદર વસ્ત્રો ધુળથી મેલાં થઇ ફાટી ગયાં હતાં, તેથી તેઓ જંગલમાં ઉતાવળે મુસાફરી કરીને થાક ખાવા બેઠી હોય, એમ અનુમાન થતું હતું. બંનેના અંબોડા છુટી ગયલા હોવાથી કાળા વીખરાયલા વાળમાં ધુળ ભરાઇ હતી. તેમની સુંદર પણ મેલી થયલી મુખમુદ્રાપર નિરાશા અને થાકની ફીક્કાશ છવાઇ રહી હતી. આસપાસના ભયાનક જંગલમાંથી હીંસક જાનવરોના બરાડાનો અવાજ સંભળાતો હતો. આ સાથે વારંવાર ફુંકાતા પવનના સપાટાથી અથડાતા ઝાડોનો સુસવાટ મળી જઈ તે સ્થાન વધુ બીહામણું લાગતું હતું. બે યુવતીઓ બેઠી હતી તેની સામે નાળાને પેલે પાર એક રીંછને પાણી પીવા માટે નાળામાં ઉતરતો જોઇ તેઓમાંની એક નાની સુંદરી બીજી પ્રત્યે ધાસ્તીસહ બોલી "સખી, સામે કીનારે પેલું રીંછ જોયું! આપણને જોઇ તે આ પાર ઉતરી આવશે તો?"

"તમે લેશ પણ બ્હીશો નહીં! આ પાર કદી નહીં આવે!" બીજીએ જણાવ્યું "રાજકુમારી, આ ચકોરીને ત્યારે હજી પૂરતી ઓળખી નહીં! એ રીંછ આપણી તરફ આવતું જણાશે તો મારી પાસેના તીરોથી એને વીંધી નાંખીશ! પેલી ગુફા આગળ સીપાઇઓને મારીને ન્હાસતી વખતે તેમના લગભગ બસો તીરો ઉપાડી લાવી છું! તમને પણ તીર મારતાં આવડે છે, એટલે ડરવાનું શું છે!" આમ કહેતાં તેણીએ પોતાની ઝોળીમાંથી ભાથાંઓનો ઝુડો કહાડીને તીર કુંવરીને આપ્યું, અને તેઓ બંને કમાનપર તીર ચ્હડાવીને સજ થઇ રીંછ તરફ જોવા લાગી. પાણી પી લઇને રીંછ કીનારાપરના ટેકરાઓ ચઢીને પેલી બાજુએજ જતો રહ્યો. હવે કુંવરી સ્વસ્થ થઇ, અને ચકોરી સાથે વાત

કરતાં તેણે પૂછ્યું "સખી, જંગલમાંથી આપણે કયે સ્થળે પહોંચીશું ? આપણું નગર કેટલે દૂર હશે ?"

"કુંવરીબા, કંઈ ખબર પડતી નથી !" આસપાસ નજર ફેરવતાં ચકોરીએ જણાવ્યું—"નહાસવાની ધુનમાં આપણે કઇ તરફ જઇએ છીએ તેનું મને અત્યાર સુધી ભાન નહોતું. શેરગઢની હદમાં ફરવા સિવાય આ જંગલમાં હું કોઇ દીવસ આવી નથી, એટલે અત્રેના રસ્તાથી જાણીતી ક્યાંથી હોઇ શકું ! શેરગઢથી બીજયગઢ જવાનો સીધો રસ્તો હું જાણતી હતી પણ તે તરફ આજકાલ દુશ્મનોના સીપાઇઓ છાવણી નાંખી પડેલા હોવાથી તે તરફ જતાં આપણે ફસાઈ જઇએ તેથી જંગલને માર્ગે આપણે આવ્યાં ! ઇશ્વર સહાય છે તો આપણને રસ્તો મળી જશે ! પણ સખી હજી સુધી આપણે કંઈ અહાર કીધો નથી તે તમને ક્ષુધા લાગી હશે, માટે મારી થેલીમાં મેવો છે, તે ખાઇને સ્વસ્થ થઈ પછી ક્યાં જવું તેનો વીચાર કરીશું !"

"સખી, આપણને હજી કોણ જાણે કેટલા દીવસો સુધી આમ ભટકવું પડશે માટે મેવો હાલ રહેવા દે ! આપણને કોઇ દહાડો ઉપયોગી થઇ પડશે ! આ જંગલમાં ફળફુલનાં ઝાડો છે, તેમાંથી થોડાક તોડી લઈ હાલ ચલાવી લઇશું !" કાન્તાએ જણાવ્યું "બહેન, વખતને માન આપી ચાલવું જોઇએ ! આજે તારી પાસેનો મેવો ખાઇશું, પણ આખરે એ જંગલી ફળપર જીવનનો આધાર રાખવોજ પડશે !" તેઓ બંને નાળાના કીનારાપરના ટેકરાપર ફરીને બોર, જાંબુ, પેર, વગેરે તોડીને ખાવા લાગી. આ સમયે બપોરનો સમય વીતી ગયો હતો. જંગલમાં ભટકતી તેઓ ખંડીયેર સરખી એક ઉજ્જડ ઇમારત સમીપ જઇ પહોંચી. આ ખંડીયેર જોકે ઘણી જીર્ણ હાલતમાં હતું તોપણ તેના દેખાવપરથી આગલા જમાનામાં તે કોઇ રાજમહેલ હોય એવું અનુમાન બાંધી શકાતું હતું. કેટલેક સ્થળેથી ભાંગીને પડી ગયલી ઉંચી દીવાલ જંગલમાં બહુ દૂર સુધી જણાતી હતી. તેના દરવાજા પાસે આવી પહોંચતાં ચકોરીએ કહ્યું "સખી, તમે ઇમારતના ઓટલાપર બેસો તો હું આપણે માટે બીજા થોડાક ફળ તોડી આવું, જે ખાઇને પછી આ ઇમારત અંદરથી જોઇ

આવીશું !" કુમારી ઓટલાપર બેઠી અને ચકોરી ફળ તોડવાને જંગલમાં ચાલી ગઇ. તેને પાછી ફરતાં વિલંબ થવાથી ખંડીયેરના ઓટલાપર બેઠેલી કાન્તાના મનમાં અનેક વિચારો આવવા માંડયા. ઘડીકમાં ચકોરી માટે ચિંતા કરતી તો ઘડીકમાં કુમારને યાદ કરતી. તે ખંડીયેર અસલના સમયમાં એક સુંદર ઇમારત હશે, એમ ધારી ચકોરી આવે ત્યાં સુધી એકલી બેસી રહેવાથી ઉપજેલો કંટાળો દૂર કરવા તેની અંદર ફરીને જોવાનું કુંવરીને મન થયું, અને ઓટલાપરથી ઉઠીને તે અંદર ચાલી. ખંડીયેરનો દરવાજો મજબૂત અને સારી હાલતમાં હતો, પણ તેને બારણાં નહોતાં. અંદર પ્રવેશ કરતાં કાન્તાએ મ્હોટા ચોગાનમાં એક ભવ્ય ચોરસ ઇમારત જોઇ, જેનો વચમાંનો ભાગ તદન ભાંગી ગયો હતો, પણ આસપાસનો ભાગ કંઇક સારી હાલતમાં હતો. કાન્તા તે ઇમારતની બાજુના ચોગાનમાં આગળ ચાલી સામે એક મંડપમાં જઇ પહોંચી, જેની ઉપરનાં છજાનો ભાગ પડી ગયો હતો, પણ થાંભલાઓ ઉભા હતા. જ્યાં ત્યાં ઈંટ, પથ્થર અને માટીના ઢગલા થઈ રહ્યા હતા ઇમારતના પાછલા ભાગ તરફ એક ખુલ્લાં મેદાનમાં જઇ તે આસપાસની વસ્તુઓ અજાયબી સહ જોવા લાગી સંગેમરમરના જીર્ણ થઈ ગયલા ક્યારાઓ ઠેકઠેકાણે જોતાં, તથા બંને બાજુએ નાની નહેરો સરખા ખાડાઓ તેમજ ભાંગીતુટી ગયલા આરસના કુવારાઓ, પાણીને બદલે ધુળથી ભરાયલા જોતાં અસલ તે સુંદર મનોહર બાગ હોય તેમ જણાતું હતું. આ જીર્ણ થઇ ગયલા બાગમાં થોડેક ચાલતાં એક ચોતરા ઉપર એક મ્હોટો બગલો હતો તેની પાસે જઇ તે બારીકીથી જોવા લાગી. આ બગલો સંગેમરમરના પથ્થરનો બનાવેલો હતો. કમ્મર સુધી ઉંચા કાળા પથ્થરના ચોતરા ઉપર તેને બેસાડેલો હતો, અને જાણે પેટ ટેકવીને બેઠો હોય તેમ તેના પગ જણાતા નહોતા. તેના પેટનો ઘેરાવો ઓછામાં ઓછો પંદરેક હાથ જેટલા વીસ્તારમાં હતો. લાંબી ચાંચ, અને બંને પાંખના પીંછાઓ એવાતો આબેહુબ બનાવ્યા હતા કે તે બનાવનારની કારીગીરી માટે કાન્તાને અજાયબી ઉપજી. બંગલાની છેક સમીપ જઇ તેનાપર હાથ ફેરવીને જોવાનું મન થતાં

કાન્તા ચોતરાની છેક પાસે ગઈ કે તરતજ બગલાએ પોતાની મ્હોટી ચાંચ ઉઘાડી દીધી. એથી અજાયબ થઇ કાન્તા આગળ વધતી અટકી ગઇ, અને તેની સામેથી ખસી બાજુએ જઇ ઉભી પણ ત્યાં તે ટકી શકી નહીં, કેમકે તરતજ બગલાએ જોરથી પોતાની પાંખો પ્રસારી દીધી. કાન્તા હિંમતવાન હતી, તેથી પાષાણના બગલાની હીલચાલ જોતાં લેશ પણ ન ડરતાં તેને પાંખ ફેલાવતો જોઇ પાછળ હઠીને તેની પૂંછડીના ભાગ તરફ જઈ ઉભી, જ્યાં જમીનમાં જડેલી એક શીલાપર તેણીનો પગ પડતાં બગલો એક વાર જોરથી હાલીને એકાએક ઝડપથી પાછળ ફરી જઈ પોતાની ઉઘાડેલી ચાંચમાં કાન્તાને ઉપાડી ગળી ગયો, અને તરત પાછો ફરી ગયો. આ સાથે તેની પ્રસારેલી પાંખો પાછી સમેટાઇ ગઇ, અને ચાંચ પણ બંધ થઈ. ફળ વીણવા ગયલી ચકોરી થોડી વારમાં ઝોળી ભરીને ફળ લઇ ખંડીયેર આગળ પાછી ફરી, તો કુમારીને ત્યાં ન જોઇ વિચારમાં પડી. આમતેમ જોતાં દરવાજા આગળની ધુળમાં નાજુક પગલાં પડેલાં જોઇ તે ખંડીયેરમાં ગઇ હશે એમ ધારી તે પણ અંદર દાખલ થઈ, અને ચારે તરફ બારીકીથી જોતી ધીમે ધીમે ખંડીયેરના અંદરના ભાગમાં ચાલવા લાગી. કાન્તા તો ઉતાવળી ગયેલી હોવાથી આસપાસની વસ્તુઓપર તેણે પૂરતું લક્ષ આપ્યું નહોતું, પરંતુ ચકોરી ખંડીયેરના દ્વારમાં દાખલ થતાં તેણીને બંને બાજુએ બે મંડપો જણાયા, જેમના છજાં ઘણે ઠેકાણેથી ભાંગીને પડી ગયાં હતાં. ઇંટ, પથ્થર, માટી, ચુના, વગેરેના ન્હાના મ્હોટાં ઢગલા થયાં હતાં. મંડપની ડીવાલપર ચીત્રેલ ચીત્રો સાફ જણાતાં હતાં. ચકોરી અજાયબી સહ તે ચીત્રો જોવા લાગી કોઇનું નાક નહોતું તો કોઇના માથાનો, કોઇના પગનો, કોઇના હાથનો, એમ દરેક ચીત્રનો થોડો થોડો ભાગ ભાંગીને ખરી પડયો હતો, જેથી તે ચીત્રો પણ બીહામણા લાગતાં હતાં. ચીત્રો જોતી ચકોરી આગળ ચાલી. માટીના મ્હોટા ન્હાના ઢગલાઓ સિવાય કોઇ સ્થાન ખાલી નહોતું, જેમાં જંગલી ઝાડો ઉગી નીકળ્યાં હતાં. આ ટેકરાઓ ઓળંગીને ચકોરી પેલા મેદાનમાં જઇ પહોંચી, એટલે કુમારીને ગળી જનાર પેલા બગલા

ઉપર તેની દૂરથી નજર પડી. તે પણ બગલા પાસે જઇ જોવાને ઉભી રહેતાંજ બગલાએ પહેલાંની માફક ઝડપથી પોતાની ચાંચ ઉઘાડી. આ જોઇ ચકોરી અજાયબીસહ બે પગલાં પાછળ હટી ગઈ. "આ બગલામાં શો ભેદ હશે?" ચકોરી વીમાસણમાં પડી—"એનો ભેદ જાણવા માટે શું કરવું જોઇએ? પણ પહેલાં કુંવરીની શોધ કરવી જોઈએ, કેમકે આ ખંડીયેર અસલી તલેસમ હોય એમ જણાય છે. તેથી કદાચ તેમાં ફરતાં કુંવરી કોઇ સ્થળે ફસાઇ ન જાય તેની સંભાળ લેવી જોઇએ! અત્યાર સુધીમાં કુંવરી કયાંક ફસાઇ તો નહીં ગઇ હોય!"

આવી શંકા મનમાં આવતાં ચકોરી ત્યાંથી આગળ ચાલી કુંવરીને શોધવા લાગી. ચારે તરફ ન્હાની મ્હોટી ઇમારતના પડેલા ભાગો જણાતા હતા. મંડપો અને મ્હોટા મ્હોટા ઓરડાઓ જીર્ણ હાલતમાં ઉભાં હતાં. ચકોરીએ એક તરફથી જોવાનું શરૂ કીધું. પહેલાં તે એક મંડપમાં ગઇ, જેનું ઉપરનું છજું વચમાંથી પડી ગયું હતું. આ મંડપ લગભગ સોએક વામની લંબાઇમાં હતો. તેમાં પણ માટી ચુના, વગેરેના ઢગલા પડયા હતા. જ્યાંત્યાં હાડકાંઓ પડેલા નજરે પડતાં હતાં. ચારે બાજુએ કરોળીઆના ઝાળાં બાઝી ગયાં હતાં. માટીના ઢગલાઓમાં જંગલી રોપા ઉગી નીકળ્યા હતા. આ મંડપમાં થોડેક ચાલતાં એક બાજુ એક ન્હાની ઓરડી જણાઇ, જેમાં ચકોરી દાખલ થઇ તો તેમાં એક કુવો જણાયો. કુવાની પાળ આગળ ઉભી રહી ચકોરીએ નમીને અંદર જોયું તો અંધારૂં ઘોર જણાયું. બહારના બીજા સ્થાનોની માફક આ ઓરડીમાં ધુળ, વગેરે કાંઈ નહોતું. તે સ્વચ્છ હતી. કુવાની પાળ પણ સાફ હતી, તેમજ વપરાસ વગરના કુવાઓમાં જેમ ઝાડો ઉગી નીકળે છે, તેમ આ કુવામાં કંઇ નહેતું. તે કુવાની અંદરથી માણસના બોલવાનો ઝીણો અવાજ સંભળાયાથી મનમાં અનેક શંકાઓ આણી તે કયાંથી આવે છે તે જાણવા ચકોરીએ પોતાની થેલીમાંથી થોડુંક કપુર કહાડી તેના ન્હાના કટકા કરી તે સળગાવીને કુવાની અંદર નાંખ્યા, જેના પ્રકાશથી અંદર સાફ દેખાવા માંડયું. કુવો ઉપરના ભાગમાંથી સાંકડો હોવા છતાં નીચે બહુ પહોળો જણાયો.

તેમાં સફેદ સ્વચ્છ બીછાનાપર એક વૃદ્ધ પુરૂષ બેઠેલો જણાયો. તેની લાંબી સફેદ દહાડી ઝુલી રહી હતી. તેની ગરદન નીચી હોવાને લીધે ચહેરો જણાતો નહોતો. વૃદ્ધની સામે એક ચોકીપર રંગબેરંગી ફુલો પડયાં હતાં. આ દેખાવ જોઇ ચકોરી ક્ષણ વાર ડરી ગઇ, પણ પાછી હિંમત ધરી અંદર એ વૃદ્ધ કોણ હશે તે માટે વીમાસણમાં પડી. થોડી વારમાં કુવાની અંદર પ્રકાશ પાડનારા કપુરના કટકાઓ અહોલવાઈ જઈ તેમાં પાછો અંધકાર છવાઇ રહ્યો. આ ઓરડામાંથી બીજા મંડપમાં જવાનો એક દરવાજો ઉઘાડો હતો તેમાં વીમાસણમાં પડેલી ચકોરી ગઇ, જ્યાં આથી બહુ બીહામણા અને અજાયરી પમાડનારા દેખાવો તેની નજરે પડયા. મરી ગયલા જાનવરોનાં હાડકાંઓ ત્યાં ઘણા પડયાં હતાં. ટુંકમાં આગલા મંડપ કરતાં આ મંડપમાં ગંદકી વધુ હતી, જે જોતાં તેને બહુ કમકમાટ ઉપન્જ્યો, અને જેમ તેમ કરીને તે વટાવી જઇ તે એક ખુલ્લા ચોકમાં જઇ પહોંચી. મંડપની સામે થોડેક છેટે સંગેમરમરનો દોઢેક પુરૂષ ઉંચો એક ચબુતરો જણાયો, જેનાપર ચ્હઢવા માટે સુંદર નવ પગથીયાંની એક સીડી હતી. ચબુતરાપર એક ચોકી ઉપર એક માણસ હાથમાં એક પુસ્તક લઇ વાંચતો પડેલો જણાયો, પરંતુ ચબુતરો ઉંચો હોવાને લીધે ચકોરી તે બરાબર જોઇ શકી નહીં. ચબુતરાપર ચ્હડીને ઉપર શું છે તે જોવા માટે તેનું મન ઢચુપચુ થયું. તે મનમાં વિચારવા લાગી—"ઉપર ચ્હડવાથી કોઇ અણધારી આફતમાં તો ફસાઇ નહીં જાઉં? સીડીની એક પગથીપર પગ મૂકી તો જોઉં! એમાં કંઇ કરામત હશે તો જણાઇ આવશે!" આમ વિચાર કરી તેણે આગળ વધીને એક પગથીપર પગ મૂકયો. તરતજ એક મ્હોટો અવાજ સંભળાયો, અને એક પેટીના ઢાંકણા માફક ઉપરનું બીજું પગથીઉં જોરથી ઉઘડી ગયું, જેનો ધકકો તેના પગને લાગતાં તે દૂર જઇ પડી, પણ તરત સાવધ થઇ ઉભી થઇ ગઇ અને જોયું તો પગથીયું પાછું પોતાની અસલ સ્થીતિમાં જડાઇ ગયું હતું. "જીર્ણ હાલતમાં આવી પડેલું આ ખંડીયેર પણ અજબ કરામતોથી ભરપૂર છે!" થોડે દૂર ઉભી રહી, અજાયબી ભરી નજરે ચબુતરા તરફ જોતી

ચકોરી પોતાના મનમાં બોલી—" આ ઇમારતમાં ફરીને સઘળા સ્થાનો જોવામાં બહુ જોખમ ઉઠાવવા સરખું છે. સહજ પણ ભૂલથી કયાં પગ મૂકયો કે બસ, યમરાજના દ્વારમાં પહોંચી જતાં વાર લાગે નહીં !" પણ વળી તેને હિંમત આવી, કાન્તા યાદ આવતાં તેમાં ચિત્ત પરોવાયું. તે કંઇ ઠરાવપર આવી હોય તેમ દ્રઢતાના ચિન્હો તેના પરસેવાથી ભીંજાયલા મુખપર ઝળકી રહ્યાં, અને હાથપર હાથ ઠોકતી ફરી મનમાં બોલી—" મને શો ભય ? પ્રાણથી અધીક વ્હાલાં કુંવરીબા આ ઇમારતમાં કોઇ સ્થળે અવશ્ય સપડાઇ ગયાં છે, તેમની શોધ કરતાં પ્રાણ જાય તોપણ શું ? કુંવરીને શોધ્યા વિના આ ખંડીયેરમાંથી બહાર નહીં નીકળું ? જોઉં તો ખરી કે આ ચબુતરાપર ચ્હડવાની પગથીઓમાં શી કરામત છે ?" આમ ઠરાવ કરી તેણે ત્યાં પડેલો દસેક શેર વજનનો એક મ્હોટો પથ્થર ઉંચકીને જે પગથીપર પોતે પગ મૂકયો હતો તેના ઉપર નાંખ્યો, એટલે પહેલાંની માફક પગથી ઉઘડી જઇને પથ્થર દૂર જઇ પડયો. તેણે નવે પગથીપર એવી રીતે પથ્થર નાંખી જોયા તો તે દરેકમાં તેવીજ કરામત હતી. આથી તે ચબુતરાપર ચ્હડવાનું અશકય છતાં ઉપર શું છે તે જોવાની જીજ્ઞાસાથી તેણે બીજી યુક્તિ કરી. ત્યાં પડેલાં ઇંટ, પથ્થરો, વગેરે ઉપાડીને તેણે ચબુતરાની સામે ઉંચો ઢગલો કર્યો, અને પછી તેપર ચ્હડીને જોયું તો સંગેમર-મરની લાંબી ચોકી ઉપર એક માણસ હાથમાં પુસ્તક લઇને વાંચતો સુતો હતો. તેની ઉમ્મર લગભગ ત્રીશેક વર્ષની હતી બહુજ બારીકીથી જોતાં ચકોરીને જણાયું કે તે માણસ પણ પથ્થર-નોજ બનાવટી હતો. એક ન્હાની કાંકરી લઇ ચકોરીએ તે માણ-સના મુખપર ફેંકી, જે લાગતાંજ તે પથ્થરના માણસે જીવતા માણસ માફક પોતાનો એક હાથ ઉંચકી મુખપરની કાંકરી ખસાડીને દૂર ફેંકી દઇ પોતાનો હાથ અસલ સ્થીતિમાં મૂકી દીધો. ચકોરીએ એક બીજી કાંકરી તેના પગપર ફેંકી, જે પણ તેણે પગ સહેજ હલાવીને નીચે નાંખી દીધી. ચકોરી ગમે તેવી ચાલાક અને કઠણ હૈયાની હોવા છતાં આ પથ્થરના માણસની અજબ હીલચાલ જોઇને તેને પણ ધાસ્તિ લાગી, અને વધુ વાર

ત્યાં ન ઉભી રહેતાં તે બીજી તરફ જોવાને ચાલી. ચાલતાં ચાલતાં તે એક બીજા મંડપમાં જઈ પહોંચી, જેના મધ્ય ભાગમાં એક ભોંયરૂં જણાયું. તેમાં નીચે ઉતરવાને પગથીયાં હતાં. તેના દરવાજાને બે બારણાં હતાં જે ઉઘાડાં હતાં. તે ભોંયરામાં ઉતરવું કે નહીં. તેનો વિચાર કરતી ચકોરી ત્યાં ઉભી. તેમાં ઉતરતાંજ પાછળથી કદાચ આ દરવાજો બંધ થઇ પોતે અંદર રહી જાય તો પછી શું કરવું, એવી શંકા આવતાં તેની પણ પહેલાં અજમાયશ કરી જોવા તેણે પાસે પડેલો એક મ્હોટો પથ્થર ઉંચકયો પણ વળી યાદ આવ્યું કે, પથ્થર નાંખતાં જો દરવાજો બંધ થઇ જશે તો પછી ભોંયરામાં ઉતરીને અંદર શું છે, તે જોઇ શકાશે નહીં માટે પથ્થર અંદર નાખવા છતાં પણ દરવાજો બંધ થઇ ન જાય, એ માટે તેણે પોતાની કમ્મરે વીંટાળેલી કમંદ છોડીને ચોવડી કરી તેનો એક છેડો એક તરફના બારણામાં મજબૂત બાંધ્યો, અને બીજો છેડો મંડપના એક થાંભલા સાથે બાંધી દઇને પછી પેલો મ્હોટો પથ્થર તેણે ભોંયરામાં ફેંકયો, એટલે જોરથી પવન ફુકતાં કોઇ ઓરડાનાં દરવાજાના ઝીણાં વેહેમાંથી ઘુંઘવાટ કરતો અવાજ આવે તેવો અવાજ સંભળાયો. આ સાથે એક બારણું જોરથી બંધ થઈ ગયું, અને દોરડા સાથે બાંધેલું બારણું બંધ થવાને ખેંચાયું. પણ દોરડું તોડી ન શકવાથી બંધ થઇ શક્યું નહીં, અને ખેંચાયલુંજ રહી ગયું. દોરડું બાંધેલું હોવાથી બારણું બંધ થશે નહીં, એટલે હવે ભોંયરામાં ઉતરવામાં કંઇ હરકત નથી, આમ ખાત્રી થવાથી ચકોરી તેમાં બેધડક ઉતરી ગઇ.

---

## પ્રકરણ ૨૯ મું.

—+++∽+++—

### સોદાગરની વણઝાર-મહેનત ફોકટ ગઈ.

કાન્તાની બીજી માનીતી દાસી કહો કે સખી ચપળા શેરગઢના રાજમહેલમાં નિરાંતે બેઠી નથી ઘણી શોધ કરવા છતાં કાન્તાની ભાળ ન મળી ત્યારે તેની શોધમાં જવાને મહારાણીની

આજ્ઞા લઇ તે પણ નીકળી પડી હતી. જંગલ અને પહાડોમાં તે આથડતી હતી, પણ કુંવરીની કયાંય ભાળ મળી નહોતી. માર્ગનાં પરીશ્રમ તથા ભુખતરસ વેઠીને તેણીનું શરીર અરધું થઈ ગયું હતું. કાંટાવાળી ઝાડીઓમાં ચાલવાથી તેના શરીરમાં ઘણે ઠેકાણે ઉઝરડા પડયા હતા, અને વસ્ત્ર પણ ફાટી ગયાં હતાં. જંગલમાં એક ઝાડની છાયા તળે તે મધ્યાન્હ સમયે થાક ખાવાને બેઠી હતી નિરાશામાં કપાળે હાથ દઇ તે મનમાં બોલી "મહારાણીજી આગળ હું પ્રતિજ્ઞા લઇને નીકળી છું કે, કુમાર કુલીનસિંહ અને ચતુરસિંહને મળવા વગર કુંવરીબાની ભાળ મેળવી આવીશ. પણ એ આશા પાર પાડવાનાં કંઇ ચીન્હ હજી સુધી જણાયાં નથી." હવે તેણીના ચહેરાપર દ્રઢતા જણાવા લાગી. "હું પણ કુંવરીબાની ભાળ મેળવ્યા વગર કદી નગરમાં પાછી ફરીશ નહીં!" આમ વિચાર કરતી તે બેઠી હતી, એટલામાં સામેથી મુસલમાન સીપાઇના પોશાકમાં ચાર પુરૂષો આવતા જણાયા. તેમના હાથમાં એકેક ભાલો હતો તથા કમ્મરે તલવાર અને પીઠે ઢાલ લટકતી હતી. ચપળાને દૂરથી જોતાં તેઓ પરસ્પરમાં કંઇ વાત કરવા લાગ્યા, જે ચપળા સાંભળી શકી નહીં, તોપણ તેમની તરફ એકટસે જોઇ રહી. ઘડીકમાં તેઓ ચપળા તરફ જોતા તો ઘડીકમાં પોતામાં વાતચીત કરતા ઉંચા થઇને પોતાની પાછળ જોતા હતા, તેથી એમ જણાતું હતું કે તેમના બીજા સાથીઓ પણ હશે, જેમના આવવાની તેઓ રાહ જોતા હતા. થોડી વાર આમ વાત કરીને તેઓ જે ઝાડ તળે ચપળા બેઠી હતી તેથી થોડે દૂર બીજા ઝાડો તળે તેણીની ચારે બાજુએ બેસી ગયા. ચપળા તેમની હીલચાલ જોઈ ચમકી. "આ સીપાઇઓ મને ઘેરીને શા માટે બેઠા હશે? તેમની નજરમાં ન સમજી શકાય તેવી વિચિત્રતા જણાય છે! તેમની શી મતલબ હશે? તેઓ લુંટારા હશે, અને મને લુંટી લેવાની ધારણાથી બેઠા હશે? કંઇ નહીં! જે હશે તે હમણા જણાશે! અત્રે હવે વધુ વાર બેસવું સલામતી ભરેલું નથી!" આમ ઠરાવ કરી તેઓ બેઠા છે તે જાણતીજ ન હોય તેમ આડી નજર કરી તે એક તરફ ચાલી, એટલે તેઓ ચારે પણ ઉઠયા, અને દોડીને સામે

જઇ તેને આગળ ચાલતી અટકાવી. પછી તેઓમાંથી એક સીપાઇએ કહ્યું " કહાં ચલે બીબી ! જરા તો ઠહરો ! "

" રોકાવાની મને કંઇ જરૂર ? હટો, મારગ છોડો ! મને જવા દો ! " જરાક ખમચી જઇ ચપળા દમામમાંજ બોલી.

" અજી બીબી ઠહરો, ઠહરો ! હમારે માલીકસાહબ આવે તબ તક તો દમ ખાઓ ! વહો દમ ભરમે યહાંપે આયાહી ચાહને હય ! " બીજો બોલ્યો. આથી ગભરાઇને ચપળાએ પૂછયું- " તમારા માલીકની રાહ જોઇને તેની સાથે મારે શું કામ છે ? "

" અજી ખફા કયું હોતી હો ! આપકો ઉનકે સામને નજર કરેગેં, ઔર આપકે લીયે સીફારીસ કરકે આપકોભી કુછ નોકરી દીલાવેંગે ! " ત્રીજાએ જણાવ્યું, એટલે તે કરગરીને બોલી "ભાઇઓ, તમારી મ્હોટી મહેરબાની, પણ મારે તમારા માલીકની નોકરીમાં રહેવું નથી, માટે વાટ મૂકી મને જવા દો ! "

" અજી, તુમ પાગલ હો કયા ? કયસી બાત કરતી હો ! આપ સરીખી નાજની ઇસ બીયાબાન જંગલમેં કહાં તક ફીરેગી ? આપ તો શહેનશાહી જનાનેમેં રહેને લાયક હોજી ! હમારે માલીક પાસ આપ બડી ખુશીસેં રહોગી ! " ચોથો બોલ્યો.

" હું જંગલમાં ભટકું કે મહેલમાં રહું, તે માટે તમારે ચિંતા કરવી નહીં ! તમારા માલીક સાથે રહી મારે સુખ નથી ભોગવવું, માટે તમે તમારે માર્ગે પડો ! " ચપળાને સીપાઇઓની રીતભાતથી મનમાં તો ઘણો ગુસ્સો ઉપજ્યો હતો, પણ તે દબાવીને તેમની બલામાંથી છુટવાને તે બોલી.

"નહી, નહી ! તુમ જલદી ન કરો ! જરા ઠહરો બીબી ! હમારે માલીક સાહબકો દેખો તો સહી ! અયસા હસીન જવાન તુમને સારી આલમમેં કહીં દેખા ન હોગા ! ગુલબદન, ઉનકે સાથ તુમારી શાદી હોનેકી હમ કોશીસ કરેગે ! " પહેલાએ કહ્યું. આથી ચપળાને બહુ ગુસ્સો ઉપજ્યો. તે ગુસ્સામાં બોલી ઉઠી—"જરા જીભ સંભાળીને વાત કરો ! વધારે ઓછું બોલશો, તો પસ્તાશો ! મને સાધારણ સ્ત્રી ન સમજતા ! તમારા સરખા દસને હમણાં ધુળ ચાટતા કરી નાંખીશ ! ચાલો હટી જઇ મુંગા મુંગા માર્ગ આપો ! " સીપાઇઓ અજાયબીમાં એક બીજાનું મુખ

જોવા લાગ્યા. તેમને પોતાના દમમાં કંઈક દબાયલા જોઇ ચપળા આગળ વધી, એટલે એક આગળ આવીને તેનો હાથ પકડી અટકાવી. બસ, ચપળા હવે રૂઠી! પોતાની કમ્મરેથી ખંજર કહાડી જોતજોતામાં તેઓમાંના બેને જખમી કરી તે ત્યાંથી ભાગી. બાકીના બે સીપાઇ તેને પકડવાને પાછળ દોડયા. ચપળા ઝડપથી દોડતી હતી, પણ એક પથ્થર સાથે ઠોકર લાગવાથી તે પડી ગઇ, અને સખત વાગવાથી તરતજ ઉઠી શકી નહીં, એટલામાં પાછળ આવતા સીપાઈ તેની પાસે આવી પહોંચ્યા. તેઓ તેને કંઇ કહે એટલામાં સામેથી સોદાગરની એક વણજાર આવતી જણાઇ, જેમાં સીપાઈ, નોકર ચાકર, વગેરે મળી લગભગ બસો માણસો હતાં સૌથી આગળ આરબ ઘોડાપર સ્વાર થઈ એહેંસી વર્ષની વયનો લાંબી સફેદ દહાડીવાળો એક વૃદ્ધ આવતો હતો. તેનો મુસલમાની ઢબનો પોશાક કીંમતી હતો, પણ તેના શરીરના કાળા રંગમાં તેનો ભપકો ઢંકાઇ જતો હતો. તેની કમ્મરે તલવાર તથા પીઠ ઉપર ઢાલ લટકતી હતી, તેમજ તેના હાથમાં એક આબદાર બરછી હતી. તેની બાજુમાં પાણીદાર નેપાળી ટટ્ટુ ઉપર અઢારેક વર્ષની વયનો એક યુવાન આવતો હતો. યુવાનીની ખીલતી રતાશ તેના ચહેરાપર જણાતી હતી. મૂછોનો ઝીણો દોરો હજી સહજ ફુટયો હતો. તેનો પોશાક તેમજ તેની ખુબસુરતીથી તે જાણે કોઈ શહેનશાહનો શાહજાદો હોય એવો તેનો રૂઆબ હતો. તેમની પાછળ ઘણા માણસો ઘોડાપર તેમજ પગે ચાલતા આવતા હતા. સઘળાની પાછળ સંખ્યાબંધ ઉંટો પર તંબુઓ વીગેરે વણજારનો સામાન લાદેલો હતો. ઉંટો સાથે ઘણીક ડોલીઓ ઉંચકી ભોઇઓ ચાલ્યા આવતા હતા, જે દરેકની બંને બાજુએ એકેક સીપાઇ ખભે બંદુક મૂકીને ચાલતો હતો. આ વણજાર તેમની પાસે આવી પહોંચતાં તેઓમાંથી એક સીપાઇએ પેલા બુઢા સ્વારને નમીને સલામ કરી કહ્યું—"જહાંપનાહ, ઈસ ઓરતને હમારે દો સીપાહીયોકો જખમી કીયે હય!" તે વધુ કંઈ કહે તે પેહેલાં તો બુઢા સ્વારના ઇશારાથી બીજા કેટલાક સીપાઇઓએ આવી ચપળાને ઘેરી લઇ તેણીના હાથમાંથી ખંજર છીનવી લઇ તેના હાથપગમાં બેડી

પહેરાવી દીધી. પેલો બુઢો સ્વાર, જે આ કાફલાનો સરદાર જણાતો હતો, તેણે પોતાની પાસે ઉભેલા સીપાઇઓ તરફ ફરી હીંદુસ્તાની બોલીમાંજ કહ્યું "આપણો મૂકામ આ જંગલમાં કરો કેમકે, અહીં માણસનો પગરવ બીલકુલ નથી !" હુકમ મળતાંજ માણસો તંબુ ઠોકવા મંડી ગયા, અને થોડી વારમાં તો સઘળી ગોઠવણ થઇ. ડોલીઓમાંથી કેટલીક સ્ત્રીઓને ઉતારી સઘળા તંબુઓની વચમાં ઉભા કરવામાં આવેલા એક વીશાળ તંબુમાં રાખવામાં આવી, જેમની સાથે ચપળાને પણ રાખવામાં આવી. સાંજ પડતાં સ્ત્રીઓના તંબુમાં દાસી આવી એક દીવો મૂકી ગઇ. થોડી વાર પછી બીજી એક દાસીએ આવીને સ્ત્રીઓને પૂછયું કે, તમે તમારૂં ખાવાનું હાથે બનાવી લેશો કે તૈયાર ભોજન ખાશો? ઘણી ખરી સ્ત્રીઓએ તૈયારજ ખાવાની પોતાની ઇચ્છા જણાવી પણ ફકત બે જણીઓએ કંઇ પણ ખાવાની ના પાડી, જેના જવાબમાં પેલી દાસી છણકો કરીને બોલી "ઓહોહો! નહીં ખાશો તેથી અમને શું નુકશાન કરનાર છો! તમારા પેટમાં ભુખી રહેશો! એમ કેટલા દહાડા સુધી ચાલશે!" આમ બબડતી તે ત્યાંથી ચાલી ગઇ. ભોજન કરવાને ના પાડનારી બે સ્ત્રીઓમાંની એક તો ચપળા અને બીજી એક ઘણી સ્વરૂપવાન યુવતી હતી, જેણીની આંખોમાંથી આંસુની ધારા વહી રહી હતી. તે ઉંડા નીસાસા નાંખતી ચપળાની પાસે બેઠી હતી. થોડી વારમાં જુદી જુદી રકાબીઓમાં પીરસેલું ભોજન આણીને બે દાસીઓ ચપળા અને તેની જોડે રૂદન કરતી બેઠેલી યુવતી સિવાય દરેક સ્ત્રી પાસે અકેક રકાબી મૂકી ગઇ. ભોજન કરી રહ્યા બાદ દાસીઓ ખાલી રકાબી લઈ ગઇ, અને તે પછી સુવાનો સમય થતાં તેજ દાસી પોતાની સાથે એક સીધી ગુલામના માથાપર મ્હોટો ગાંસડો ઉપડાવી ત્યાં આવી અને દરેક સ્ત્રીને પાથરવા તેમજ ઓહોડવાને બબે ધાબળી આપી ગઇ. સઘળી સ્ત્રીઓ તો ધાબળી મળતાંજ પાથરીને સુવા મંડી ગઇ, અને ધીમે ધીમે નિંદ્રાવશ થવા લાગી, પણ ચપળા અને પેલી યુવતી પોતાની પાસે પડેલી મેલથી ભરેલી દુર્ગંધ મારતી ધાબળીઓને હાથ ન લગાડતાં બેસીજ રહી. રાત્રી વીતતાં કાફલાનાં તમામ માણસો

નિંદ્રાવશ થતાં સઘળે શાંતી ફેલાઇ ગઈ, પણ સ્ત્રીઓના તંબુની બહાર ચારે તરફ માણસનાં પગલાંનો અવાજ સંભળાતો હોવાથી ચપળાએ અનુમાન કીધું કે તંબુની ચારે બાજુએ ફરતો પહેરો હોવો જોઇએ. સઘળી સ્ત્રીઓને ઉંઘમાં પડેલી જોઇ પોતાની પાસેની અઇયારીની થેલીને અઢેલીને આડે પડખે બેસી ચપળા પોતાની પાસે વીલાપ કરતી બેઠેલી યુવતી સાથે ધીમે ધીમે વાત કરવા લાગી. "બાઇ, આ સઘળી સ્ત્રીઓ અને પેલો બુઢો કોણ છે?"

"બુઢો ગુલામડીઓનો વેપારી છે, અને સુંદર યુવતીઓને પકડી અથવા વેચાતી લઇ કે ગમે તે ઉપાયે પોતાના કબજામાં મેળવીને ઇરાનના શહેનશાહની દરબારમાં જઇ વેચે છે, એવું બીજી સ્ત્રીઓને મુખેથી મેં સાંભળ્યું છે!" યુવતીએ જણાવ્યું અને ઉંડી હાય નાંખતાં ગળગળે અવાજે બોલી "અરેરે, દઇવ! આ કેવું સંકટ! બહેન, તમને જોઇને સંતોષ વળે છે, પણ આ બીજી સ્ત્રીઓના ઢંગ જુઓ! અરેરે! પોતાના કુળ ગૌરવ અને પવિત્ર આર્ય ધર્મનું તેમને લેશ પણ અભિમાન નથી! મ્લેચ્છના હાથનું ભોજન ખાતાં તેમને લેશ પણ કમકમાટ છૂટતો નથી! શહેનશાહના જનાનાનું સુખ ભોગવવાની લાલસામાં તેમણે સર્વ પર પાણી ફેરવી દીધું છે! તેઓ કેવી ઘોર નિંદ્રામાં પડી છે! આર્યાની સત્યતા અને ઉંચ્ચતા આ કુલાંગારોજ નષ્ટ કરવા લાગી છે! આ પાપીણીઓની રીતભાત જોતાં અંતઃકરણમાં બળતો દાહ વધુ જોરમાં સળગી ઉઠે છે!"

"બાઇ, જેને જે સારૂં લાગે તે ભલે કરે! જેવું કરશે તેવું ભરશે! એ સ્ત્રીઓ પીશાચણીનો અવતાર છે, એમ ગણી મન વાળો! વારૂ, કૃપા કરી જણાવશો કે આપ કોણ છો, અને આ પાપીઓને હાથ કેવા રીતે ફસાયાં છો?"

"બ્હેન, હું વીજયગઢના મહારાજાની રાણી કલાવતી છું! રાજાજી લડાઇ પર ગયલા હોવાથી તેમના વિયોગ દુઃખમાં રીબાતી હું એક રાતે શય્યાપર પડી હતી, એટલામાં આંખ મળી ગઇ તે પછી શું થયું તે ખબર પડી નહીં, પણ જ્યારે જાગૃત થઇ ત્યારે આ પાપીઓના હાથમાં સપડાયલી હતી!" રાણીએ કહ્યું.

"વીજયગઢનાં આપ રાજમાતા !" ચપળા બોલી ઉઠી "અરેરે ! આપની આ અવદશા ! ભાગ્યની અકળ ગતી છે !"

"તમે કોણ છો સખી ?" રાણીએ પૂછ્યું.

"હું શેરગઢના મહારાજા રામસિંહજીની કુંવરી કાન્તાની દાસી ચપળા છું. ઘણા દિવસ થયા કુંવરીબા મહેલમાંથી ગૂમ થઇ ગયલાં હોવાથી હું તેમની શોધમાં નીકળી છું !" આમ ચપળા અને રાણી કલાવતી ધીરે ધીરે વાતચીત કરતી હતી એટલામાં બહારથી "કોન હય ? ભાગા, ભાગા !" એવો પહેરેગીરેનો અવાજ સંભળાયો રાણી આથી ડરી પણ ચપળા લેશ પણ ડરી નહીં. વાતમાંજ રાત્રી પસાર થઇ ગઈ. પ્રભાતે પાછી રાત્રીવાળી બંને દાસીઓ હાથમાં ખુલ્લી તલવાર લઇને આવી અને સઘળી સ્ત્રીઓને દાતણ પાણી કરાવવા માટે તંબુની બહાર તેડી ગઇ, પણ ચપળા અને રાણી ત્યાંજ બેસી રહી. તેમને બહાર જવા માટે કોઇએ કંઇ કહ્યું પણ નહીં. દીવસ એક પહોર વીતતાં કાફલાનો બુઢો માલેક સોદાગર પોતાની સાથે ડાકણ સરખા દેખાવની એક બુઢી સ્ત્રીને લઇને સ્ત્રીઓવાળા તંબુમાં આવ્યો, જ્યાં આવતાંજ ચારે તરફ નજર ફેરવી તે ડોસીએ પૂછયું "બસ આટલીજ છે કે બીજી વધારે પણ છે ?"

"આ વખતે તો આટલીજ છે ! હવે તો તમારી મહેરબાની થાય તો કંઇ વધારો થાય !" બુઢાએ જવાબ આપ્યો.

"સોદાગર સાબ, જુઓ તો ખરા કે હું કેટલી ઓરતોને ફસાવી લાવું છું !" પેલી બુઢી બોખડે અવાજે મલકાઇને હીંદુસ્તાનીમાંજ બોલી "તમને કેવી ઓરત જોઇએ છે, તે કહો ? અને તેના બદલામાં ઇનામ શું આપશો ?"

"જુઓ, આ સઘળી ઓરતો તો એક સરખી છે, માટે તેમના જેવી દરેકને માટે દસ મોહોર આપીશ !" સઘળી સ્ત્રીઓને બતાવતાં બુઢાએ જણાવ્યું, અને તે પછી ચપળાને બતાવતાં કહ્યું "જો આ નાજની સરખી લાવશો તો પચાસ મોહોર, અને (રાણી તરફ આંગળી કરી બતાવતાં) આ કમસીન હસીન સરખી ગુલબદનને માટે સો મોહોર ઇનામ, બસ ?"

"હવે કંઇ કહેવું પડે નહીં! તમારૂં કામ પાર!" ડોકરી ઉત્સાહમાં આવી બોલી ઉઠી–"એવી બીજી દસ આણી આપીશ!" બુઢો સોદાગર મનમાં મલકાયો. "વારૂં આ સઘળીઓ આપના હાથમાં કેવી રીતે આવી?" ડોકરીએ પૂછ્યું.

"આ સઉથી વધુ ખુબસુરત તો જંગલમાં એક ગુફામાં બેહોશ પડી હતી ત્યાંથી હાથ લાગી ગઇ!" રાણીને બતાવતાં સોદાગરે જણાવ્યું, અને પછી ચપળા તરફ આંગળી કરી કહ્યું "અને આ તો કાલે આ જંગલમાંથી પકડાઇ! એ બડી બદમાશ છે! અમારા બે સીપાઇઓને એણે મારી નાંખ્યા છે!"

"હંઅઅઅ! એ તો એના ખુની ચ્હેરાપરથીજ જણાય છે!" ડોકરી ડોકું ધુણાવતી લહેકાથી બોલી "સોદાગરજી, તમારા કાફલામાં એના જેવી બીજી ત્રણ થાય તો તમારા આખા કાફલાને સીધો ખુદાને ઘેર પહોંચાડી દે હોં કે?"

"બેશક!" સોદાગર બોલી ઉઠયો. બીજી સ્ત્રીઓ સબંધી જુદી જુદી હકીકત જણાવ્યા બાદ તે ડોસીને પોતાના તંબુમાં તેડી ગયો. તેમના જવા પછી સઘળી સ્ત્રીઓ તેમને ગાળો દેવા લાગી. "બહેન, નિર્દોષ અબળાઓને ફસાવવાની પીટયાની હોંસ હજી પૂરી થતી નથી!" એકે બીજીને કહ્યું.

"પીટયાના મુખમાં એક દાંત રહ્યો નથી ને ઉભાએ રહેવાતું નથી છતાંએ હવે જંપીને બેસે છે!" બીજી બોલી ઉઠી.

"આ રાંડ ડોકરી વળી એને કોણ જાણે કયાંથી મળી છે!" ત્રીજી દાંત કચકચાવી બોલી "રાંડ ડાકણ બડાઈ મારતી હતી તે સાંભળી કે નહીં? રાંડને ધોળાં આવ્યાં અને કમ્મરે ભાંગી ગઇ છે, પણ પૈસાની લાલચે પાપ કરવાને જરા અચકાય છે!"

"સખી, ઇશ્વરને ત્યાં શું આવોજ ન્યાય છે! પાપીઓપરજ તે પોતાની દયાનો વરસાદ વરસાવે છે? પેલી પીશાચણીએ કોણ જાણે કેટલાં સુખી કુટુંબોનો નાશ કીધો હશે! પ્રભુ! તેમના અપવિત્ર પગલાંનો ભાર ધરતી માત કેમ સહી શકે છે!" રાણી કલાવતી ચપળા પ્રત્યે બોલી. બુઢી આવી ત્યારથી ચપળા તેણીને બારીક નજરે જોઇ રહી હતી, અને તેમના ગયા પછી પણ તે કંઇ ઉંડા વિચારમાં હોવાથી રાણીનું કહેવું તેણીએ ન સાંભળ-

વાથી કંઈ જવાબ આપ્યો નહીં. રાણીની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. ચપળા વિચારમાંથી જાગૃત થતાં રાણીને રૂદન કરતી જોઇ ધીરજ આપવા બોલી "મહારાણી, હવે કલ્પાંત ન કરો! ઇશ્વરની કૃપા હશે તો આપણે ટુંક સમયમાં આ પાપીઓના પંજામાંથી છુટીશું!" રાણીને કંઇક ધીરજ આવી, અને તે દીવસ તો જેમ તેમ વહી ગયો. સંધ્યાકાળે સોદાગર પેલી બુઢી સહીત પાછો તેમના તંબુમાં આવ્યો. આ વખતે ડોકરી સાથે એક સ્વરૂપવાન યુવતી પણ હતી. તંબુમાં આવતાંજ પોતાની સાથેની યુવતીને આગળ કરી ડોકરી બોલી "લ્યો હવે સરખાવી જુઓ, છે પહેલા નંબરની?"

"ના, તેવી તો નથી, બીજા નંબરની જોડી છે એટલે પચાસ મોહોર મળશે!" બુઢાએ યુવતીને જોઈ કહ્યું.

"ઠીક! તમે રાજી થાઓ! કાલે બીજી શોધી આણીશ!" ડોકરી બોલી. પછી તેઓ યુવતીને ત્યાં છોડી ચાલ્યાં ગયાં. આ નવી ફસાયલી યુવતી દીલગીર થવાને બદલે ખુશ થતી હતી. તરતજ તેને માટે દાસી રકાબીમાં ભોજન લઇ આવી, જે ભુખ્યા વરૂની માફક તે પેટ ભરીને અડાવી ગઇ. બીજી અબળાઓને રડતી તથા ઉદાસ જોઇ તેમના ચાળા પાડી તે હસતી હતી. તેણીની આ રીતભાત જોઇ રાણીએ ચપળાને કહ્યું "બહેન, આ તો વળી બધીઓને વીસરાવે એવી છે!"

"ખરેખર! અજબ અબળા છે!" ચપળા બોલી—"સોદાગરના પંજામાં સપડાવા માટે એને કંઇ લાગતુંજ નથી!" આગલી રાતની માફક આજે પણ ચપળા અને રાણીએ કંઇ ખાધું નહીં, અને તે રાત્રી પણ એમણે જાગૃત અવસ્થામાં ગુજારી. બીજે દીને સવારે સઘળી સ્ત્રીઓ દાસીઓ સંગે દાતણ પાણી કરવા તંબુની બહાર ગઇ, પણ તેઓ ન ગઇ તેથી થોડી વારમાં એક હથીયાર બંધ સીપાઇ તંબુમાં તેમની પાસે આવી બોલ્યો "તમે બંને તંબુની બહાર ચાલો! સરદાર સાહેબનો હુકમ છે કે તમામ ઓરતોને મેદાનમાં ઝાડ નીચે બેસાડવી, જેથી મેદાનની ખુલ્લી હવા તેમને લાગે તો તંદુરસ્તીમાં બીગાડો ન થાય!" રાણી જવાને ઉઠી નહીં, એટલે સીપાઇએ તેમને દમ બતાવ્યો.

આથી લાચાર થઇ તેઓ બંને પણ બહાર ગઇ, અને મહુડાના એક ગંભીર ઝાડની આસપાસ બેઠેલી બીજી સ્ત્રીઓની સાથે એક બાજુએ બેઠી. ચંચળ ચપળા ચારે તરફ બારીક નજર ફેરવી આસપાસની સઘળી જગાઓ ધ્યાનમાં રાખવા લાગી. તે દીને સઘળી સ્ત્રીઓને ભોજન પણ બહારજ આપવામાં આવ્યું. આગલા દીવસની પેઠે આજે પણ ચપળા તેમજ રાણીએ કંઇ ખાધું નહીં. બપોરને સમયે વળી પેલી ડોકરી એક બીજી ખુબસુરત યુવતીને પોતાની સાથે લઇને આવી. સોદાગરે તેને પોતાની પાસે એક ખુરસી મૂકાવીને બેસાડી અને તેની સાથે આવેલી સુંદરીને સર્વ સ્ત્રીઓ સાથે બેસવા મોકલાવી દીધી. આ સ્ત્રીને થોડી વાર સુધી બારીકીથી જોયા બાદ ચપળાના મુખપર આશાની કંઇક નીશાની જણાવા લાગી, અને પોતાનો મનોભાવ દબાવી ન શકવાથી તે નવી આવનાર સ્ત્રી તરફથી પોતાની નજર ખસેડી લઈ તે ઉંચું જોઇ અઇયારીની છૂપી બોલીમાં બોલી—“ હવે હું ઓળખી ગઇ છું ! ” આ સમજીને તે સુંદરી અજબ થઇ ચપળા તરફ જોવા લાગી. થોડી વાર પછી પોતાના જમણા પગના અંગુઠા તરફ નજર કરી તેના પરનો મેલ જાણે સાફ કરતી હોય તેમ પોતાના બંને હાથ તેના પર ઘસતાં તેવીજ માર્મિક ભાષામાં તે બોલી— “ ચુપ રહેશો તો સાથે તમારો પણ છૂટકારો થશે ! ” આ પછી બંનેમાંથી કોઇ બોલી નહીં. સાંજ પડતાં સઘળી સ્ત્રીઓને તંબુમાં લઇ જવામાં આવી, અને રાતે પણ રાણી અને ચપળા સિવાય સઘળી સ્ત્રીઓએ ભોજન ખાધું, તેમજ પેલી નવી આવેલી બે સ્ત્રીઓ તો ખૂબ જમી. મધ્યરાત્રી વીતી ગઇ. કાફલામાં સઘળા નિંદ્રાધીન થઇ ગયાં. સ્ત્રીઓના તંબુની આસપાસ સીપાઇઓ પહેરો ભરતા હતા. તંબુની અંદર એક દીપક બળતો હતો, જેનો પ્રકાશ તંબુના પ્રમાણમાં બહુ થોડો હોવાથી ઝાંખો પડતો હતો. રાણી, ચપળા અને નવી આવેલી બે યુવતીઓ સિવાય સઘળી સ્ત્રીઓ ઘોર નિંદ્રામાં પડી હતી. તેઓ બંને તરફ જોઇ ચપળાએ છૂપી બોલીમાં કહ્યું “ પહેલાં મારી બેડીઓ ભાંગી નાંખો નહીં તો બૂમરાણ કરી સીપાઈઓને બોલાવી તમને પણ કેદ કરાવી દઇશ ! ”

"તો પછી તારી શી દશા થશે ?" એક તેવીજ બોલીમાં પૂછ્યું. "સાથે રાણી !" ચપળાએ જવાબ આપ્યો. તરતજ કંઈ ન બોલતાં તે બંને સ્ત્રીઓએ પોતાની કમ્મરે સંતાડેલું એક ધારવાળું હથીયાર કહાડી ધીરે ધીરે ચપળાના હાથપગમાંની બેડીઓ કાપી નાંખી. પ્રહર રાત બાકી રહી હતી, એટલામાં એકાએક તંબુની બહાર ચારે તરફથી ઘણા માણસોએ ઘેરો ઘાલ્યો. 'મારો ! પકડો !' નો ઘોંઘાટ થઈ રહ્યો. બંદુકની ગોળીઓ ફુટવા લાગી. ત્યાં મ્હોટો શોર મચ્યાથી સઘળી સ્ત્રીઓ નિંદ્રામાંથી ઝબકી ઉઠી. તેમણે જાણ્યું કે બહાર ધાડપાડુઓએ ધાડ પાડી હશે, અને સોદાગરના સીપાઇ અને તેમની વચ્ચે ઝપાઝપી થતી હશે. તેઓ ગભરાટમાં તંબુમાં આમ તેમ દોડધામ કરવા લાગી. રાણી કલાવતી પણ ગભરાટમાં 'ચપળા, ચપળા' એમ મ્હોટેથી બૂમ પાડવા લાગી, પરંતુ તે જણાઇ નહીં, એટલામાં પેલી બે નવી યુવતીઓ રાણી પાસે આવી અને તેઓમાંથી એક ઉતાવળમાં બોલી—"ચપળા નહાસી ગઇ છે ! આપ ગભરાશો નહીં ! આ હલ્લો કરનારા આપનાજ સેવક છે ! અમને પણ સ્ત્રી સમજશો નહીં ! હું પણ આપનો દાસ છું ! આપને માટે તૈયાર રાખેલી પાલખી હું સત્વર લઇને આવું છું !" આમ કહી બંને સ્ત્રીઓ ત્યાંથી જતી રહી. સ્ત્રીઓના તંબુની ત્રણ બાજુ તરફનો લડાઇનો અવાજ હવે સંભળાતો બંધ થઇ ગયો હતો. એક તરફથી ઘોંઘાટ સંભળાતો હોવાથી ત્યાં હજી લડાઇ ચાલતી હોય એમ જણાતું હતું. બે માણસો પોતાના મુખ બુરખાથી ઢાંકી એક ડોલી લઇને તંબુમાં આવ્યા, અને તેમાં રાણીને બેસાડી તે ઉપાડી ચાલ્યા ગયા. સવારે તંબુમાં ચપળા અને રાણી સિવાય સઘળી સ્ત્રીઓ હતી. ધાસ્તિ અને ગભરાટથી તેમના હોંસ ઉડી ગયાં હતાં. તેઓ એક બીજીના મુખ સામે જોતી બેઠી હતી, એટલામાં રાજા બલદેવસિંહના અઈયારો વીરકાળ, નારાયણસિંહ અને ચમનરાય કીનખાબના પરદાવાળી સુંદર પાલખી ઉંચકાવી ત્યાં આવ્યા, અને તે તંબુના દરવાજા પાસે ઉતરાવી તેઓ અંદર દાખલ થઇ ત્યાં બેઠેલી દરેક સ્ત્રી તેમજ તંબુના ખુણેખુણા જોઇ વળ્યા પણ રાણીને ન જોઇ, વીરકાળે સ્ત્રીઓને પૂછ્યું "તમોમાંથી બે યુવતીઓ

ક્યાં ગઇ?" સ્રીઓનો રાત્રીનો ગભરાટ હજી નરમ પડયો ન્હોતો, એટલામાં વળી આ નવા પુરૂષોને જોઈ તેઓ વધુ ગભરાઇ ગઇ, તેથી કોઈના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહીં. તેમને ગભરાયલી જોઈ ધીરજ આપવા ફરી વીરકાળે કહ્યું "તમે જરાએ ગભરાશો કે અમારાથી ડરશો નહીં! અમે લુંટારાઓ નથી. પાપીઓના પંજામાંથી તમો સઘળીઓને છોડવવા માટેજ આ સઘળી ખટપટ અમે કરી હતી, માટે તે બંને સ્રીઓ ક્યાં ગઇ તે અમોને જણાવો!" આ ધીરજના વચનોથી તેમના જીવ કંઇક સ્થીર થયાં, અને તેઓમાંથી એકે જણાવ્યું "અરે, બે નહીં પણ ચાર સ્ત્રીઓ અહીંથી ગૂમ થઇ ગઇ છે. તેઓમાંથી ત્રણ તો બે દીવસથીજ અહીં આવી હતી!"

"વળી કાલે બપોરે આવેલી એક ઓરત તો જે આખો દહાડો રૂદન કરતી હતી તેને રાતના હલ્લો થયો ત્યારે કહેતી સંભળાઇ હતી કે, બ્હીશો નહીં, અમે તમારાજ તાબેદાર છીએ, અને આપને માટે પાલખી લાવીએ છીએ, જે પછી બે સ્ત્રીઓ ક્યાં ચાલી ગઇ હતી. તે પછી થોડી વારે એક ડોલી આવી તેમાં ચઢીને પેલી અબળા પણ ગઇ, અને ચોથી તો શોર થયો ત્યારનીજ નહાસી ગઇ હતી." બીજીએ જણાવ્યું. આ સાંભળી વીરકાળના હોંસ ઉડી ગયા. તે નારાયણસિંહ અને ચમનરાયનાં મુખ જોવા લાગ્યો. "ખરૂં છે! અમેજ સ્ત્રી વેષે મહારાણીને ધીરજ આપીને પાલખી માટે તમારી તરફ આવ્યા અને ચપળા તો હલ્લાની શરૂઆતમાં નહાસી ગઈ હતી!" નારાયણસિંહે જણાવ્યું.

"ત્યારે બીજી ડોલીમાં મહારાણીને કોણ લઇ ગયું હશે, તે અટકળી શકાતું નથી!" વીરકાળ વીમાસણમાં પડયો. ચમનરાય અને નારાયણસિંહ પણ મુંઝાયા. થોડી વારે કંઇ યાદ આવતાં ચમનરાય બોલી ઉઠયો-"અરે, સોદાગરની ડોલીઓ બહાર પડી છે તે તો ગણી જોઇએ. તે ડોલીમાં મહારાણી ગયાં હશે તો?"

"ખરેખર! આથી કંઇક ભેદ જણાશે!" વીરકાળ બોલ્યો "સઘળા સ્ત્રીઓને પણ હવે બહાર મેદાનમાં બેસાડો!"

સઘળી સ્ત્રીઓને તંબુની બહાર ઝાડ નીચે બેસાડવામાં આવી. અત્રેની સઘળી ભૂમી લોહીથી ખરડાયલી હતી, અને ઠેકઠેકાણે માણસોની સંખ્યાબંધ લાશો પડી હતી. બુઢો સોદાગર અને તેનો છોકરો હાથપગમાં મજબૂત બેડીઓ સહીત એક ઝાડ નીચે ઉદાસ બેઠા હતા, જેમના ઉપર દસ સીપાઈઓ ખુલ્લી તલવારે પહોરો ભરતા હતા. બીજા ઘણા માણસો બંધીવાન હાલતમાં બીજા ઝાડ નીચે બેઠા હતા. તમામ તંબુઓ ઉજ્જડ પડયાં હતા. વીરકાળ, વગેરે ડોલીઓ પડી હતી ત્યાં ગયા. ચમનરાય તે ગણીને બોલ્યો "જુઓ, એક ડોલી ઓછી થઈ છે! અમે એકવીસ ગણી હતી, અને હમણા તો વીસ છે!"

"ત્યારે તો મહારાણી તેમાંજ ગયાં!" વીરકાળ બોલી ઉઠયો—"પણ ડોલી કોણ ઉપાડી ગયું હશે?" પછી ચમનરાય તરફ ફરી તેણે કહ્યું "સેનાના પડાવ આગળ આપણા દીવાનજી છે, તેમને તેડી લાવો!" થોડી વારમાં ચમનરાય દીવાનજી સહીત પાછો આવી પહોંચ્યો, એટલે વીરકાળ બોલ્યો—"દીવાનજી, અમારી ચાર દીવસની મહેનત વ્યર્થ ગઇ! આ સોદાગરને સ્ત્રીઓની લાલચ આપી અહીં રોકીને આપને ખબર કરી, જેથી આપ સેના સહીત આવી પહોંચ્યા, પણ જે કામ માટે આપણે આટલી બધી ગ્રહેમત ઉઠાવી તે ઉંધી વળી ગઇ! મહારાણી તેમજ ચપળા બંને ગૂમ થયાં છે!"

"હે! કયાં ગયાં? ચપળા કેવી રીતે છટકી ગઇ?" દીવાને ઉતાવળે પૂછયું.

"ચપળાએ અમને ઓળખી કહાડયાથી તેના હાથપગમાંની બેડીઓ ન કાપીએ તો અમને પકડાવી દેવાની ધમકી આપી, એટલે મહારાણીજીને છોડવવાની ઉમેદમાં અમારે લાચારીથી તેને પણ મૂક્ત કરવી પડી. એ હરામખોર તો રાત્રીના શોરબકોરમાં લાગ જોઈ નહાસી ગઇ!" ચમનરાયે જણાવ્યું.

"મહારાણીજી વિષે આ સ્ત્રીઓને પૂછતાં જણાયું કે કોઈ બે પુરૂષો મહારાણીજીને સોદાગરની ડોલીમાં બેસાડીને લઇ ગયા!" વીરકાળે કહ્યું. આ હકીકત સાંભળી દીવાન બોલી ઉઠયો "સોદાગરની ડોલીમાં મહારાણી ગયાં ત્યારે તો તેના હરામખોર

માણસોને અથવા એ લુચ્ચા સોદાગરનેજ પૂછવાથી મહારાણીજીની ભાળ મળશે. એ કામ એ પાપીઓનુંજ હોવું જોઇએ !"

"દીવાનજી, મને સોદાગર ઉપર વહેમ જતો નથી. તે પોતેજ આપણા પંજામાં કેદ છે ત્યારે તેણે મહારાણીને છૂપાવ્યાં હોય એમ માની શકાયજ નહીં! મહારાણીની શોધમાં થોડા સ્વારો દોડાવવા જોઇએ કેમકે તેમને લઇ જનાર પગે ગયલા હોવાથી બહુ દૂર ગયા નહીંજ હોય!" વીરકાળે સલાહ આપી, જે દીવાનને ઠીક લાગી, અને તે મૂજબ કેટલાક સ્વારોને ચોતરફ દોડાવવામાં આવ્યા. પછી દીવાન સોદાગર અને તેના નોકર, વગેરે સઘળા કેદીઓ તેમજ તેમની માલમીલકત સહીત વીજયગઢ જવાની તૈયારી કરવા છાવણીમાં આવ્યો, અને વીરકાળ, વગેરે અઈયારો રાણીની શોધમાં નીકળ્યા. માર્ગમાં ચાલતાં વીરકાળ નિરાશાસહ બોલ્યો "વીજયગઢના રાજ્યની કેવી દુર્દશા થવા બેઠી છે! મહારાજ તો ચતુરના હાથમાં સપડાયાજ હતા, અને મહા'મહેનતે આપણે મહારાણીજીની ભાળ મેળવી તો તે પણ ફરી ગૂમ થયાં! ખરેખર, દુશ્મનોએ અજબ ચાલાકી વાપરી આપણને અંધ બનાવી દીધા!"

"અરે, મહારાણી સાથે ચપળાને કેદ જોઇ હું તો મનમાં મલકાતો હતો કે ચાલો એક કાંકરે બે પક્ષી મરશે! મહારાણીજી મળવા સાથે ચપળા પણ આપણા પંજામાં સપડાશે, પણ મનની મનમાંજ રહી ગઇ! ચપળા તો આપણા માથાની નીકળી! લુચ્ચીએ આપણને ઓળખી કેવા ગભરાવીને પોતાની બેડીઓ કપાવી લીધી!" નારાયણસિંહ કકળી ઉઠયો.

"ભાઇઓ, મહારાણીજીને નહસાડી જનાર ચપળા તો નહીં હોય?" ચમનરાયે કહ્યું

"નહીં! એકલી ચપળા મહારાણીને ડોલીમાં બેસાડીને કદી લઇ જઇ શકે નહીં!" વીરકાળે જણાવ્યું.

"હવે તો મહારાજાને છોડાવવા માટે બદ્રીનાથજી કાસમ અને મહમદને લઇ ગયા છે તે જોઇએ શું કરી આવે છે?" ચમનરાયે બીજી વાત કહાડી.

"પણ ભાઇઓ, આપણેજ મહારાણીજીની ભાળ મેળવી શકીશું નહીં તો તેઓ શું વાઘ મારી આવ્યા છે તે જોવા માટે શું મુખ લઇ નગરમાં પાછા ફરીશું? હાલ તો આપણે જે કામ કરવાનું છે તેની ચિંતા રાખો!" વીરકાળે કહ્યું.

"હવે મહારાણીને મેળવવાની આશા છોડીજ દેવી! આટલા સીપાઇઓની વચમાંથી મહારાણીને લઈ જનાર કંઇ ઓછો ઉસ્તાદ હશે તે હવે આપણને પત્તો મેળવવા દેશે! ભાઇ, એ તો રાઇના પાડ રાતેજ ગયાં! હવે તો મુંગા મુંગા આ જંગલમાંજ રહી ખેતીવાડી કરીને પેટ ભરીએ! બાળબચ્ચાંઓને નગરમાંથી તેડાવી મંગાવો!" નારાયણસિંહે નાઉમેદી બતાવી.

"બસ આટલામાંજ હિંમત જતી રહી ભાઈ! અઇયારના નામને એબ લગાડો છો!" વીરકાળે કહ્યું. આમ વાત કરતા કેટલોક પંથ કાપ્યા પછી તેઓ કંઇ સલાહ કરી જુદા પડયા.

---

## પ્રકરણ ૩૦ મું.

——:o:——

### દૂરથી દૃષ્ટિમીલન.

કર્મનાસા નદીના કીનારાપર ધીચ જંગલમાં એક ઝાડ નીચે શાંતીનાથ જોશીજી અને ચતુર બેઠા હતા. તેમની પાસે એક ડોલી પડી હતી, જેનો પરદો ઉંચો કરેલો હતો, અને તેમાં બેઠેલી એક યુવતી ચતુર સાથે વાતચીત કરતી હતી. વાંચનારને જણાવવાની જરૂર નથી કે તે સુંદરી રાજા બલદેવસિંહની રાણી કલાવતી હતી. ડોલીની બીજી તરફ તેના હાથાપર એક હાથ ટેકવી ચપળા પણ ઉભી હતી. "ચતુરસિંહ, વિજયગઢ જવાની અમારી ઈચ્છા નથી! અમને રાજ્ય વૈભવનું સુખ નથી જોઇતું! મહારાજ સંગે રહેવામાંજ અમારૂં ખરૂં સુખ સમાયલું છે! પ્રભુ કેદ પડયા છે, તો અમને પણ તેમની સેવા માટે તેમની સાથે કેદ કરો! ચતુરસિંહ, પ્રભુનાં પવિત્ર મુખાર્વિંદના દર્શન કરાવો!" રાણીએ આગ્રહસહ કહ્યું.

" મહારાણી, આપને અમારી સંગે લાવવાની કાંઇ જરૂર નહોતી. અમે તો ચપળાને છોડવવાને આવ્યા હતા, માટે હવે ફરમાવો તો વિજયગઢ મૂકી આવીએ યાતો રાજા પાસે લઇ જઇએ કેમકે, હજી તેમને કયાં સુધી કેદ રાખવા પડશે તે કહી શકાતું નથી ! " ચતુરે ગંભીર અવાજે કહ્યું. આથી રાણીને કંઇક ધીરજ આવી અને તે બોલી " બસ, મહારાજનાં દર્શન કરાવશો તો અમને જીવતદાન આપ્યા તુલ્ય માનીશું ! "

" જેવી આપની ઇચ્છા ! પરંતુ જે સ્થળે રાજાજી કેદ છે ત્યાં આ ડોલીમાં બેસાડીને આપને લઈ જઇ શકાશે નહીં ! આપને બેહોશ કરીને લઇ જવાં પડશે ! માફ કરજો મહારાણી, પણ બીજો એકે ઉપાય ન હોવાથી લાચાર છું ! " ચતુરે દબાયલે અવાજે જણાવ્યું. તરતજ રાણી ડોલીમાંથી બહાર નીકળી દ્રઢતાસહ બોલી " એમાં શું ? ચતુરસિંહ, બેહોશ થવાને અમે તૈયાર છીએ ! અરે, પ્રભુને માટે આ દેહનો ભોગ આપતાં પણ અમે અચકાઇશું નહીં ! નાથને મળવાના આનંદમાં મ્હોટી ખાઇઓ કુદાવી જવી હોય, તુફાની સમુદ્ર તરી જવો હોય તો અમારા સતીત્વના પ્રભાવે તે વિકટ માર્ગ પણ અમે વટાવી જઇશું ! લાવો, બેહોશીની ભૂકી અમે હાથેજ સુંઘીએ છીએ ! " ચતુરે પોતાની થેલીમાંથી કાળા રંગની ભુકી કહાડી આપી, જે લેતાં રાણી બોલી " એ ભુકી સુંઘવાનું તો શું પણ શીરછત્રના દર્શનની કબુલાતે હળાહળ વીષ ખાવાનું કહો તો તે પણ અમે ખાઇશું ! " આટલું કહી રાણીએ પોતાના હાથમાંની ભૂકી સુંઘી જેની અસરથી તરતજ તેને મૂર્છા આવી ગઇ. ચપળાએ તેણીને ધીમેથી પોતાના ખોળામાં સુવરાવી દીધી.

" હવે તમે રાણીને ગુફામાં મૂકી આવો ત્યાંસુધી હું આ જંગલમાંજ રહીશ ! ચપળા ભલે, શેરગઢ જાય ! " જોશીજીએ જણાવ્યું, જે ચપળાને ગમ્યું ન હોય એવો તેના ચહેરાપર ભાસ જણાતાં ચતુરે તેને શેરગઢ જવાને સમજાવી, પણ ન માનતાં તે બોલી " કુંવરીબાની ભાળ મળશે નહીં, ત્યાં સુધી હું નગરમાં કદી પાછી ફરીશ નહીં ! જુઓ, આ સોદાગરના પંજામાં

ફસાઈ હતી તો તેમાંથી મારી પોતાની ચાલાકીથીજ છુટી છું ! મારે માટે તમે લેશ પણ ચિંતા કરશો નહીં."

"એ તો ખરૂં ! અમે તો કુંવરીની શોધમાં સોદાગરના તંબુઓમાં ફરી વળ્યા, તો ત્યાં તમને અને રાણીને ફસાયલાં દીઠાં. તમને છોડવવાની અમે તજવીજ કરતા હતા, એટલામાં વીરકાળ, ચમનરાય અને નારાયણસિંહને રાણીને છોડવવાની બાજી રચતા જોઇ અમે ધાર્યું કે, ભલે તેઓ મહેનત કરે. તેમની સાથે અમારી ધારણા પાર પાડવાની પણ તક મળી જશે ! અને આખરે થયું પણ તેમજ ! તમે તમારી પોતાની ચપળતાથી છટકી આવ્યાં ! પણ હવે તમે નગરમાં પાછા નહીં ફરો તો કુંવરીને કયાં શોધશો ? અમે કુંવરીને શોધીને શેરગઢ લઇ જઇએ અને તમે જંગલમાં રખડયા કરો, એવું બને તો ?" ચતુરે પૂછયું.

"તો હું પણ કંઇ છેક બેવકુફ નથી ! ચારે તરફ તપાસ રાખીશ !" ચપળાએ જવાબ આપ્યો. ચતુર અને શાંતીનાથે તેને બહુ સમજાવી પણ તેણીએ કાન્તાની શોધમાંજ જવાનો પોતાનો ઠરાવ જણાવ્યાથી લાચાર થઇ ચતુરે તેને મરજી પડે ત્યાં જવાનું જણાવી તથા જોશીજીને ત્યાંજ છોડી રાણીની ગાંસડી બાંધી ગુફાનો માર્ગ લીધો. ચપળા પણ જોશીજીની આજ્ઞા લઇ કુંવરીની શોધમાં એક તરફ નીકળી પડી. શાંતીનાથે એકલો પડતાં કાન્તા અને ચકોરી કયાં હશે તે પોતાની રમલની ગણત્રીપરથી જાણવાને માટે પોતાની પોથી છોડી અને પાટી કહાડી રમલ નાંખી ગણત્રી કરવા માંડી. થોડીવાર સુધી ખૂબ ધ્યાનથી ગણત્રી કીધા પછી એકાએક તેના ચહેરાપર ખુશાલી ઝળકી ઉઠી. હોઠો ઉપર હાસ્ય છવાઇ રહ્યું. ઉતાવળે તેણે પોતાની પોથી, વગેરેનું પોટલું બાંધી લીધુ અને ઉઠીને ઝડપથી ગુફા તરફ દોડયો. ચતુર ખભાપર રાણીની ગાંસડી સહીત લગભગ ચારેક ગાઉ ગયો હશે, એટલામાં પાછળથી "ઉભા રહો !" એવો અવાજ સાંભળતાં ફરીને જોયું તો શાંતીનાથને ઉતાવળે દોડતો પોતાની તરફ આવતો જોઇ તે ઉભો રહ્યો, અને તે આટલી ઝડપે દોડતો શા માટે આવતો હશે, તે માટે વિચારમાં પડયો પાસે આવી પહોંચતાં શાંતીનાથ ઉતાવળે બોલ્યો—"બસ ! હું પણ તમારી સાથે ગુફામાં આવુ

છું ! ચાલો ! ઉતાવળ કરો ! ગુફામાં મારે શા માટે આવવું છે એ હું ત્યાં જઇને જણાવીશ ! તમે અહીં ઉભા રહો નહીં ! બસ, ચાલો ! ” આથી ચતુરે અજબ થઇ પૂછયું “ પણ તમારાં આ ભેદી બોલવાનો કંઇ અર્થ સમજાય ? ”

“ બસ, આપણો બેડો પાર ! કાન્તાકુંવરીની ભાળ મળી ! ગુફામાં ઉતાવળે ચાલો ! કુંવરી ત્યાંજ છે ! ત્યાં કુંવરી કેવી રીતે આવ્યાં તે હાલ પૂછશો નહીં ! તમારા ગયા પછી મેં રમલ નાંખી ગણત્રી કરી તેપરથી મને ભાળ મળી ! ” શાન્તીનાથ હર્ષાવેશમાં બોલી ઉઠયો. તેનું કહેવું સત્ય હશે એવી પહેલાં તો ચતુરની ખાત્રી થઈ નહીં, પણ જ્યારે તેણે પ્રતિજ્ઞા લીધી ત્યારે ચતુરના આનંદનો પાર રહ્યો નહીં. ઉત્સાહસહ તેઓ ઉતાવળે ગુફા તરફ ચાલ્યા, અને છેક બીજે દીને સાંજે ગુફા આગળ જઈ પહોંચ્યા. શાન્તીનાથની આંખે પાટા બાંધ્યા વગરજ ચતુર ગુફાનો દરવાજો ઉઘાડવા લાગ્યો. તેણે સિંહના મુખમાંથી જીભ બહાર ખેંચીને પછી દરવાજાની બંને બાજુએ ભીંતમા સગેમરમરના બે પથ્થરો જડેલા હતા, તેમાંથી જમણી તરફના પથ્થરને જોરથી લાત મારી, એટલે એક ધડાકો થવા સાથેજ તે પથ્થર દીવાલની અંદર ધુસી જઇ આડો બેસી ગયો, અને ન્હાના સરખા એક ચોતરાપર એક સાપ ગુંચળું વાળીને બેઠેલો જણાયો. આ સાપની ગરદન પકડીને ચતુરે પેચની માફક કેટલાક આંટા ફેરવ્યા, કે તરતજ દરવાજો ઉઘડી ગયો. રાણીની ગાંસડી સહીત તેમણે અંદર દાખલ થઇને બારણાં પાછાં બંધ કરી ડાબી બાજુએ દીવાલની અંદર માણસનો હાથ જઇ શકે એવડું એક બાકોરૂં હતું, તેમાં ચતુરે હાથ નાંખીને શાંતીનાથને કહ્યું “ આ દીવાલમાંની એક ચાવી ફેરવવાથી પેલો બહારનો ફક્ત પથ્થર બંધ થઇ જાય છે. એથી કંઇ દરવાજો ઉઘાડી શકાતો નથી. ઉઘાડતી વખતે તો જેવી રીતે બહારથી આપણે ઉઘાડયો, તેવીજ રીતે કરવું પડે છે ! ” દ્વાર બંધ કરી તેઓ આગળ ચાલ્યા. ખુલ્લા મેદાનમાં પહોંચીને રાણીની ગાંસડી છોડી તેને શુદ્ધિમાં આણીને ચતુરે કહ્યુ “ ચાલો મહારાણી, હવે આપને રાજાજી સમીપ લઇ જઇએ છીએ ! ” આસપાસની વસ્તુઓ અને દેખાવો જોઇ અજાયબ થતી રાણી પોતાના પતીને મળવાની

આતુરતામાં તેમની સાથે ચાલી. ચાલતાં ચાલતાં ચતુરે અધી-રાઇથી શાંતીનાથને "કુંવરી કયાં છે?" એમ પૂછતાં તેણે જણાવ્યું "બતાવું છું, અધીર ન થાઓ. આ સ્થાનમાં પહેલાં કદી આવેલ ન હોવાથી બધી જગ્યાઓ જાણતો નથી! રાજા બલદેવસિંહને મહારાણીજી તો સોંપો, એટલામાં કુંવરી બતાવું છું!" વાત કરતાં તેઓ પેલા નાળા આગળ જઇ પહોંચ્યાં. નાળાને સામે પાર એક ખડકપર ઉભો રહી સીધા ઉંચા ડુંગર પર કંઇ જોતો રાજા બલદેવસિંહ ઉભો હતો, તેનાપર તેમની નજર પડી રાણી તો રાજાને જોતાંજ ભાન ભૂલી જઇ પોતાનો જુસ્સો દબાવી ન શકવાથી પતીને મળવાની ઉત્સુકતામાં નાળામાં કેટલું ઉંડુ પાણી છે, અથવા સામે પાર કેવી રીતે જઇ શકાશે તે સંબંધી કંઇ પણ જાણ્યા વગર ઉતાવળે નાળામાં કુદી પડી અને પાણી બહુ થોડું હોવાથી સામે પાર જઈ આંખમાં આંસુ સહીત દોડીને રાજાને ભેટી પડી. ચતુર અને શાંતીનાથ પણ તેની પાછળ સામે પાર ગયા. રાજાની નજર શાંતીનાથ તેમજ ચતુર-પર પડતાં તેણે અજાયબ થઈને પૂછયું-"શાંતીનાથ, તમે પણ ફસાઈ ગયા શું?"

"નહીં, એમની કૃપાથી અત્રે આવ્યો છું. ચતુરસિંહે મને પોતાના સાથી તરીકે કબૂલ રાખ્યો છે હું કુમાર શ્રી કુલીન-સિંહની સેવામાં રહ્યો છું!" શાંતીનાથે જણાવ્યું. રાજાને આથી બહુ ગુસ્સો ઉપજયો, અને લાલચોળ આંખો કરી તેણે તેની તરફ જોયું, એટલે શાંતીનાથ બોલ્યો "રાજાજી, હવે આપ ક્રોધાયમાન થશો એથી શું વળવાનું છે? મન માન્યું ત્યાં આપણે રહ્યા. સન્માન મળે ત્યાંજ સેવા કરવી યોગ્ય છે! મહા-રાજ, મારી સાથે આપે કેવી નીચ વર્તણુંક ચલાવી તે તરફ દૃષ્ટિ કરો, તે વખતે આપે કંઇ વિચાર કર્યો હતો! આપણો સંબંધ આટલેથીજ તુટવાનું નીર્માણ થયેલ હશે!" આ સાંભળી રાજા નીચું જોઈ ચુપ ઉભો રહ્યો, એટલામાં "ચતુરસિંહ" એવો ઝીણો અવાજ ઉપરથી આવ્યો, એટલે ચતુરે ચમકી ઉચું જોયું, તો પર્વતની ટોંચપર કાન્તાકુંવરી ઉભેલી જણાઇ. તેણીની કંગાળ હાલત જોતાં ચતુરની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.

નાગણ સરખા કાળા વાળનો ચોટલો છુટીને વીખરાઇ ગયો હતો. મુખકમળ કરમાઇ ગયું હતું. સ્વેત વર્ણનાં શરીરપર મેલ ચઢી ગયો હતો. તેણીનાં વસ્ત્ર ફાટી ગયાં હતાં. તેણીની આંખમાંથી પણ આંસુની ધારા વહી રહી હતી. પહાડની ઉપર એક ન્હાની ગુફાનાં દ્વાર આગળ નીચી વળીને ઉભી રહી તેણી આતુરતાથી ચતુરને પૂકારી રહી હતી. કુંવરી પાસે જવાને અધીરો બની ચતુર પહાડપર ચઢવાને તળેટી તરફ ધસ્યો. પહાડ સીધો હોવાથી ઉપર ચ્હડવાનો એકે માર્ગ જણાયો નહીં. ઘણી તજવીજ કરી આખરે થાકીને નિરાશા સહ ઉંચે જોઇ તેણે બૂમ પાડીને પૂછ્યું "રાજકુંવરી, તમે ત્યાં કેવી રીતે જઇ પહોંચ્યાં?" ચતુરનું બોલવું કાન્તાએ સાંભળ્યું પરંતુ તેણીનો ઝીણો અવાજ ચતુર સુધી બરોબર ન પહોંચવાથી ફકત એટલા શબ્દો સાંભળ્યા કે "નસીબ ...આવી...પ્રકારે...કહાડો...છું" કુંવરી સંગે બરોબર વાત પણ કરી ન શકયાથી ચતુર મનમાં દુઃખી થયો. કાન્તા પછી પણ બીજું કંઇ બોલી જે પણ ચતુર બીલકુલ સમજી શકયો નહીં. તેણીને ધીરજ આપવા તે મ્હોટે અવાજે બોલ્યો "રાજકુંવરી, ગભરાશો નહીં! આપને માટે તજવીજ કરીએ છીએ!" આના જવાબમાં કુંવરીએ જંગલી ઝાડમાંથી એક પાંદડું તોડી અણીયાળા પથ્થર વડે તે પર કંઇ લખીને પોતાના સાળુના પાલવમાંથી ચીરો ફાડી તેમાં તે પાંદડું અને સાથે પથ્થર બાંધી ચતુર તરફ ફેંકયું, જે નાળાના કીનારાપર આવી પડયું. ચતુરે આતુરતાથી તે ઉપાડી કપડું ઉખેડીને વાંચી જોયું તો તેમાં ફકત એટલું લખ્યું હતું કે "તમે જઇને કુમારને અત્રે તેડી આવો!" ચતુરે શાંતીનાથને તે વંચાવીને કહ્યું "જોશીરાજ! આપ અત્રે રોકાઓ. હું જઇને કુમારને તેડી લાવું છું, એટલામાં કુંવરીને મળી શકીએ એવો કોઇ રસ્તો આપ શોધી રાખો!" શાંતીનાથને તે વિચાર પસંદ આવ્યો, એટલે તેને કેટલીક સુચનાઓ કરી ચતુર ગુફાની બહાર આવી દરવાજો બેવડી ચાવીએ બંધ કરી શેરગઢ તરફ ચાલ્યો. પ્રિય વાંચનાર! ચતુર અને શાંતીનાથને કાન્તાની શોધમાં વીદાય કરી કુલીન વીજય સહીત શેરગઢ પાછો ફર્યો ત્યારે રાજા, વગેરે સર્વેએ એમજ ધાર્યું કે કુંવરી પણ

તેમની પાછળ આવતીજ હશે, પરંતુ કુમારે સઘળી હકીકત જણાવતાં રાજાની દીલગીરીમાં વધારો થયો. રાજા બલદેવસિંહ કેદ પકડાવાની ખબર જાણી તેને જો કે આનંદ થયો પરંતુ નાળા-માંથી કુમારી ગૂમ થવાની હકીકત સાંભળી તે નિરાશ થયો. દીવાન વગેરેએ તેના મનનું સમાધાન કરવા બહુ સમજાવવા છતાં પણ રાજાની ઉદાસી ઘટી નહોતી. રાણી પણ અહાર નિંદ્રા ત્યાગી અહર્નિશ કાન્તાને સંભારતી કલ્પાંત કરતી હતી. કુલીન પણ ઘણા દીવસો સુધી શેરગઢમાંજ રહ્યો. તે નિરંતર ઉદાસ રહેતો હતો. એક દીવસ મધ્યરાત્રીએ કુમાર નિંદ્રા આવતી ન હોવાથી વિચારતરંગમાં અથડાતો શય્યામાં પડયો હતો, એટલામાં ઓરડાની બહાર કોઇની વાતચીતનો અવાજ સંભળાયો, અને 'કુંવરી' એ શબ્દ તેને કાને પડયો. તરતજ પલંગપરથી ઉઠીને ઉતાવળે દ્વાર આગળ કાન ધરી તે સાંભળવા લાગ્યો તો નીચેના શબ્દો તેના સાંભળવામાં આવ્યાઃ—"પહેલાં હું માનતો હતો કે કુંવરીબા ઉપર કુલીનસિંહનો દ્રઢ સ્નેહ છે, પણ હવે પરદો ઉઘડી ગયો, અને જણાયું કે ફક્ત શેરગઢની રાજ્યગાદી ઉપર તેની નજર બગડી છે! જો કુલીનસિંહનો કુંવરીબા ઉપર ખરો સ્નેહ હોત તો તેમની શોધ—" એક અવાજ સંભળાયો, પણ વાકય પૂર્ણ થાય તે પહેલાં બોલવું બંધ થઇ ગયું અને 'ચોર, ચોર!' એવી બૂમ પાડતાં દરવાનો સંભળાયા થોડી વારમાં તે અવાજ પણ બંધ થઇ ગયો. કુમાર ઘણી વાર સુધી બારણાને કાન લગાડી સાંભળવાને ઉભો રહ્યો, પણ પછી કંઇ સંભળાયું નહીં. ઉપલી વાતચીત દ્વારપાળો કરતા હશે, એવી તેણે અટકળ કરી, અને વિચારમાં પડી તે શય્યાપર આવી બેઠો. એક ઉંડો નિશ્વાસ નાંખીને તે પોતાના મનમાં બોલ્યો "હાય! આ શું સાંભળ્યું! હલકા દરવાનના મનમાં ઠસી ગયું છે કે કુંવરીપર અમારો પ્રેમ નથી તો રાજારાણી પણ અવશ્ય એવોજ વિચાર બાંધી બેઠાં હશે! હવે અત્રે રહેવું યોગ્ય નથી, તેમજ કીર્ત્તિપુર જવાથી લોકોની પક્કી ખાત્રી થશે કે કુંવરી તરફ અમે જે પ્રેમ દાખવતા હતા તે કૃત્રિમ હતો! હવે કયાં જવું? શું કરવું?" આમ વિચાર કરતાં ક્યહવાર પડી જેનું પણ તેને ભાન રહ્યું નહીં. પ્રાતઃકાળના

સુરજના મંદ કીરણો બારી વાટે કુમારના મુખપર પડતાં તે ઉઠયો અને નિત્યકર્મથી ઉતાવળે પરવારી પ્રહર દીન ચઢતાં સ્વારીનો અશ્વ મંગાવી એકલો રાજમહેલની બહાર નીકળ્યો. તેની સાથે જવાને ઘણા માણસો તૈયાર થયા. તેણે પોતાની સાથે આવવાની સર્વને મનાઈ કરી. એટલે તેઓ અટકી ગયા, પણ વીજય તો તેની પાછળ ચાલ્યો. વીજય પાછળ રહી છૂટો પડી જાય, એવી મતલબથી કુલીને પોતાના અશ્વને જોરથી દોડાવ્યો, પણ વીજય દોડવામાં બહુ ઝડપી હોવાથી તેણે ઘોડાનો સાથ છોડયો નહીં. બહુ લાંબે જતાં કુમારનું ઉશ્કેરાયલું ચિત્ત શાંત થતાં વીજયને બહુ થાકેલો છતાં પોતાની પાછળ દોડતો આવતો જોઇ તેના અસીમ સ્નેહભાવથી કુમારનું મન પીગળ્યું અને તેણે અશ્વ ઉભો રાખી વીજય તરફ હસતે મુખે જોયું, એટલે વીજયે ઉભા રહી પૂછયું "મહારાજ, આપની શી ધારણા છે તે તો જણાવો !" કુલીને ઘોડાપરથી ઉતરી કહ્યું "ભાઇ, તું બહુ થાકી ગયો છે ! જરા બેસીને વિશ્રામ લે ! તને સર્વ કહીશું !" વીજયે પોતાનો દુપટો કુમારને બેસવા માટે પાથર્યો, અને ઘોડાપરનું પલાણ તેપર બીછાવી ઘોડાને ચરતો મૂકી કુમારની સામે બેસીને પૂછ્યુ "બોલો, આપ શો વિચાર કરીને આમ એકાએક શેરગઢથી ચાલ્યા આવ્યા છો ?" આના જવાબમાં કુલીને રાતે સાભળેલી દરવાનોની વાતની સઘળી હકીકત જણાવી અને છેવટે કહ્યું "હવે કુંવરીની ભાળ મળશે નહીં ત્યાંસુધી અમે નગરમાં પાછા ફરનાર નથી" કુમારનો આ ઠરાવ વાજબી નથી એમ જણાવી તે ફેરવવાને વીજયે તેને બહુ સમજાવ્યા બાદ છેવટે કહ્યું "કુમાર, શેરગઢ જવાની આપની ઇચ્છા નથી તો આપણું નગર સમીપ છે, ત્યાં ચાલો !"

"અહીંથી આપણું નગર કેટલું દૂર હશે ?" કુલીને પૂછ્યું.

"લગભગ બે કોસ દૂર હશે ! પેલું વડનું ઝાડ દેખાય છે, તે આપણી ગુફાની પાસેજ છે" લાંબો હાથ કરી બતાવતાં વીજયે કહ્યું. કુમારે તે તરફ નજર કરી, એટલામાં સામેથી ચતુરને આવતો જોઇ તે ઉઠીને ઉતાવળે તેની તરફ દોડયો. વીજય પણ તેની પાછળ ગયો. તેમને જોઇ ચતુર સામો દોડતો આવ્યો. પાસે જતાં કુમારે અધીરાઇથી પૂછયું "ભાઈ, કુંવરીની કંઇ ભાળ મળી?"

"હા !' ચતુરે ઉત્સાહ સહીત જવાબ આપ્યો.

"કયાં ?" કુમારે આતુરતાથી પૂછયું.

"ગુફામાં ચાલો બતાવું ! કુમાર હું આપને તેડવાનેજ આવતો હતો !" ચતુરે જણાવ્યું, અને પૂછયું "વારૂં, આપ શેરગઢથી અત્રે શા માટે આવ્યા હતા ?"

"એની હકીકત વીજયને પૂછવાથી જણાશે પણ ગુફામાં તો ચાલો !" વીજયે તૈયાર કરેલા અશ્વપર બેસતાં કુલીને જણાવ્યું, અને ગુફા તરફ ઘોડો ચલાવ્યો. ચતુર અને વીજય તેની પાછળ ચાલ્યા. ગુફા આગળ આવી પહોંચતાં ચતુરે હસીને કહ્યું "કુમાર, ગુફાનું દ્વાર ઉઘાડતાં પહેલાં આપની આંખે પાટા બાંધવા પડશે !" કાન્તાને મળવાની અધીરતામાં કુલીન તે માટે તૈયાર થયો એટલે ચતુરે હસીને કહ્યું "કુમાર, આપભલે જુવો, પણ હવે સાવધ રહેજો !" આમ કહેતાં તેણે દરવાજો ઉઘાડયો, અને તેઓ અંદર ગયા. તેઓ નાળાના કીનારાપર શાંતીનાથ પાસે જઇ પહોંચ્યા, એટલે ચતુરે કુમારને હાથ ઉંચા કરી બતાવતાં કહ્યું "જુઓ, ઉપરથી કુંવરી આપણી તરફ જોઇ રહ્યાં છે !" કુમારને જોઇ કાન્તા પણ આતુરતાથી તેમના તરફ જોઇ રહી હતી. કુલીનની પણ એવીજ હાલત થઇ. આતુરતાસહ તે પર્વતની તળેટી તરફ ધસ્યો પણ ચતુરે તેને અટકાવીને કહ્યું "કુમાર, ઉપર ચઢવાનો માર્ગ હોત તો કુમારીનેજ નગરમાં તેડી આવત." નિરાશ થઇ કુલીન આતુરતાથી કાન્તા તરફ જોઇ રહ્યો. બંનેની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી વાંચનાર, કેવો હૃદયભેદક દેખાવ ! જેને માટે કુમારે રાજમહેલના સુખવૈભવનો ત્યાગ કરી પોતાના જીવપર આટલો બધો જોખમ ખેડયો હતો, તેને આજે નજરે જોતાં પણ પોતે મળી શકતો નથી – અરે, અંતર ખોલીને વાત પણ કરી શકતો નથી ! અફસોસ ! આ સમયની તેમની સ્થીતિનો ચીતાર અમે શું આપી શકીએ ? કુંવરીને કેવી રીતે મળવું તે વિષે ચતુરના પૂછવાથી શાંતીનાથે જણાવ્યું "ભારે ઝહેમત ઉઠાવ્યા વિના કુંવરી પર્વત ઉપરથી ઉતરી શકે એમ નથી ! જે માર્ગે તે ઉપર ગયાં છે તેજ માર્ગે આપણે તેમને

મળી શકીશું ! મેં રમલથી ગણત્રી કરી તે પરથી પણ એમજ જણાય છે, માટે કુંવરી ઉપર કયે માર્ગે આવ્યાં તે એમને પૂછીને જાણવું જોઈએ તો પછી કંઇ તજવીજ કરીએ, કેમકે કુંવરી એક તલેસમમાં ફસાયાં છે, એમ મને લાગે છે !" ચતુરે તરતજ મ્હોટેથી બૂમ પાડીને કાન્તાને કહ્યું "રાજકુંવરી, આપે પાંદડા-પર લખીને આપની ઈચ્છા જણાવી તેમજ આપ કયે રસ્તે આ પર્વતપર આવ્યાં છો તે પણ એક પાંદડાપર ટુંકમાં લખી જણાવો !" કાન્તા પાંદડાપર લખતી હતી, એટલામાં પાછળથી કોઈનાં પગલાંનો અવાજ આવતાં તેણીએ પીઠ ફેરવીને જોયું, તો ચકોરીને આવતી જોઈ, એટલે ઉઠીને આતુરતાથી દોડી તેને ભેટી પડતાં બોલી "સખી, તું આવી તે ઠીક થયું ! જો સઘળાઓ નીચે આપણી તરફ આતુરતાથી જોતા ઉભા છે બ્હેન, તેમનું બોલવું અમને સંભળાય છે, પણ અમારો અવાજ તેમના સુધી પહોંચતો નથી, તેથી આ સ્થળે કયાંથી આવ્યાં તે આ પાંદડાપર લખીને નીચે ફેંકવાનો વિચાર હતો, એટલામાં તને આવતી જોઇ !" આમ કહી કાન્તા તેનો હાથ પકડી પહાડના કીનારા તરફ ચાલી. ચાલતાં ચાલતાં ચકોરીએ પૂછયું "કુંવરીબા, તમને પેલો બગલો ગળી ગયો હશે ?"

"હા ! તું પણ તેમાંજ સપડાઈ હઇશ ?" કાન્તાએ પૂછયું.

"ના, એ બગલાની કરામત તો હું જાણી ગઇ, પણ બીજે માર્ગે સપડાઇ !" ચકોરીએ જણાવ્યું, આમ વાત કરતી તેઓ કાન્તા પહેલાં જ્યાં બેઠી હતી ત્યાં આવી પહોંચી, એટલે ચકો-રીએ નીચે ઉભેલા કુમાર વગેરે તરફ જોયું. તેણીને કાન્તા પાસે જોતાં કુલીન અને ચતુર, વગેરેને પણ થોડી ધીરજ મળી. આસ-પાસના પર્વતો તેમજ નીચાણ, વગેરેનો અંતર જોઇ ચકોરીએ કહ્યું. "પાંદડાપર લખવાની કંઇ જરૂર નથી ! મારો અવાજ કુમારને સંભળાશે. હું એમને આપણી વીતક કહું છું !" આ પછી ચકોરીએ કુલીન, વગેરે સાથે શી વાતચીત કરી તે જાણીએ તે પહેલાં પેલા ભોંયારાનો દરવાજો પોતાની કમંદથી બાંધીને તેમાં ઉતર્યા પછી તે અત્રે કયાંથી આવી પહોંચી તે આપણે

જાણી લઇએ. ભોંયરામાં ઉતરીને તે એક ઓરડામાં જઇ પહોંચી, જેને ભીતમાં દરવાજાના ચોકઠાં હતાં, પણ તેમાં બારણાં નહોતાં. ઓરડીની બહાર ઉભી રહી નમીને બારીકીથી સઘળી તરફ જોયા પછી તે અંદર દાખલ થઇ, તરતજ પાછળથી ચોકઠાના ઉપલા ભાગમાંથી દરવાજા સરખો લોખંડનો એક પડદો મોટા અવાજ સાથે પડયો, જેથી ચમકીને તેણે પાછળ ફરી જોયું તો દરવાજો બંધ થઇ ગયો હતો. આ ઓરડામાં અંધકાર હોવાથી બહાર નીકળવાનો એક રસ્તો જણાયો નહીં. ચકોરી મુંઝવણમાં પડી અને અંધારામાં રસ્તો શોધવાને ચારે તરફ ફરીને ફાંફા મારતાં એક ન્હાના ખાડામાં જઇ પડી, જે સાથે એક અવાજ થઇને બીજી તરફનો દરવાજો ઉઘડી ગયો, અને ઓરડામાં અજવાળું પડવા લાગ્યું. ખાડામાંથી નીકળી ઉઘડેલા દરવાજા આગળથી બહાર જોતાં રંગબેરંગી ફળફૂલના ઝાડો અને રોપાઓથી શોભી રહેલા બાગ સરખું રમણીક સ્થાન જોઇને તે તેમાં ચાલી. બાગના એક ભાગમાં ન્હાની નહેરના રૂપમાં પાણી વહીને સઘળા ઝાડોને પહોંચતું હતું. સામે એક બારાદરી હતી ત્યાં ચકોરી જઈ પહોંચી. આ બારાદરી કાળા પથ્થરથી બાંધેલી હતી. બારાદારીની વચમાં આરસપાહાણના એક નકસીદાર સુંદર સિંહાસન ઉપર સંગેમરમરનો એક ચોરસ પથ્થર ગોઠવેલો હતો, તે ઉપર નીચે પ્રમાણે કોતરેલા અક્ષરો વંચાતા હતાઃ-

આ તલેસમમાં જે માનવી ફસાય છે, તે બહાર નીકળી શકતુ' નથી. આ તલેસમ તોડનારને અખુટ ખજાનો મળશે પણ તેવી ઇચ્છા રાખનાર બળવાન રાજવંશી હોવો જોઇએ.

ચકોરીએ અજાયબ થઇ આ લેખ વાંચ્યો. હવે તેની ખાત્રી થઇ કે બહાર કદી નીકળી શકાય તેમ નથી. બાગમાં ભટકીને તે થાકી પાછી બારાદરીમાં આવી. કંઇ ન સુઝતાં પેલા સિંહાસન પાસે જઇ શિલાલેખ ફરી વાંચવા લાગી. તે ઉપાડીને જોવાની ઇચ્છા થતાં તે વાંકી વળી, પણ તેને હાથ લગાડતાં તેના આખા શરીરમાં ઝઝણાટી થઇ આવી અને તરતજ તે મૂર્છાંગત થઇ જમીનપર

ઢળી પડી. આખો દીવસ તે આ હાલતમાં ત્યાંજ પડી રહી, અને છેક સાંજે શુદ્ધિમાં આવી, એટલે બાગમાંની નહેરને કીનારે જઇ તેણીએ પોતાનું મુખ સાફ કર્યું. નિરાશા તેમજ ગભરાટસહ તે પાછી બારાદરીમાં ગઇ. રાત્રી પડવા માંડી એટલે આખી બારાદરીમાંથી એક જાતનો ચળકાટ નીકળવા લાગ્યો, જે રાત્રીના વધવા સાથે વધતો ગયો તે બારાદરીમાં કોઇ પણ સ્થાન એવું નહોતું જે ચમકતું નહતું, અને તેનો પ્રકાશ બાગના થોડા ભાગમાં પણ પડતો હતો. આ ચળકાટ કયાંથી નીકળતો હતો તે જાણવા માટે તેણે ઘણી તજવીજ કરી પણ કંઇ સમજાયું નહીં. અજાયબી, ધાસ્તિ અને નિરાશાથી છવાયલા અંતઃકરણે તેણે આખી રાત જાગૃત હાલતમાંજ પસાર કરી. પ્રભાત થતાં બારાદરી પાછી કાળા પથ્થરનીજ દેખાવા લાગી. ચકોરી ત્યાંથી ઉઠીને ફરતી ફરતી બાગની ભીંત પાસે જઇ પહોંચી, જેની નીચેથી પેલી નહેર બાગમાં વહેતી હતી. ત્યાં આસપાસ નજર ફેરવી તે મનમાં વિચારવા લાગી–" આ દીવાલ બહુ પહોળી હોય એમ લાગતું નથી, પણ તે બહુ ઉંચી હોવાથી તેનાપર ચઢીને પેલી બાજુ જવાય તેમ નથી. નહેરનું મુખ બહુ પહોળું તેમજ ઉઘાડું છે, એટલે એ મારગે દીવાલની પેલી તરફ સહેલાઇથી જઇ શકાય એટલો રસ્તો છે!" થોડી વાર વિચાર કીધા પછી આખરે એજ ઉપાય તેણીને યોગ્ય લાગ્યો, અને હિંમત ધરી તે નહેરમાં ઉતરી, એક ડુબકી મારી દીવાલની બહાર નીકળી ગઇ. પાણીમાંથી મસ્તક બહાર કહાડી જોતાં પોતાને બાગની બહાર જોઈ કંઇક આશા ભરી તે કીનારે આવી ઉભી રહી ચારે તરફ નજર ફેરવવા લાગી સઘળી બાજુએ ઉંચા ઉંચા પહાડ સિવાય બીજું કઈ જણાતું નહોતું. એક ટેકરાપર થોડો સમય ઉભી રહી પોતાના ભીંજાયલા વસ્ત્ર સુકાવ્યાં પછી તે ઝરાને કીનારે આગળ ચાલી. બંને તરફ ઉંચા પર્વતની વચમાંથી ઝરો વહેતો હતો, જેના કીનારાપર જાતજાતના ઝાડોની ઘટા હતી. પહાડની ઉપર જવાને કોઇ માર્ગ જણાતો નહોતો દીન બે પહોર ચઢતાં સુધીમાં તે લગભગ ત્રણ કોસ ચાલી ગઈ, પછી આગળ જવાનો માર્ગ નહોતો, કેમકે સામે પણ ઉંચો પહાડ હતો, જેમાંથી પાણી

વહેતું હતું. ખડકની તળેટીમાં દસેક ગજ સમચોરસ એક ચોતરો હતો, તેના મધ્યમાં પથ્થરનું અજગરનું મ્હોડું કોતરેલું હતું, જેનાં પહોળાં જડબાં એટલા બધા ઉઘાડા હતા કે તેના પેટમાં માણસથી સહેલાઇથી જઇ શકાય તેમ હતું. આ મ્હોડાંની સામે એક હાથ ચોરસ આરસનો પથ્થર જમીનમાં જડેલો હતો. અજગરને બરોબર જોવા માટે ચકોરી તેની પાસે ગઈ પણ પેલી આરસની સીલાપર તેનો પગ પડતાંજ અજગરે ધીમે ધીમે શ્વાસ ખેંચવા માંડયો, અને વખત જતાં તે એટલા જોરથી દમ ખેંચવા લાગ્યો કે ચકોરીના પગ ઠરી શકયા નહીં, અજગરના શ્વાસમાં ખેંચાઇને તે તેના પેટમાં તણાઇ ગઇ. શુદ્ધિમાં આવતાં ચકોરીએ પોતાને એક ન્હાની ઓરડીમાં પડેલી જોઇ. ઓરડીની બાજુમાં ઉપર જવા માટે પગથીયાં હતાં. અજાયબીમાં ગરકાવ થયલી ચકોરી થોડી વાર સુધી દીંગમૂઢ સરખી બેસીજ રહી. આ સર્વ શું થયું, તેના વિચારમાં તેની મતી ગૂમ થઇ ગઇ! તે સીડી ચઢીને એક અગાસીમાં ગઇ, પણ અગાસીમાં પગ મૂકતાંજ એક ધડાકા સાથે તે સીડી વગેરે અદ્રશ્ય થઇ ગયાં, અને ચકોરી અજાયબીમાં આસપાસ નજર ફેરવવા લાગી તો ચારે તરફ ઉંચા પહાડોની વચમાં પોતાને ઉભી રહેલી જોઇ. સામે એક નાની ગુફા જણાઇ, જેમાં બીજી તરફથી સહજ અજવાળું આવતું હતું. તે ગુફામાં ચાલી, અને થોડેક ચાલતાં ખુલ્લા મેદાનમાં જઇ પહોંચી. અત્રેજ તે કાન્તાને મળી હતી. ચકોરી નીચી વળીને કુમાર, વગેરે તરફ જોઇ, મ્હોટેથી બૂમ પાડી બોલી "જે ગુફામાં બલદેવસિંહે અમને કેદ કીધાં, તેનાથી દક્ષીણ તરફ સાતેક ગાઉ દૂર એક અસલી ખંડીયેર છે, તેમાં પથ્થરનો મ્હોટો કરામતી બગલો છે, જે કુંવરીબાને ગળી જવાથી તે અહીં આવી પહોંચ્યાં છે! એ તલેસમ તોડો તોજ અમારો છુટકારો થશે. બગલાની કરામતથી ચેતીને હું તલેસમમાં ઘણીજ સાવચેતીથી ગઇ હતી તોપણ ફસાઇને અહીં સપડાઈ છું, માટે તમે પણ ત્યાં જાઓ તો સાવચેતીથી અંદર ફરજો!" ચકોરીનું કહેવું નીચે સઘળાઓને બરાબર સંભળાયું. આથી કુલીનને બલદેવસિંહ ઉપર અનહદ ગુસ્સો ઉપજયો અને તે પોતાની તલવાર ખેંચી તેને

મારવાને ધસ્યો, પણ પાછળથી ચતુરે જઇ તેનો હાથ પકડી તેને અનેક પ્રકારે શાંત કીધો. ચકોરી સાથે થોડીક વાત કીધા પછી કુલીને ચતુરને કહ્યું "ભાઇ, કંઇ હરકત ન હોય તો મહારાજ રામસિંહ અને મહારાણીને અત્રે તેડી આવી કુંવરીનું મુખ બતાવીએ!"

"તેમને અહીં લાવવાનો હાલ સમય નથી! પહેલાં કુંવરીનો છુટકારો કરવાની તજવીજ કરવી જોઇએ, માટે મહારાજા રામસિંહને આ સમાચાર જણાવી આપણે ચકોરીએ બતાવેલા ખંડીયેર તરફ જઇએ!" ચતુરે જણાવ્યું, અને બૂમ પાડી ચકોરીને કહ્યું "અમે ખંડીયેર તરફ જઇએ છીએ, પણ તલેસમ તોડતા કોણ જાણે કેટલા દીવસો નીકળી જશે માટે તમે રાજકુંવરીને ધીરજ આપજો! એમને કશી મુંઝવણ પડવા દેશો નહીં! હિંમત ધરી સુખદુઃખના થોડા દહાડા વીતાડજો!"

"કંઇ ચિંતા કરશો નહીં!" ચકોરીએ જવાબ આપ્યો— "અત્રે ખાવાપીવાની કંઇ અડચણ પડનાર નથી કેમકે, ફળફળાદીનાં ઘણાં ઝાડો છે, તેમજ પર્વતમાંથી નિર્મળ ઝરા વહે છે! પણ આપ ખંડીયેરમાં સાવધાનીથી કામ કરજો. કુલીનસિંહજ એ તલેસમ તોડી શકશે, તોપણ સઘળાઓ તેમની સાથે રહેજો!" કાન્તાને છોડીને ત્યાંથી જવાને કુમારનું મન માન્યું નહીં, પણ લાચાર! તેઓ ગુફાની બહાર આવ્યા. ચતુરે દરવાજે બેવડો ચાવીએ બંધ કીધો. પછી પોતાના માતપિતાને સર્વ હકીકત જણાવી શેરગઢ સત્વર પાછા ફરવાનું કહી વીજયને કીર્તિપુર વીદાય કરી કુમાર ચતુર અને શાંતીનાથ સહીત શેરગઢ સીધાર્યા.



